# જીવાત્મા
## અને
# પરમાત્મા સ્વરૂપનિર્ણય.

:: લેખક ::
ડૉ. નાથાભાઇ આબરભાઇ પટેલ.

॥ श्री परम पुरुषोत्तमाय नमोनमः ॥



॥ श्री हरिकृष्णाय नमोनमः ॥

# જીવાત્મા અને પરમાત્મા સ્વરૂપનિર્ણય.

મહાપ્રભુની પ્રસન્નતાર્થે-ધર્મ ધુરંધર આચાર્યો શ્રી—
શ્રીપતિપ્રસાદજી વિહારીલાલજી મહારાજ તથા વાસુદેવ-
પ્રસાદજી પુરૂષોત્તમપ્રસાદજી મહારાજની આજ્ઞાથી
આર્યાવર્ત ભૂમિના મુમુક્ષુજનોના પરમ
કલ્યાણને માટે રચિ, છપાવી
પ્રગટકર્ત્તા સેવક.

ડૉકટર—નાથાભાઇ બાબરભાઇ પટેલ

એલ. એમ. એન્ડ. પ્રેસ.
( કરમસદ. તા. આણંદ. )

આવૃત્તિ. ૧લી. પ્રત. ૧૦૦૦.
સંવત. ૧૯૮૬. ઈ. સ. ૧૯૩૦.
મૂલ્ય રૂ. ૨—૮—૦

આ પુસ્તક નીચેને ઠેકાણેથી મળી શકશેઃ—

૧ ડૉ. નાથાભાઈ બાબરભાઇ પટેલ.
એલ. એમ. એન્ડ. એસ.
કરમસદ (આણંદ થઇને)

૨ વૈદ્યરાજ કેશવલાલ શિવશંકર. જાની.
માંડવીની પોળ, અમદાવાદ.

ધી સૂર્યપ્રકાશ પ્રીન્ટીગ પ્રેસમાં પટેલ મૂળચંદભાઇ ત્રીકમલાલે
છાપ્યું. ઠે. પાનકોર નાકા—અમદાવાદ.

# — પ્રસ્તાવના —



આ વિશ્વમાં બે પ્રકારની વસ્તુઓ નજરે પડે છે. જીવ-વાળી, અને જીવવગરની જડ, જેને દરેક મનુષ્ય ઓળખે-છે. જીવવાળી વસ્તુઓ, પશુ, પંખી મનુષ્ય, વિગેરે જેઓ ગતી કરી શકે છે, તે જંગમ કહેવાય છે; અને છોડવા, વૃક્ષ, વિગેરે ગતી કરી શકતા નથી તેથી તેઓ સ્થાવર કહેવાય છે. આ સઘળા સ્થાવર જંગમ જીવોમાં સત્તાને ભોગવનાર માનવદેહ છે, મનુષ્ય જાતિ સૌથી શ્રેષ્ટ છે. ધર્મ, અર્થ, કામ, ને મોક્ષ, એ ચારેય પ્રકાર જો મનુષ્ય ધારે તો મેળવી શકે છે. તેમાં વળી આ પવિત્ર ભૂમિમાં જન્મ પામવો તેતો મહાદુર્લભ છે. આખા વિશ્વમાં આર્યાવર્ત ભૂમિ, એ ખરે-ખર સાત્વિક પૂજ્ય ભૂમિ છે. અધ્યાત્મિક વિદ્યાની સદોદિત વ્યાપી રહેલી શુભ ભાવનાવડે ભારતભૂમિ ઉજ્વળ છે. અનેક આચાર્યો, અવતારો, મહાત્માઓ, ને પંડિતોની, ચરણરજ-વડે સેવાએલી, ઉત્તમ, શાંત, ને નૈસર્ગિય, જીવન ગાળવાની યોગ્ય ભૂમિ હોય તો, તે ભારતભૂમિજ છે, જેની એક ચપટી રાખમાં જે સાત્વિક, ને દૈવી, પ્રકાશવાળાં પરમાણુઓ વિલસી રહ્યાં છે, તે અન્ય ભૂમિમાં નથી. મોટા પુરૂષો દરેક કાળમાં વિચરતા હોય છે, જેથી ભાવનાપૂર્વક તેમનો સંબંધ થાય તો લાભનો પાર નથી. માનવદેહ ઉત્તમ છે, જો વિચાર-ભાવના જાગ્રત થાય તો, આપણો લૌકિક અને પારલૌકિક બન્ને માર્ગ અવનતિમય કંટકરૂપ ન બને.

વિચારો ! આપણે શું દેખીએ છીએ ? જગત્ અને જીવો. અનેક જીવો આપણી નજરે પડે છે. કેટલાક મરે-છે, ને કેટલાક જન્મે છે. કોઈ રાજા, કોઇ ગરીબ, કોઇ પંડિત, કોઇ શાહુકાર, કોઇ મૂર્ખ, તથા લખચોરાશીના અનંત જીવો, જેમની સ્થિતીના ભેદો અનેક પ્રકારના છે. કાર્યરૂપે આપણું શરીર ને કાર્યરૂપે આ જગત્ જણાય છે. વળી કારણ વિના કાર્ય થવું અસંભવિત છે. કોઇ કહે કે, મારાં માત પિતા ન હતાં, એમનો એમજ હું ઉત્પન્ન થયો છું. આ વાતો ગાંડા લોકની છે, પાગલની છે. આપણને શરીર શામાંથી મળ્યું ? જવાબમાં એટલુંજ ભાન થાય છે કે, વાસના પ્રમાણે, કારણ દેહમાં જે સૂક્ષ્મ બીજ તે કાર્યરૂપે શરીરમાં વિકાસને પામી આપણને દૃશ્યમાન થાય છે. ને દેહ તો જડ છે, મિથ્યા છે. એટલે માયાનું પણ ભાન થાય-છે. તો પછી. (૧) જીવ—વાસના મુલકવાળો છે, રાગ, દ્વેષ, ઇર્ષા, આદિ વિકારવાળો છે.

(૨) માયાનું પણ ભાન થાય છે. સૌસૌનાં કર્મ-પ્રમાણે દેહ પ્રાપ્ત થાય છે.

(૩) એટલે તેનો કર્તા કોઈ છે એમ ભાન થાય છે.

(૪) ચોરી, વ્યભિચાર, વિગેરે ખોટું કામ કરવા, આપણે પ્રયત્ન કરીએ ત્યારે, જીવમાં ના પાડનાર, શક્તિ છે, તે ના પાડે છે. તે શક્તિ કોની, તેપણ વિચારવાનું છે.

(૫) શક્તિપરથી શક્તિમાન પણ હોવો જોઇએ, એમ આપણને સામાન્ય દૃષ્ટિથી ભાન થાય છે. તે માયિકદૃષ્ટિ કહેવાય છે.

(૨) બીજી દૃષ્ટિ, વિચારને પામેલ, જે શાસ્ત્ર થકી વિચારીને નિર્ણય કરેછેકે, જીવોનાં શરીર તે વાસના શરીરને લીધે છે, અને તેનો નાથ, ઇશ્વર–બ્રહ્માંડનો ધણી-છે. અને તે ઇશ્વરને પણ બ્રહ્માંડની ઉપાધી વહોરવાનું શું કારણ? સદ્‌વાસના, ઐશ્વર્યવાન થવું. ત્યારે તે પણ કાર્ય, ને કારણ ઉપાધીવાળો, સામર્થ્યવાળો, સમર્થ છે, સર્વજ્ઞ છે. માટે તેને સર્જાવનાર કોણ? જેનું કારણ કોઇ નહિ, તે કોણ? અર્થાત્ કારણ જેનું નથી, તે સર્વે કાર્યોનું કારણ બને છે. અને સર્વેનાં કર્મફળ આપનાર પરમાત્મા છે; એમ વિદ્વાન જાણી શકે છે. અને તેથી પાપથી ડરીને સદ્‌વર્ત-નથી ચાલે છે.

(૩) ત્રીજી દૃષ્ટિ—અલૌકિક દૃષ્ટિ. આ દૃષ્ટિને પામેલ પુરૂષ, નક્કી સમજે છે કે, માયાનુ ક્ષેત્ર નાશવંત છે. ને જ્યાં સુધી ઉપાધી વળગેલી છે, ત્યાં સુધી દેહને ધરવાનો છે. અને સંચિતકર્મપ્રમાણે જેમ જેની ઉપજ્યાની રીતિ હોય, તેમ દરેક જીવ, ઇશ્વરોને, પરમાત્મા ઉપજાવે છે, એમ જાણી, પરમાત્માને સેવે છે. ને પરમાત્મા સન્મુખ વળે છે. સંતસમાજથી નોખો નથી રહેતો. જેથી તેને સર્વે વસ્તુના વસ્તુસ્વરૂપનું જ્ઞાન થાય છે.

(૪) ચોથી દૃષ્ટિ—જાગતા પુરૂષોની, ઉત્તમપુરૂષોની છે. જે સર્વે જીવ, ઇશ્વર, પુરૂષ, માયા, ને પુરૂષોત્તમ એવા જે

ભગવાન, તેમનાં સ્વરૂપ યથાર્થ—જેમ છે તેમ જાણે છે, ને બીજાને જણાવે છે. તેમનો કાળ, દ્રવ્ય, ક્ષેત્ર, ( દેહ ) ને તેમના વિચારો, જે છે તે બીજાને આપી, તથા જણાવી, અનેક જીવોને કૃતાર્થ કરે છે. જે પુરૂષો પોતાની સ્વફરજ અદા નથી કરતા, તે નિંદ્રાયુક્ત પુરૂષો છે. આ પ્રકારે જગત્ રૂપી કાર્ય, ને જીવોને ચારપ્રકારની દૃષ્ટિથી અવલોકી શકાય છે. આપણે કોણ? શું કરવા આવ્યા છીએ? ને ક્યાં જઇશું? એવા વિચારો બુદ્ધિમાનને આવે છે. અને તેઓ પોતાનુ તથા બીજાનું શ્રેય કરી શકે છે.

જીવતત્ત્વ શું છે, તે તે સંબંધી ગ્રંથ વાંચવાથી એકદમ માલમ પડી શકે તેમ નથી. જીવનું વાચ્યાર્થસ્વરૂપ, ને જીવનું લક્ષ્યાર્થસ્વરૂપ, તેમજ આધ્યાત્મિક જ્ઞાનનું યથાર્થ સ્વરૂપ, સમજાય, ને કોઇથકી જાણીશકાય, તોજ સર્વે ભેદો, સર્વે દ્રવ્યોનાં સત્યસ્વરૂપ અવલોકી શકાય. કારણ કે, શંકરાચાર્ય જેવા સમર્થપણ, પોતાના ભાષ્યમાં જીવાત્માનું સ્વરૂપ યથાર્થપણે જણાવી શક્યા નથી. માટે આ જ્ઞાન, બ્રહ્મવિદ્યા ભણવા માટે, જાગતા પુરૂષ, મહાપુરૂના સમાગમની ખાસ જરૂર છે.

ખાસ જણાવવાનું કે પહેલોજ પાઠ—"**पापेक्षीणे दुःखं नश्यति**" જો મનુષ્ય, પાપાચાર, વ્યભિચાર, છોડી દે, ને પુણ્ય જો તેનાથી બીજું કાંઇ ન થાય તોપણ ધીરે ધીરે તેના દુઃખનો નાશ થાયછે. માટે સ્વાધિકારે જે ઉપયોગી કાર્યો કરવાનાં છે, તે કરવાં જોઇએ. એટલે જીવાત્મા શાંતિ અનુભવી શકેછે, ને ઉચ્ચતર જીવન ગાળવા સમર્થ બને છે.

જીવનો અર્થ શું? માયા ઉપાધિથી રાગ, દ્વેષ, અન્તર વિકારોને તાબેથઇ, તમામ ક્રિયા કરવી, એ જીવનું જીવપણું છે. ત્રણે દેહમાં રચ્યાપચ્યા રહી ત્રણે અવસ્થા પોતાની માની, હું ભોક્તા, હું ગરીબ, હું મોટો, હું કુળવાન, એમ માયાના ગુણ સાથે એકરસપણે વર્તવું એજ જીવનું જીવપણું છે. અને વિચારને પામી, દેહથી પૃથક સત્તાપણે રહેવું, દોષોને દુરકરવા, ને પાપથી ડરીને ચાલવું, સ્વફરજ અદાકરવી, ને જન્મ, જરા, મૃત્યુ, તે મારે નથી; ને સુખ, દુઃખ, હાણ, વૃદ્ધિ, ખોટ, લાભ તે મારે નથી, એમ માની તેમાં સ્થીરમતીવાળા થવું, તે જીવાત્માપણું છે. આ પ્રમાણે જે સત્તાપણે રહે છે, તે મનુષ્યજ ઉચ્ચતર સ્થીતિ પ્રાપ્ત-કરે છે.

(૨) માયા-જડ, મિથ્યા, દુઃખરૂપ, પરભોગી. તે માયા જીવને અનેક પ્રકારે પ્રપંચ, છળ, કપટરૂપે, દેખાઇ આવેછે, ને કાળનું ભક્ષણ છે.

(૩) ઇશ્વર-સદાશયવાળો સમર્થ છે. તે સર્વજ્ઞ, બ્રહ્માંડનો નિયંતા, ને સર્વે જીવોનો ક્ષેત્રજ્ઞ છે. ઐશ્વર્યવાન, ને વિદ્યાવાળો, અપાર વિદ્યા સંપાદન કરે છે. તેની-તેવા આ-ત્માઓની ઉર્ધ્વગતી જ છે.

(૪) પુરૂષ-જે મૂળપુરૂષ, અનેક બ્રહ્માંડોના કાર્ય મૂળપ્રકૃતિ સાથે જોડાઇને ઊપજાવે છે, ને નિર્વિકારી, વ્યાપક, ને આધારથઇને સર્વાત્મા બ્રહ્મ તરીકે નિયંતાપણું જેનું રહે છે, તેને સદાશય મૂળમાયા સાથે રમવાનો,

ને અનંત બ્રહ્માંડના નિયંતાપણાનો હોવાથી, તે સમર્થ મહાઐશ્વર્યવાન, ભગવાનની ઉપાસના વડે થયો છે. અને ક્ષેત્રજ્ઞ, સર્વજ્ઞ, કુટસ્થપુરૂષ, ગણાય છે.

(૫) બ્રહ્મસ્વરૂપભગવાન, બે શક્તિએ સર્વેનો પ્રકાશ કરી રહ્યા છે. (૧) નિર્ગુણ શક્તિ સર્વે જીવ, ઇશ્વર, પુરૂષ, ને તેનાં કાર્ય, ને તે વિષે, સૂક્ષ્મપણે, સાક્ષીપણે, અંતર્જામીપણે, આત્માપણું ધરાવે છે, ને સર્વે ઉપાધીવાળાં જીવ, ઈશ્વરોને, તારતમ્યપણે ઉપજાવે છે, ને પ્રતિલો–પણાને પમાડે છે. (૨) સગુણશક્તિ ધામરૂપે સર્વાધાર ચિદાકાશરૂપે સર્વેમાં રહે છે, ને સર્વેને ધરી રહી છે, ને પરમાત્મા સદા દિવ્યસાકારમૂર્તિ તે ધામમાં અનંત મુકતો સાથે બિરાજમાન છે. અને પોતાની આ બે અદ્દભૂત શક્તિઓ વડે વ્યાપકપણે સર્વે ક્ષેત્રોના કાર્ય ઉપજાવે છે. ને કર્મફળ આપેછે. સર્વેમનુષ્યોનાં બુદ્ધિ, ઇંદ્રિયો, મન, ને પ્રાણ, બ્રહ્મસ્વરૂપભગવાન સર્જાવે છે. તે જીવોના વિષય ભોગને માટે, તથા જન્મને અર્થે તથા પરલોકમાં જાવાને અર્થે તથા પરમમોક્ષને અર્થે સર્જાવે છે. માટે જગતની ઉત્પત્તિ કરે છે, તેપણ જીવોના ભલાને માટે કરે-છે, અને સ્થીતિ કરે છે, તેપણ ભલાને માટે કરે છે, અને લય કરે છે, તેપણ સંસૃતિયે કરીને થાકયા જે જીવ, તેના વિશ્રામને અર્થે કરે છે. માટે ઉપાદાન કારણ પણ તે છે, નિમિત્ત કારણ પણ તે છે. ને આ બ્રહ્માંડોના જીવો, તે સાધારૂપ છે. એટલે પ્રેરક, ને પ્રયોજક સર્વ પ્રકારે જીવના હિતને માટે પ્રવર્ત્યા એવા જે બ્રહ્મસ્વરૂપભગવાન, તે જ્યારે

કૃપાકરીને, મનુષ્યમૂર્તિ, દરેક બ્રહ્માંડમાં ધારણ કરે છે; ત્યારે તેમની અપાર શક્તિ, પ્રભા, પ્રગટકરી, વિદ્યાનો પ્રકાશકરી, અનેક જીવની અવિદ્યાનો નાશ કરે છે; ને પરમ કલ્યાણના હેતુ થાય છે. જે જે જીવો, આવા ભગવાનના સ્વરૂપને ઓળખી શકે છે, તે જીવો કૃતાર્થ થઇજાય છે; ને બીજાને સબંધથી સંસ્કાર પમાડે છે, અને બે પાંચ જન્મે તે જીવોને પણ અભયપદ આપે છે. દ્રોહના કરનાર જીવોનો નાશ થાય છે. એટલે પહાડ, કે વૃક્ષ, કે હીજડાનો દેહ પામે છે. એટલે તેનો ઉદય થાતોજ નથી. માટે આશરો કરી લેવો.

આ ગ્રંથ પ્રગટ કરવાના હેતુ—

આપ જાણો છો કે, સંબંધ વિના નિશ્ચય નથી, દ્રવ્ય વિના ભાવ નથી, કારણ વિના કાર્ય નથી, શાળા વિના વિદ્યા નથી, બાગ વિના પુષ્પ નથી, તેમ સત્ય વસ્તુની ઓળખાણ વિના સત્યસ્વરૂપ દરેકનું જાણી શકાતું નથી. ને તેની ઉપાસના તથા સેવા અદા કરી શકાતી નથી. સત્ય, કહેતાં, જે વસ્તુ જેવી છે, તેને તેવી કહેવી, લખવી, માનવી, અને મનાવવી, તેજ સત્ય કહેવાય છે. મનુષ્યનો આત્મા સત્યાસત્યને જાણવાવાળો છે. પણ, હઠ, દુરાગ્રહ, ને અવિદ્યાને લીધે, સત્યને છોડી, અસત્ય તરફ વળી જવાય છે. આ ગ્રંથમાં એવી વાત નથી રાખી કે કોઇનું મન દુઃખાય, ને તેને હાનિ થાય. પણ જેથી માનવજાતિને ઉપકાર થાય ને ઉન્નતિથાય, તે માટે જીવાત્માનું સત્યસ્વરૂપ તથા પરમાત્માનું સત્યસ્વરૂપ જેમ છે તેમ ચર્ચવામાં આવેલું છે. સર્વ મનુષ્યોને

ઉચિત છે કે, પોતે પોતાના મત તથા રૂચીપ્રમાણે પુસ્તકોને જોઇ, સમજીને, કાંઈ સમ્મતિ કે અસમ્મતિ આપે કે લખે. પરંતુ તે અભિપ્રાય ભૂલ ભરેલોજ હોય. કારણકે, સાક્ષાત્ ઇંદ્રિયો, મન, ને જીવતદાશ્રિત જે અનુભવજ્ઞાન, તેજ જ્ઞાન સાચું છે. અને આ ગ્રંથમાં તે પૂરવાર કરવામાં આવેલ છે. જેથી વસ્તુનું સત્યસ્વરૂપ ઓળખાયા વગર રહેશેજ નહિ.

મનુષ્ય જન્મનું થવું, તે સત્યાસત્યનો નિર્ણય કરવા કરાવવા માટે છે. પણ વાદ, વિવાદ, કે વિરોધ કરાવવા માટે નથી. મતપંથોના વિવાદથી જે અનિષ્ટ ફળ થાય છે. તે જાગતા પુરૂષજ જાણી શકે છે. વિદ્વાન વર્ગ, ઈર્ષા, દ્વેષ, રાગ, છોડીદઇ, સત્યનું સેવન કરે, ને અસત્યનો ત્યાગ કરે તો જરૂર આ વિશ્વ અપાર શોભાયુક્ત પ્રકાશી રહે; અને સર્વે મનુષ્યો પરમ શાન્તિ અનુભવી શકે. જીવ, ઇશ્વર, માયા, ને પુરૂષ, તથા બ્રહ્મસ્વરૂપ જે ભગવાન, તેમનાં જેમ છે તેમ યથાર્થ સ્વરૂપનું સત્યપણું જાહેર કરવામાં આવેલું છે. વેદના મંત્રો શ્રુતિ–સ્મૃતિને ઉપનિષદોના આધાર સાથે, આ ગ્રંથ સુંદર શૈલીમાં. બોધપ્રદ ભાષામાં, વિશ્વવર્તિ મનુષ્યોના ભલાને માટે રેલાયેલો છે. માટે સત્યનું ગ્રહણ કરવા વિનંતિ છે.

દરેક મનુષ્ય–પંડિત કે પુરાણી, શબ્દનો વાચ્યાર્થ અર્થ ગ્રહી શકે છે. પરંતુ તેનું વસ્તુસ્વરૂપ જેમ છે તેમ તો પરમાત્માની દૃષ્ટિને પામેલ પુરૂષજ વર્ણવી તથા ગ્રહી શકે છે, ને સમજાવી શકે છે. દાખલા તરીકે, સ્ત્રીનું રૂપ,

મોહકરૂપ, કામી પુરૂષ બીજી રીતે દેખી શકે છે, ને વિજ્ઞાન પામેલ તે રૂપક ને માયાની પુતળી માની મોહને પામતો નથી. પણ તેના યથાર્થ રૂપને ઓળખીને, તેની માયા પણ દુર કરાવે છે. વળી વાઘ, તેને શિકાર રૂપ માને-છે, ને વિચારને પામેલ પુરૂષ તેને સ્ત્રી જાતિ દેખી, વ્યભિ-ચાર કરતો નથી.

આ પ્રમાણે ૪ પ્રકારની દૃષ્ટિ, ને ૪ પ્રકારની ક્રિયા, આ જગતમાં અવલોકાય છે, અને દરેક શાસ્ત્રનાઃશબ્દમાં પણ ૪ પ્રકારની દૃષ્ટિથી તેનો અર્થ મનાય છે, મનાવાય છે, ને ઉપદેશ થાય છે.

**॥ सत्यं ज्ञानम् अनन्तं ब्रह्म ॥**

**॥ वस्तु सच्चिदानंदानन्ताद्वयं ब्रह्म ॥**

આ બે શ્રુતિઓના અર્થ કરવામાં મોટા કહેવાતા અવતાર–શંકરાચાર્ય જેવા પણ ભૂલા પડી ગયા છે. ને શબ્દાર્થ કરી સત્યસ્વરૂપનો પ્રકાશ કરીશકયાનથી. સા-માન્ય અર્થ, સત્‌રૂપ, જ્ઞાનરૂપ, ને અમાપ બ્રહ્મ છે. એમ અહી અનેકવાદ–મતપંથો, પડેલા છે. તેનો સત્ય અર્થ નીચે પ્રમાણે છે.

**सत्यं ब्रह्म=वस्तु**
**अद्वयं ब्रह्म**

સત્, ચિત્, ને આનંદનો આધાર, બ્રહ્મમૂર્તિ ભગવાન છે. પ્રકાશ, પ્રભા, વ્યાપકતા, તથા આનંદ, જેને આધારે છે. એટલે તેજ વસ્તુ છે, બાકી સર્વે, જડ, ચેતનનો સમુહ વિકારવાન, ક્ષણિક આનંદ

આપનાર, ને અલ્પ છે, માટે અવસ્તુ છે. એકજ રૂપે રહેનાર, નિર્વિકારી, સદાપૂર્ણ જેના સ્વરૂપને વિષે ગુણાત્મક સ્થિતિના એકે વિકાર નથી, માટે વસ્તુ છે. તે સત્ય છે. તે **જ્ઞાનમ્** કહેતાં જ્ઞાન, પ્રભા, શક્તિ, ને વિદ્યામાત્રનો આધાર તે બ્રહ્મમૂર્તિ છે. તેને કોઇનો આધાર જોઇતો નથી. અનન્તં કહેતાં અમાપ, અખંડ, અપરિચ્છિન્ન, જેની વ્યાપકતા, દેશ, કાળ, ક્રિયા, ને સંગેકરીને પણ એક સરખીજ છે. માટે, સર્વજ્ઞ, જ્ઞાનના ભંડાર, સુખના ભંડાર, સર્વે ગુણોના ગુણી, સર્વે વિશેષણોના વિશેષ્ય, મહાપ્રભુની મૂર્ત્તિ છે. અને તેજ વસ્તુ છે, અને તેજ બ્રહ્મસ્વરૂપ સત્ય છે. બાકી તમામ અ-વસ્તુ છે. આવો અલૌકિક અર્થ કોણ બતાવી શકે? પર-માત્માજ જણાવી શકે છે. ને તેની દૃષ્ટિને પામેલ જાગતા પુરૂષજ બતાવી શકે છે. શબ્દછળ સમજવા, તેનાં ઘર તથા ગોલક જાણવાં, એજ પરમાત્મદર્શી, પુરૂષોનું કામ છે. માટે તેજ સત્ય જાહેર કરી શકે છે. અને તે જ ગ્રહણ કરવા યોગ્ય છે. વિચારને ન પામે, ને મોટા સંતનો સંબંધ ન રાખે, તો ગમે તેવો વિદ્વાન ભલે હોય, પણ તેને તત્વજ્ઞા-નની સમજણ નહિજ પડે. અને તેની રૂચી તથા અભિપ્રાય ગ્રહણ કરી શકાશે જ નહિ. સજ્જન-મુમુક્ષુજનો, ગુણો, ને સત્યનાજ ભક્ત હોય છે. તે જરૂર સત્ય શોધી શકશે, ને સ્વફરજ અદા કરી શકશે.

સત્ય-જેમ છે તેમ સ્વરૂપ જાણ્યા વિના, તથા સેવ્યા વિના, ઉપદેશની અસર પણ થતી નથી. તે ધાર્યા પ્રમાણે ફળ પણ આપી શકતું નથી, એટલા માટેજ સંત મહા-

ત્માઓ પૃથ્વી ઉપર પધારે છે. ને બ્રહ્મવિદ્યાનો પ્રકાશ કરી વિશ્વને શોભાડે છે. સ્વફરજ–સત્યસ્વરૂપ જણાવવાની ફરજ અદા કરતાં જે પુરૂષ નિર્ભય છે, તેજ ખરો જાગતો–પુરૂષ ગણાય છે.

આ ગ્રંથનું સત્યસ્વરૂપ, ૧૦ દશ પ્રકરણમાં વર્ણવેલ-છે. તેના સિદ્ધાંતો વેદોક્ત હોવાથી, સર્વથા માન્ય છે.

પ્રકરણ–૧ માં જીવાત્માનો સંસાર. આ જગત એક વિશ્વશાળા છે. તેમાંથી વ્યવહારિકજ્ઞાન, ને અધ્યાત્મિકજ્ઞાન, એ બન્નેને એકબીજાની અપેક્ષા છે. જે બન્ને જ્ઞાન સંપાદન કરે છે, તેજ પુરૂષ પ્રભુમય જીવનગાળી, આલોક તથા પરલોકમાં ઉચ્ચતર પદવી મેળવે છે, તે સંબંધી સંપૂર્ણ સત્યતાનું જ્ઞાન દેશકાળાદિકની અપેક્ષાએ ચર્ચાએલછે.

પ્રકરણ–૨. જીવાત્માનું લક્ષ્યાર્થસ્વરૂપ, ને વાચ્યાર્થ-સ્વરૂપ, આધાર સાથે સુંદર શૈલીમાં બોધપ્રદભાષામાં જણાવ્યું છે. જીવાત્માને ખેલવાની બાળ, જોબન, ને વૃદ્ધ અવસ્થા, તેનું ભાન કરાવી જીવનું સ્વરૂપ ને જીવની સ્થીતિ કેવી રીતે ઉચ્ચતર થાય છે તે જણાવેલ છે.

પ્રકરણ ૩ માં શરીરની લક્ષણા, ને મનની લક્ષણા જણાવેલ છે.

પ્રકરણ ૪ માં જીવની માયા, ઈશ્વરની માયા, ને જીવાત્માની સખ્ત ભૂમિકા તેના પ્રકાર વર્ણવ્યા છે.

પ્રકરણ ૫ જીવ અનાદિ છે પણ બ્રહ્માનો અંશ નથી, છેદ નથી, તેનો સત્ય સ્વરૂપમાં પ્રકાશ કરેલ છે.

પ્રકરણ ૬ માં જીવ, ઇશ્વર, માયા, પુરૂષ, ને પુરૂષોત્તમ,

એ ભેદોની એકમેકની સમતોલાન, ને ભેદો અનાદિ છે તેનાં સત્યસ્વરૂપ વેદોનાં મંત્રોના આધાર સાથે પ્રગટ કરેલ છે.

પ્રકરણ ૭. પરમાત્મા–બ્રહ્મસ્વરૂપ ભગવાન–દિવ્યમૂર્તિ છે, અને તે ધામમાં રહ્યા થકા, એકદેશી થકા સર્વદેશી છે. રાજાધિરાજ છે. ને તેની તૂલના કોઇ કરી શકે તેમ નથી. એ જેવા તો એ એકજ છે. તે આધારો સાથે પૂરવાર કરી સત્યસ્વરૂપ દર્શાવી આપ્યું છે.

પ્રકરણ ૮. અવતારની સમજણ. ને પરમાત્મા સર્વોપરી છે. સર્વના અવતારી–રાજાધિરાજ છે. તે વેદના આધાર સાથે સુંદર શૈલીમાં વર્ણવેલ છે.

પ્રકરણ ૯–બ્રહ્મસ્વરૂપ ભગવાનની પરીક્ષા કેવી રીતે થઈ શકે છે તેનાં અનેક કારણો આધાર સાથે આપેલાં છે, ને બ્રહ્મવિદ્યાનો પ્રકાશ કરેલ છે.

પ્રકરણ ૧૦–સત્યસ્વરૂપ–ભગવાન છે. માટે ઉપાસના કરવા યોગ્ય છે. ઉપાસનાના ત્રણ અંશ, વેદના આધાર સાથે જણાવ્યા છે. વિશિષ્ટાદ્વૈતસિદ્ધિ એજ પરમ મોક્ષ છે, તે સુંદર ભાષામાં વર્ણવેલ છે.

આ ગ્રંથમાં–અનેક આધારો વેદના, ઉપનિષદના, તથા અન્ય સત્શાસ્ત્રોના, એવી રીતે ગંભીરતાપૂર્વક જણાવેલા છે કે, સર્વ પ્રકારના જ્ઞાનનો, અધ્યાત્મિક જ્ઞાનમાં સમાવેશ થાય છે. અને તે સઘળા–જ્ઞાન, તથા પ્રભાવનો આધાર મહાપ્રભુ છે, જેની અતિ અલૌકિક દૃષ્ટિ માયાપર થવાથી, મહાપ્રભુની કૃપાથીજ આ ગ્રંથ ફક્ત વીશજ દિવસમાં પૂરો કરવામાં આવેલ છે. બીજા બે ગ્રંથો–"ભાગવત ધર્મ રહસ્ય

ભાગ ૧ ને ૨ જો" તે પણ મારે હાથેજ પુરા કરવામાં આવેલ છે. પરંતુ આ ગ્રંથતો અતિ અલૌકિકજ પ્રભા, મહાપ્રભુની દયાથી ધરાવે છે. તે મહત્કૃપા પરમાત્માનીજ છે, જેનું વર્ણન હું બીજા ભાગમાં મારા સાક્ષાત્ અનુભવના અધ્યાયમાં જણાવનાર છું, તે વિચારી લેશો. ભૂલ હોય તેની ક્ષમા ચાહું છું. પરમાત્મા એકજ ભૂલને પાત્ર નથી. બાકી મનુષ્યો ભૂલે તેમાં નવાઈ નથી.

પ્રસ્તાવનાના વિચારો દર્શાવી પ્રસ્તાવનાનો ઉપસંહાર કરવામાં આવે છે. અનેક વિષયો ચર્ચવાના તે ઉપરના ભા. ૧ ને ૨ જામાં ૭૨ અધ્યાયમાં ચર્ચાએલ છે. તે અથથી તે ઇતિ સુધી વાંચવાની ભલામણ છે. જેને જાણ્યા પછી મનુષ્યને જાણવાની અપેક્ષા રહેશે નહિ. મારા સાક્ષાત્ અનુભવથી જે કંઇ વિચારો પ્રભુ કૃપાથી દર્શાવ્યા છે, તે વિશ્વવર્તિ મનુષ્યો સાચા પ્રેમથી સ્વીકારે. ને પરમદયાળુ પ્રભુનો આશરો કરે. જેથી અનેક જીવો પરમમોક્ષ પામે, એજ મારી સ્વફરજ અદા કરી રહ્યો છું.

આ પુસ્તકની પ્રસ્તાવના પુરી કરતાં પહેલાં આ પુસ્તકની પુફો સુધારી તથા આ પુસ્તક સબંધી કેટલીક યોગ્ય સૂચનાઓ કરીને પરમ એકાંતિક સ્વધર્મનિષ્ઠ મારા પરમ પ્રિય મિત્ર વૈદ્યરાજ કેશવલાલ શીવશંકર જાની રાજકોટવાળાએ જે મને અમુલ્ય મદદ કરી છે તેનો આભાર માનવાનું જો હું ભુલી જાઉં તો તે મારી અક્ષમ્ય ભૂલ ગણાય.

॥ ૐ ॥ શાન્તિ! શાન્તિ!! શાન્તિ!!!

કરમસદ— માઘ પૂર્ણિમા ૧૯૮૬ } નમ્ર સેવક. ડા. નાથાભાઈ બાબરભાઇ

# અનુક્રમણિકા

## પ્રકરણ ૧ જીવાત્માનો સંસાર



## પ્રકરણ ૨ જું. જીવાત્મા.

### જીવનું સ્વરૂપ.

## પ્રકરણ ૭



## પ્રકરણ ૮.



## પ્રકરણ ૯.

**પ્રકરણ. ૧૦.** પૃષ્ઠ



ઇતિ સંપૂર્ણ.



## ॥ मंगलाचरणम् ॥

य ईशोऽपिस्वेच्छा धृतनृतनुरानंद निलयः ।
कृपा सिंधुर्बंधुर्भवजलनिधौ दुःखितनृणाम् ॥
सकामै निष्कामै रपिसुरनरैः सेव्य चरणम् ।
नमाम्यात्मात्मानं तमहमिह नारायण मुनिम् ॥ १ ॥
श्री जुष्टेऽक्षर धाम्नि शर्म निचये मायापुरे राजते ।
यो दिव्यावयवोऽक्षरात्परतरः सर्वातिरिक्ताकृतिः ॥
सर्वेशोऽक्षर मुक्तजुष्ट चरणः सौंदर्य पाथो निधिं ।
वंदेमत्पितरं सदैव सहजानंदंहरिंतंमुदा ॥ २ ॥

ॐ

श्री परम पुरुषोत्तमाय नमो नमः

॥ धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परंधीमहि ॥

श्री सच्चिदानंदेश्वराय नमो नमः

# જીવાત્મા અને પરમાત્મા સ્વરૂપ નિર્ણય

## પ્રકરણ ૧.

### જીવાત્માનો સંસાર.

આપણે આર્ય લોકો આર્યાવર્તની પવિત્ર ભૂમિમાં વસનારા છીએ. આ દેશ સમાન અન્ય કોઈ દેશ નથી. આ પરમ સાત્વિક પૂજ્ય ભૂમિ છે. અધ્યાત્મ વિદ્યાની સદોદિત વ્યાપી રહેલી ભાવના વડે ભારત વર્ષ ઉજ્જ્વળ છે. અનેક મુનિઓ, આચાર્યો, પંડિતો અને મહાન પુરૂષોની ચરણ રજ વડે સેવાયેલી, પવિત્ર ભૂમિમાં જ આપણો જન્મ છે, અને આપણા સંસારનો માર્ગ પણ આ સુવર્ણભૂમિ ઉપર જ કાપવાનો છે. આર્યાવર્તની એક ચપટી ધૂળમાં જે સાત્વિક અણુ, પરમાણુઓ વિલસી રહ્યાં છે, તે અન્ય ભૂમિમાં નથી. ઉત્તમમાં ઉત્તમ, શાંત ને સર્વ પ્રકારે નૈસર્ગિય જીવન

ગાળવાની યોગ્ય ભૂમિ-કર્મભૂમિ હોય, તો તે આપણી આ ભારત ભૂમિ જ છે. પરમાત્માના શુભ આશ્રય વડે જો જીવાત્મા આત્મોન્નતિના પરિપૂર્ણ શિખરે પહોંચવાની ઉંચામાં ઉંચી ભાવના કરે, તો અલબત્ત, ઉચ્ચ ભાવનાનું ફળ તે પ્રાપ્ત કરી શકે છે, અને ભોગવી શકે છે. ધાર્મિક નિવૃતિ માર્ગમાં અને ધાર્મિક પ્રવૃત્તિ માર્ગમાં એવી ઉદાર ભાવનાથી પ્રવર્તવું જોઇએ કે, જેથી આ લૌકિક તથા વિશ્વહિતકારક યોજનાઓપૂર્વક જે જે, પ્રવૃત્તિઓ સેવવી પડે, તેમાં આપણા અધિકાર પ્રમાણે પ્રવર્તવું જોઇએ, તેમાં કંટક માર્ગ તથા દુઃખો આવે તેને સહન કરવાં, અને કાપવાં જોઇએ, તો જ ઉચ્ચ પદ પ્રાપ્ત થાય છે.

આ સંસાર સમુદ્રમાં અનેક જીવો ડુબકીઓ ખાતા આપણી નજરે પડે છે અને તમામ-અંડજ, સ્વેદજ, ઉદ્ભિજ અને જરાયુજ જાતના અનેક જીવો શુભાશુભ કર્મો કરી જીવી શકે છે, અને જીવન નિભાવી શકે છે. જ્યાં દેખો ત્યાં જડ, અને ચેતનનો સંબંધ થએલો, અનેક રૂપથી નામના વિભાગથી ઓળખાઈ આવે છે. કેટલાક રંગી, કેટલાક બેરંગી, કેટલાક સુર, કેટલાક અસુર, કેટલાક ગૃહસ્થ અને કેટલાક ગરીબ, એમ અનેક વર્ગ જોવામાં આવે છે. આ અનંત પ્રકારની વિચિત્રતા દેખાય છે, તે સર્વે પોતપોતાના કર્માનુસાર-સંચિત કર્મ પ્રમાણે, વાસના મુલક પ્રમાણે અંતર્યામી શક્તિ વડે, મહાન પિતા-કર્મફળ પ્રદાતા ભગવાન, સાક્ષી રૂપે સમગ્ર જીવ, જીવ પ્રત્યે રહ્યા થકા, જે જીવને જેના દેહ થકી ઉપજયાનો કર્મ સંબંધ પ્રાપ્ત થયો

હોય તે જીવને તે દ્વારાએ ઉપજાવે છે, અને સંબંધ યોજી આપે છે.

દરેક મનુષ્ય કર્મ કરવા સ્વતંત્ર છે, પણ અશુભ કર્મ કરવામાં ચોરી, વ્યભિચાર કરવામાં તેને પરમાત્માની શક્તિ જે ઘટ ઘટ પ્રત્યે રહેલી છે, તે સાક્ષી ના પાડે છે છતાં તે મનુષ્ય દુષ્ટ સંકલ્પને તાબે થઈ ક્રિયામાં પ્રવર્તે છે તો તેનાં માઠાં ફળ ભોગવ્યેજ છૂટકો છે. બ્રાહ્મણ-ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ આદિક વર્ણનું અસ્તિત્વ શુભાશુભ કર્મથી જ બનેલું છે.

જે વખતે આ જગત સર્જવામાં આવ્યું, તે વખતે સૃષ્ટિની આદિમાં સર્વે પુન્યવાન પુરૂષો, આર્ય કહેવાતા, બ્રાહ્મણ કહેવાતા, અને એથી ભિન્ન બીજા દેશના લોકો દસ્યુ કહેવાતાં હતા. આપણા દેશમાં ઋગ્વેદાદિ-વેદવેદાન્ત-બ્રહ્મ વિદ્યા પ્રથમથી જ ઈશ્વર પ્રણિત પ્રકાશિત થએલી છે, ધર્મ, અર્થ કામ અને મોક્ષ એ સર્વેના માર્ગ વિષયવાર બતાવવામાં આવેલા છે. જે પુરૂષ જે વિદ્યા સિદ્ધ કરવા તત્પર થાય, તો તે વિદ્યાનો તે પંડિત બને છે. માટે સર્વ વિદ્યા, કળા, કૌશલ્ય ને સમૃદ્ધિથી ભરેલો આ દેશ હતો તે આ કળીયુગમાં કેવી દુર્દશા ભોગવે છે. પ્રથમ સત્યયુગ-જેમાં સર્વેના સંકલ્પ સિદ્ધ થાતા ને સર્વ આર્ય હતા, બ્રાહ્મણ હતા-ઉત્તમ પુરૂષો હતા-તે પછી ત્રેતા, દ્વાપર ને હાલ કળીયુગ પ્રવર્તેલો છે. શુભ કાળ બળવાન હોય, ત્યારે ક્રિયા પણ શુભ જ થતી હોય, પરંતુ માયાના ત્રણ ગુણ સત્વ, રજ,

તમ તેના વેગે કરીને શુભાશુભ કર્મો થવા લાગ્યાં, અને કર્મ પ્રમાણે વર્ણાશ્રમ સ્થાપન થઇ ગયો. ધીરે ધીરે બ્રાહ્મણ લોક વિદ્યાહીન થયા, મૂર્ખ બન્યા તો પછી ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર અવિદ્વાન રહે તેમાં નવાઇ જ શું !

ખરેખર, જે મનુષ્ય ઉત્તમ હોય વા નીચ હોય, પરંતુ કર્તવ્ય પ્રતિપાલનમાં ભ્રષ્ટ થાય છે, તે વિશ્વના પગ તળે કચરાય છે, અજ્ઞાન કુપમાં ઉતરે છે, જીવન વિહીન બને છે અને આત્માની પડતી દશા પ્રાપ્ત કરે છે.

**"જ્ઞાન બિના વ્યવહાર કો કહા બનાવત નાચ,**
**રત્ન કહોંગે કાચકો, અંત કાચ સો કાચ."**

જ્ઞાન વિના વ્યવહાર પણ આ સંસારમાં નાટક રૂપ છે માટે સત્ય વસ્તુને પીછાનવી એ જ પરમ શ્રેય છે, અજ્ઞાન, આસક્તિ અને મોહથી જે સંસાર માર્ગમાં સાધના કરવામાં આવે છે, તેથી શ્રેય કાંઈ થતું જ નથી. આ જગતમાં સર્વ પ્રકારનાં કાર્યોમાં જે પાછી પાની કરતા નથી, તે જ વીર પુરૂષો સત્ય ખોળી શકે છે, જ્ઞાન મેળવી શકે છે ને સંસારમાં ખેલ ખેલવતા શ્રેય સાધી શકે છે.

**प्रवृत्तिः सर्वजीवानां स्वस्वज्ञानानुसारतः ।**
**त्रैकालिकी भवत्येव यथायोगं प्रतिक्षणम् ॥**

આ વિશ્વારણ્યમાં દરેક જીવને પોતપોતાના જ્ઞાનને અનુસરીને જ પ્રવૃત્તિ કરતા જોવામાં આવે છે. આહાર વિહાર એ સર્વે કર્મો જીવોને પ્રતિક્ષણે થયાં જાય છે એમાં

કંઇ નવાઇ નથી, પરંતુ પોતપોતાના અધીકાર પ્રમાણે, યોગ્યતા અને અયોગ્યતાનો વિચાર કરી, લાભાલાભનો વિચાર કરી, વિવેક પૂર્વક જો સંસાર માર્ગ કપાય તોજ મનુષ્યો કર્મ બન્ધનથી મુક્ત થાય. સંસારમાં નાના જીવથી આરંભી, મોટા દેવ કોટી પર્યંત અવલોકશો તો, માલુમ પડશે કે, દરેક જીવ, આ સંસાર ચક્રમાં ગુંથાએલા છે. આ સંસાર ચક્રમાં પડેલાને શો આનંદ?—ઉત્તર એટલો જ મળે છે કે સંસારમાં સુખ છે જ નહિ. પરંતું જે પુરૂષો ઇંદ્રિયો તથા મનના શુભાશુભ ભાવમાં ન લેપાતાં, નિરાસક્તપણે પોતાની ફરજને અદા કરે છે, તે જ વિશ્વ ઉપર વિજય મેળવી શકે છે, અનેકને સહાય કરી શકે છે, પરોપકાર કરી શકે છે અને સંસારમાં ખેલતો થકો આનંદ અનુભવે છે અને અન્યને અનુભવાવે છે. આવા વીરપુરૂષો પ્રગટ્યા વિના, ભગવાનના સાચા ભક્તો પ્રગટ્યા વિના, ચારિત્રબળ વિના, કેવળ વાંચવાથા, પઢવાથી, દેશની, સમાજની તથા ધર્મની ઉન્નતિ થઇ શકતીજ નથી. જે પુરૂષો, જ્ઞાનબલ, વિદ્યાબલ, શારિરીક બલ, ક્ષાત્રધર્મબલ, વૈશ્યકર્મબલ, લક્ષ્મીબલ, સત્તાબલ, ત્યાગ બલ, અને અધ્યાત્મબળ ઇત્યાદિક શકિતઓની સંપૂર્ણ ઉન્નતિયોને સંરક્ષી શકે છે, તેજ ખરેખરા મહાત્માપુરૂષો છે. આ દુનિયામાં ગૃહી વા ત્યાગી, આર્ય કે અનાર્ય, બ્રાહ્મણ કે વૈશ્ય, પોતાની ઉપર જણાવેલી શકિતઓનું રક્ષણ ન કરે, અને સર્વ શુભ કર્મબળનો નાશ કરે, તો તેઓ નામર્દ, બીકણ, અને પૂર્વના વીરપુરૂષોના વારસાઓના નાશ કરનારા બને. માટે જ્ઞાન મેળવવું, શુભકર્મ સેવવાં, જેથી આપણી

ઉન્નતિને સંરક્ષી શકાય છે. આ કાલ એવો છે કે જે મનુષ્યો બીજા પરદેશી ધર્મની તથા પરદેશી પાપાચારીની સ્પર્ધામાં પાછા પડ્યા, તે મર્યા, વા મરી જ જવાના; તેઓની સંતતિને તેઓ નામર્દ અને ગુલામ, દાસ બનાવનારા જાણવા, અને મહા પ્રભુની આજ્ઞાઓથી ભ્રષ્ટ થએલા જાણવા. જે કોમના લોકો, જે સનાતન ધર્મના લોકો, જે દેશના લોકો, જન્મ-ભૂમિની, ધર્મની સેવાનો ત્યાગ કરે છે, સમાજસેવાનો ત્યાગ કરે છે. ધર્માભિમાનનો તથા સ્વદેશાભિમાનનો ત્યાગ કરે છે, તે લોકો જન્મભૂમિપર છે, તોપણ તેઓ મરેલા જ, ગુલામ જેવા બીકણુ અને નામર્દ જાણવા, કારણ કે-તેઓ દેશની, હિંદુ ધર્મની અને ધર્મના-નિવૃત્તિ તથા પ્રવૃત્તિમાર્ગની ગૌરવતા ઘટાડી દે છે; એટલું જ નહિ પણ તેઓ બોજારૂપ, કંટકરૂપ થઇ પડી, વીરપુરૂષોને પણ હાની કરે છે, અને તેમની શક્તિઓને પણ ક્ષીણ કરે છે. માટે ગૃહસ્થ વા ત્યાગી, બ્રાહ્મણ, વા ક્ષત્રિ, સર્વ મનુષ્યોએ જ્ઞાનબલ મેળવવા, શારિરીક બલ મેળવવા, ઉપયોગી કાર્યો કરવાનાં છે, વિદ્યાલયો, વિદ્યાપીઠો વિગેરે સ્થાપવાની ઘણી જરૂર છે, અને આત્મભોગ આપવાની ઘણી જરૂર છે.

હાલના કાળને અનુસરીને વેર, અહંતા, મમતા, વિગેરેનો ત્યાગ કરીને, ભય, ખેદ, દ્વેષ, પરહરી નિષ્કામ બની, આપણા હિંદુધર્મની રક્ષા તથા દેશની રક્ષા થાય તેવાં કર્મો કરવાંજ જોઇએ. નકામા જ્ઞાતિવરામાં તથા દુર્વ્યસનમાં લક્ષ્મીનો ઉપયોગ, બાળલગ્ન, વૃદ્ધલગ્ન, દુરાચાર, જુગાર વિગેરેનો ત્યાગ કરવો જોઇએ. દરેક મનુષ્યે, પોતાનો ગૃહ

સંસાર સુધારી, વિદ્યા, જ્ઞાનબલ વિગેરે દૈવી શકિતઓ ખીલવવી જોઇએ.

(૧) પ્રથમ પહેલી જ ફરજ આપણો ગૃહસંસાર સુધારવો જોઇએ એ છે. **પિતા એટલે શું?**—જે પોતાના સંબંધી જનોનું, વિદ્યા, જ્ઞાન, તથા લક્ષ્મી વિગેરેથી સર્વ પ્રકારે રક્ષણ કરી સૌની ઉન્નતિ ઇચ્છે છે. **માતા એટલે શું?**—પૂર્ણ દયાયુકત પોતાના સંતાનોના સુખ અને ઉન્નતિને ચાહે છે અને તેના સાધન મેળવી આપી તેમને સંસાર સમુદ્ર કાપવા, કંટક માર્ગ કાપવા તૈયાર બનાવે છે.

**મહાન પિતા અને માતા કોણ?**—ભગવાન કે જે આપણને જન્મ આપે છે, આપણું સર્વનું રક્ષણ કરે છે, આ જગતનું લાલનપાલન કરે છે. સદ્‍બુદ્ધિ આપે છે; શુભ કાર્યોમાં પ્રકાશ કરે છે, અશુભ કાર્યો કરવામાં ના પાડે છે. કર્મફળ આપે છે. અને માતા તરીકે આપણે જે તેમનાં સંતાન છીએ તેનાં સુખ તથા ઉન્નતિને ચાહે છે, અને તેને જે ઓળખે છે, તે જ કંટકરૂપ સંસારનો નાશ દેખે છે.

માટે જે માતપિતા–પરમેશ્વરને યાદ કરીને પોતાનાં સંતાનને ઉત્તમ શિક્ષણ આપે છે, તેમની સર્વે પ્રકારે રક્ષા કરે છે. ભૂતપ્રેતાદિક દુષ્ટ વહેમ તથા મિથ્યાવાદનું અજ્ઞાન દૂર કરાવે છે, શુભ સંસ્કાર આપે છે, શુભ કર્મો કરાવવા તથા ધર્મવાળા બનાવવા પ્રયત્ન કરે છે, તેજ માતપિતા ગણાય છે.

બાળપણમાંજ શંકા, કુસંગ અને કુસંસ્કારથી બાળકના હૃદયમાં જે છાપ પડે છે, તે કાયમ જ રહે છે. માટે

શુભ સંસ્કાર પમાડવા એ માતપિતા ઉપરજ આધાર રાખે છે. મનુષ્યોએ સર્વે મિથ્યા વ્યવહારોને છોડી દઇને સન્તાનોની આરોગ્યતા, બુદ્ધિ, બલ, પરાક્રમ વિગેરે વધીને તેઓ સુખી થાય, એજ ઉપાયો સેવવાની ખાસ જરૂર છે. કારણ કે તેમના ઉપર જ આપણું, આપણા ધર્મ તથા દેશનું ભાવી છે. પોતાનાં સન્તાને, તન, મન અને ધનથી, વિદ્યા, કળા, સભ્યતા, ઉત્તમગુણો અને ધર્મયુક્ત બનાવવાં એજ માબાપનું કર્તવ્ય છે ને એજ સંસાર તરવાનો, સંસારમાં સુખ મેળવવાનો પ્રથમ જ માર્ગ છે. જે પુરૂષ કે માતા આ માર્ગ ભૂલે છે, તેનો સંસાર મહા દુઃખમય, મહા કંટકરૂપ આપણે અનુભવીએ છીએ. જે સંસારિક સુખ છે, તે ગૃહસ્થાશ્રમી પોતાનાં સંતાનની જાહોજલાલીથી જ, તેમના શુભ સંસ્કારથીજ ભોગવી શકે છે, અને તે સુખ શુભ સંસ્કારથી જ મેળવાય છે. જે શાંતિ અનુભવાય છે, તે સામાન્ય સ્વર્ગજ છે. અને એથી વિપરીતપણાનો જે સંસાર કંટકરૂપ સંસાર તે જીવતાંજ નર્ક સમાન છે. દરેક સ્ત્રી. પુરૂષ સુખની ઇચ્છા કરે છે પણ દુઃખ કોઈ ચહાતું નથી, પણ આપણે યાદ રાખવું જોઇએ કે જ્યાં સુધી સ્ત્રી વા પુરૂષ શુભ સંસ્કાર સેવી શકતા નથી, આચરી શકતાં નથી, અને પાપ કહેતાં અશુભ કર્મો છોડતાં નથી, ત્યાં સુધી સંસારમાં સુખનું મળવું કયાંથી હોય! શુભ કર્મો કરવાથી જ દુઃખનો નાશ થાય છે.

જેમ ઝાડનું મૂળ કપાયાથી ઝાડનો નાશ થાય છે, તેમ હે મનુષ્યો! તમે શુભ સંસ્કારી બનો, સાચા ગુરૂ

**સેવો, અને પાપકર્મોનો ત્યાગ કરો એટલે તમે સુખી છો. અને દેશ સેવા, સમાજ સેવા, અને ધર્મ સેવા બજાવી શકશો, નહિંતર તમારૂ શ્રેય થનાર નથી, અને વિશ્વના પગતળે, કચરાઈ, છુંદાઇને મરી જશો, અનેકવાર જન્મશો ને મરશો એજ તમારે શીર છે.**

આપણા ઉપર બે ફરજો અનાદિની છે. પહેલી ફરજ શુભ સંસ્કાર મેળવી પોતાનાં સન્તાનોને સંસ્કારી બનાવવા, અને બીજી ફરજ—પરમાત્માને ઓળખીને, શુભાશુભ કર્મો કરતાં છતાં, "હું અને મારૂં" એવો ભાવ ન રહે, અને સ્વફરજને અમુક દૃષ્ટિએ અદા કરવામાં આવે, તોજ પરમશ્રેય છે; સંસારનો નાશ ત્યારેજ કરી શકાય છે. આ બન્ને ફરજ અદા કરનાર પુરૂષને ધન્ય છે, અને તેજ મોટો થઈ શકે છે; પરમકૃપાળુ પરમાત્માના દરબારમાં તેજ વિરામ કરી શકે છે, કારણ કે–**नारायण (भगवान) नारा** એટલે જીવન–અને **अयन** કહેતાં નિવાસસ્થાન–સર્વ જીવોના જીવન પ્રાણ ભગવાન છે. અને સર્વે જીવોના નિવાસસ્થાન પોતે છે એટલે તેને ઓળખનારજ તેના જેવો થઇ સર્વે જીવોનો જીવન બની તે મહા પ્રભુના સ્થાનમાં પ્રભુના સુખે સુખી રહ્યો થકો વિરામને પામે છે. માટે પ્રવૃત્તિ કે નિવૃત્તિ માર્ગ, જે માર્ગે ચાલો, તેમાં ભગવાનને યાદ કરી, સ્વફરજને અદા કરવામાં આવે, તોજ તમે શ્રેય મેળવી શકશો. જે દેશમાં અને જે કાળમાં, ધર્મી પુરૂષોનો અભાવ થાય છે, ત્યારેજ પાખંડ, પ્રપંચ, અસુરોને અવિદ્યાનો વધારો જોવામાં આવે છે, કયો ધર્મ, ક્યા વિચારો, કઈ શાખા કોને સેવવા

યોગ્ય છે, અને કેવી કેવી સ્થિતિમાં તથા કેવી રીતિથી તે ધર્મ કે પ્રવૃત્તિ સેવવા યોગ્ય છે, તેનું સમ્યક્જ્ઞાન ટળી જાય છે, અને તેથી જન સમાજની તથા ધર્મની સાચા વિચારોની અવનતિજ અવલોકાય છે. પરમાત્મદશા. તત્વજ્ઞાનીઓની તે વખતે ખાસ જરૂર જ હોય છે, અને તેવા પુરૂષો જ સત્ય સ્વરૂપ, સ્વફરજને જણાવી શકે છે. જ્ઞાનીઓ જ સમાજની, દેશની અને હિંદુ ધર્મની આધુનિક અને ભવિષ્ય સ્થિતિ અવલોકી શકે છે, તેઓ ખરા જીગરથી, તન, મન, ધનથી ફરજ અદા કરવા સર્વ મુમુક્ષુજનોને સંબોધવા, ઉપદેશ કરવા અધિકારી બની શકે છે, મગજની સમાનતા સંરક્ષી શકે છે.

જ્ઞાની પુરૂષ જે જે કરવા ઇચ્છે છે તે તે કાર્ય ક્ષેત્રમાં પોતાને માટે યોગ્ય માર્ગ કરી શકે છે, કારણ કે—

॥ परोपकाराय सतां विभूतयः ॥

પરોપકાર—કહેતાં અભયદાન દેવાને માટેજ તેઓ પૃથ્વી ઉપર વિચરે છે. ઉત્સાહ, ખંત, ધૈર્ય, સહનશીલતા ઈત્યાદિક દૈવી ગુણોથી, ગમે તેવી સ્થિતિમાં, ગમે તે કાળમાં જે જે રીતે, જે જે આચરી શકાય, તે તે શુભકર્મો સેવીને, જ્ઞાની પુરૂષ સ્વાધિકારે કર્તવ્ય કર્મનો અધિકારી બને છે, અને તેજ ભગવાનનો સાચો ભક્ત બની—આદર્શ કર્મ માર્ગમાં શુભ કર્મો સેવી નિષ્કામ શેવા ધર્મ સ્વિકારી સર્વ મનુષ્યો—ત્યાગી, વા ગૃહીને ઉપદેશ દેવાને સમર્થ બને છે; કારણ કે જ્ઞાનીને અનંત લોચન છે. ગમે તે કાળે, ગમે

તે માર્ગમાં, અને ગમે તે દશામાં, આજુબાજુના સંયોગોને જોઇને લાભાલાભના વિવેક પૂર્વક સેવા તથા ભક્તિ પરાયણ વર્તે છે; અને તેમાં કેવી રીતે વ્યવસ્થા પૂર્વક કર્તવ્ય છે, મારી શુભ કર્મોની શક્તિ કેટલી છે તેનો નિર્ણય તે પ્રમાણે કરીને વર્તે છે. પરમેશ્વર પરાયણ પ્રવૃત્તિ એ કંઇ નાના બાળકોના ખેલ નથી. મહાભારતના યુદ્ધ વખતે અર્જુનની મતિ અનિશ્ચિત બની હતી. તેનું ખાસ કારણ એ હતું કે તેને અધ્યાત્મ જ્ઞાન અને વ્યવહારિક જ્ઞાનનો સમ્યક્ અનુભવ થયો ન હતો. આ સંસાર દશામાં કર્યું કર્મ કરવું અને કર્યું ન કરવું અને તેમાં આપણો અધિકાર છે કે નહિ તેનો નિર્ણય કરવો એ બન્ને જ્ઞાનના–( આત્મજ્ઞાન અને વ્યવહારજ્ઞાન ) સંપૂર્ણ અનુભવી થયા વિના બની શકે તેમ નથી.

પશુની પેઠે સંસાર માર્ગમાં રહેનારાઓ તો અનેક મનુષ્યો દેખી શકાય છે, પરન્તુ અધ્યાત્મિક જ્ઞાન અને વ્યવહારજ્ઞાનના નિશ્ચયથી, દ્રવ્ય અને ભાવથી, સાધનભાવ અને સાધ્યભાવથી, શુભ કર્મો કરવામાં પોતાની યોગ્યતા કેટલી છે, તેનો સંપૂર્ણ નિર્ણય કરી, પશ્ચાત્ પરોપકારનાં કર્મોમાં–મહાપ્રભુના શુભ આશ્રયથી પ્રવર્તનારા, સેવા ધર્મ આચરતા થકા, અસુરોની ગતિ મન્દ કરતા થકા, વિજય મેળવનાર દૈવી ગુણો ધારણ કરનાર, પ્રભા બતાવનાર, કોઇ વિરલજ્ઞાની મહાત્મા અવલોકી શકાય છે. એવો જ્ઞાની પુરૂષજ સર્વ કર્મનો ક્ષય કરીને, મહાપ્રભુના બળ વડે, બળવાળો બની અનંત જીવના અભયપદને માટે વિચરે છે, પોતે તરે છે, અને અનેક જીવોને સંસાર સમુદ્રમાંથી ઉગારી શકે છે.

આપણે અવસ્ય સમજવાનું છે કે ત્યાગી તથા ગૃહસ્થને બન્નેને એકજ રીતે સંસાર, લાગુ પડેલો છે, ફક્ત આશ્રમ ભેદ છે. ગૃહસ્થ પ્રવૃત્તિ માર્ગમાં છે અને ત્યાગી નિવૃત્તિ માર્ગમાં છે. ત્યાગીને સ્વભાવરૂપી સ્ત્રી વળગેલી છે અને દેહ રૂપી (પોતાનો દેહ એ રૂપી) ધન, દોલત કે જે કહો તે વળગેલું જ છે. એટલા માટે જેણે મન જીત્યું તેજ સાધુ છે.

॥ जितंजगत् केन मनोहियेन ॥ જે પોતાના મનને વશ વર્તાવે છે એજ જગત ઉપર વિજય મેળવી શકે છે.

॥ साघ्नोति पराणि धर्म कार्य्याणि ससाधुः ॥

જેણે એકાંતિક ધર્મ સિદ્ધ કરી, સાંખ્ય સાથે યોગ સિદ્ધ કર્યો છે, તેજ સાધુ છે. તે ગૃહસ્થાશ્રમમાં હોય, વા નિવૃત્તિ માર્ગમાં હોય તો પણ તે સાધુ–જ્ઞાની–મહાત્મા કહેવાય છે. તે સિવાયના બીજા બધા બેરાગી, તુચ્છ મતીવાળા ભેખધારી કહેવાય છે. આવા વાસના મુલકમાં રમતા ઘણા મનુષ્યો આપણે દેખી શકીએ છીએ. તેઓ અવિદ્યાને વધારે છે અને જગતને કંટકરૂપ નીવડે છે. આ ઉપરથી જાણવાનું કે મનુષ્યે જે માર્ગ લીધો હોય, જે દશા પ્રાપ્ત કરી હોય, તે માર્ગમાં નિવૃત્તિ વા પ્રવૃત્તિમાં પોતપોતાના આશ્રમ ધર્મ પ્રમાણે વિવેક પૂર્વક તત્પર રહેવું, નિયમો સેવવા, આચરવા, ધર્મ, જ્ઞાન વૈરાગ્યાદિકના બળવડે, અન્તર વિકારો, રાગ, દ્વેષ, ઇચ્છા, માન એ શત્રુઓમાંથી નિર્લેપ રહી, ઉપરના જેવા જ્ઞાની બનવા, સાધુ બનવા, તથા ઊચ્ચ અવસ્થાની દશાને

પ્રાપ્ત કરવા, તથા સમાગમ કરવા, સેવા ધર્મ સ્વીકારી સાચા સેવક બનવું. આપણા અધિકાર પ્રમાણે વ્યવહારિક માર્ગમાં તથા જ્ઞાનમાર્ગમાં જે જે શુભ કર્મોની પ્રવૃત્તિ નિર્દોષ જણાય, તે કર્મો કરવામાં કુશળ રહેવું; પણ જો માર્ગ ચુકી આશ્રમ ભ્રષ્ટ થાય, અને ગૃહી, ત્યાગીનો મેળ ન રાખે ને ગમે તેવા આચરણ કરે, તો તે ઉભય માર્ગથી ભ્રષ્ટ બની અધોગતિને પ્રાપ્ત કરે છે. સાધુએ સાધુના નિયમોમાં કુશળ રહેવું, ગૃહસ્થોએ ગૃહસ્થાશ્રમ શોભાડવો અને તે સાથે, સાચા સેવક બની સાધુઓનું, મંદિરોનું, તથા જ્ઞાની પુરૂષોનું સેવન કરવું. ન્યાયાધીશે ન્યાયાધીશના અધિકાર પ્રમાણે ન્યાય આપી શિક્ષાદિ કર્મો કરાવવાં, ફોજદારે રાજાના હુકમ પ્રમાણે રાજ્યનું તથા રૈયતનું રક્ષણ કરવું, આ પ્રમાણે અધિકારના પરિવર્તનની સાથે જે જે આશ્રમ ધર્મ પ્રમાણે ન્યાયસર પ્રવૃત્તિ કરવી, તેજ ધર્મ છે. અને તેથી વિપરીત વર્તવું તે અધર્મ છે, અને તેની જવાબદારી પ્રભુના દરબારમાં દરેકને રહે છે. તે મહાન્ ન્યાયાધીશ રાજા, તથા રંક, બ્રાહ્મણ તથા શુદ્ર, ત્યાગી તથા ગૃહસ્થ એ સર્વેને એકજ સરખો પોતપોતાનાં કર્મ પ્રમાણે ફળ તથા ન્યાય આપે છે માટે તેના નિયમો, તેની આજ્ઞાનો ભંગ ક્યારેય પણ ન કરવો.

સંચિત કર્મ પ્રમાણે મળેલો આશ્રમ તથા અધિકાર શોભાડવો, અધ્યાત્મજ્ઞાનને વ્યવહારજ્ઞાન એ બન્નેની ભાવના રાખી, ઇચ્છા, દ્વેષ, અંતર વિકારોથી દુર રહી, આ સંસાર યાત્રાનો ખેલ ભજવી બતાવી, શુભ ગુણો પ્રાપ્ત

કરી જે પુરૂષ નિર્ભય બને છે, તેજ આ સંસારમાં તથા પરલોકમાં સુખ તથા શાન્તિ અનુભવે છે. ધીરે ધીરે આગળ વધાય છે ને ઉચ્ચપદ મેળવાય છે. બાળક પ્રથમ ધોરણના શિક્ષણ કર્મનોજ અધિકારી છે, તેને જો મેટ્રીક કલાસમાં બેસાડવામાં આવે તો તે ઉભય ભ્રષ્ટ થઈ કંઇ પણ વિદ્યા મેળવી શકતો નથી, ને તે મૂર્ખમાં ખપે છે. તે પ્રમાણે જે મનુષ્ય પોતાના અધિકાર પ્રમાણે નથી વર્તતો, તે હાનિને પ્રાપ્ત કરે છે. માટે આશ્રમના અધિકાર મુજબ, જે જે આશ્રમ માર્ગનાં રહસ્યો છે, તેને જાણીને બ્રાહ્મણ-ત્યાગી, ગૃહસ્થ, રાજા તથા રંકને ન્યાય પૂર્વક, બંધારણ પૂર્વક શુભ કર્મો આચરવાં, કે કોઇ પણ માર્ગથી ભ્રષ્ટ થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય જ નહિ. સર્વે મનુષ્યોને વર્તમાન, ભૂત અને ભવિષ્યમાં સ્વદેહાદિ ભરણ પોષણ માટે અનેક કર્મ કરવાની જરૂર પડે છે, પણ તેમાં લાભાલાભનો વિવેક હોવો જોઇએ, અને સાત્વિક જ્ઞાન યોગપૂર્વક તે કર્મો કરવાં જોઇએ, જેથી ભવિષ્યમાં હાનિ તથા ખોટ પ્રાપ્ત થાય જ નહિ. આ કર્મભૂમિમાં જે જે શુભ કર્મો, દયા, પરોપકાર, શૌચ, શમ, દમ વિગેરે, વ્યવહાર કરતાં આચરી શકાય તે શુભ કર્મોનાં ફળ તેને ઉચ્ચ દશા પ્રાપ્ત કરાવે છે. બ્રહ્મા શિવ-નારદ-જનક પ્રહ્લાદ વિગેરે અનેક પુરૂષો, દેવો વિગેરે કર્મભૂમિમાં શુભ કર્મો સેવી, ભગવાનના શુભ આશ્રયથી દેવ કોટીની ઉંચી પદવી ભોગવી રહ્યા છે. અને કેટલાક માયામાંથી છૂટી સંસારને પણ તરી ગયા છે.

આશ્રમ ધર્મ પ્રમાણે જો બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્યને શુદ્ર

તથા ગૃહી અથવા ત્યાગી, પોત પોતાના આશ્રમનો ત્યાગ કરી ભ્રષ્ટ બની, ગમે તેમ વર્તે, ત્યાગી ધન રાખે, મઠ બાંધે, સ્ત્રીનો સંગ કરે, ગૃહસ્થ વ્યભિચાર કરે ઇત્યાદિ આશ્રમ ધર્મનો આ સંસારમાં ત્યાગ કર્યાથી વિશ્વમાં હળાહળ કળીયુગ વ્યાપી રહે તેમાં નવાઇ નથી; પરન્તુ કોઇના આશ્રમ ધર્મનો સર્વથા નાશ થતોજ નથી, તેથી સુર તથા અસુર, વિદ્વાન તેમજ મૂર્ખ, પાખંડી તેમજ સાચા, ન્યાયી તેમજ અન્યાયી, એમ સદા કાળ જોડ આ લોકમાં આવ્યાં જાય છે. મનુષ્યોની વિચિત્ર અધિકારની ભાવનાએ એક સરખી પ્રવૃત્તિ હોતીજ નથી. તેમાં દેશ, કાળ, ક્રિયા, સંગ શાસ્ત્ર, મંત્ર, દીક્ષા ને ઉપદેશ એ આઠના વિપરીતપણાથી વિશ્વવર્તિ સર્વે જીવોની ઉપાધિ ભેદે ભિન્નતા અને વિચારોમાં તથા જ્ઞાનાંશમાં ભેદો જણાઈ આવે છે, પરન્તુ વિપરીત દેશકાળમાં ખરા, સાચા જે સત્પુરૂષો હોય છે, તેમના વર્તનમાં જરાપણ ફેર જણાતો નથી અને તેથીજ આ વિશ્વ નભ્યા કરે છે. સત્યનું ખરાપણું સાચાજ પુરૂષો દર્શાવી શકે છે. અને તેથીજ સર્વ શાસ્ત્રો, વેદ, વેદાંત એવા જ્ઞાની પુરૂષોનું યથાર્થ સેવન કરવાનું જણાવે છે.

આપણે જાણીએ છીએ કે આ સંસાર એકમેકની સહાયતાથીજ ચાલે છે. મનુષ્યોને જીવવામાં બીજા પશુ પંખી, ઝાડ, પહાડ વિગેરે તથા સાચા મનુષ્યોનો આશરો લેવો પડે છે. પરન્તુ રજ ને તમોગુણના વેગથી અલગ રહી, નિર્દોષ માર્ગ ઉપર ચઢતા રહેવું, એવું જાણીને દરેક મનુષ્યે સ્વાધિકારે અહિંસા પર રહી-શુભ કર્મોથી નિર્દોષ-

પણું ધારણ કરવું, કે જેથી પરિણામે કર્મબંધન ન થવાય, અને શુદ્ધ રહી શકાય; જેથી ઉચ્ચ ભૂમિકામાં આરોહવાનો અધિકાર પ્રાપ્ત થાય.

( ગીતા ) ॥ **कर्मजं बुद्धियुक्ताहि फलंत्यक्त्वा मनीषिणः ।**
**जन्म वंध विनिर्मुक्ताः पदं गच्छन्त्य नामयम्॥**

કર્મથી ઉત્પન્ન થનાર ફળને છોડીને સાચો બુદ્ધિયોગ આચરનાર જન્મ બંધનથી છુટા થઈ વિશુદ્ધ બની નિર્દોષ પદને પામે છે.

નિર્દોષ પ્રવૃત્તિ અને નિર્દોષ પરિણામે આપણા જીવાત્માની તથા મન-બુદ્ધિની શુદ્ધતા થાય છે. માટે પ્રત્યેક મનુષ્યે પોતાના વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે સ્વાધિકારે, માયાના ગુણની પ્રવૃત્તિ છતાં અન્તરથી શુદ્ધ તથા નિર્દોષ રહેવા લક્ષ્ય દેવું, પણ ભ્રષ્ટ ન થવું, અને ધર્મને સેવી નિત્ય કર્મમાં પ્રવૃત્ત રહેવું જોઇએ. જેઓને માથે ગૃહસ્થાશ્રમના બોજાની અનેક ફરજો અદા કરવાની છે, તેમણે તો નિવૃત્તિ માર્ગવાળા ત્યાગીઓ કરતાં વિશેષપણે અન્તરથી નિર્દોષ રહેવા લક્ષ્ય દેવું જોઇએ, કારણ કે ક્ષણે ક્ષણે, પળે પળે તેમના જીવનમાં સ્વાર્થ તેમજ લાભાલાભ, હર્ષ, શોક, તમ, અને રજના ભાવો દેખાઇ આવે છે, અને સર્વે સંસારના વ્યવહારીક કામોમાં ગુંથાયલા જોવામાં આવે છે. અધિકારમાં અભિમાન વધી પડે છે, ન્યાય બાજુ પર મુકાય છે, લાંચો લેવાય છે. આ બધી અયોગ્ય પ્રવૃત્તિઓ વ્યવહારમાં રજ તથા તમના યોગે દર્શાય છે; પરન્તુ તે દોષો-

માંથી દુર થવાય તેમ લક્ષ્ય દેવું જોઈએ. અધિકારની દૃષ્ટિએ જોતાં સત્ય અવલોકવું અને સ્વાધિકારે થતિ પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થવું એજ શ્રેય કરનાર છે.

જે જે પ્રમાણુમાં વિચારો અથવા સંકલ્પો વધે છે, તે તે પ્રમાણુમાં ક્રિયાઓ તથા આચારોનું વ્યાપકપણું વૃદ્ધિ પામે છે. જે મનુષ્યોમાં તમ પ્રધાન હોય, તથા વિચારનું ક્ષેત્ર સંકુચીત હોય, તેમાં મલિન કામનાઓનું બળ જામે છે. રાગ, દ્વેષ, વ્યભિચારને વ્યવહારમાં સ્વાથીપણું તથા લંપટપણું પ્રગટ થાય છે, અને પશુવત્ તે બની જાય છે. અમુક ક્રિયાઓ મારે કરવાની છે અને પાપાચારથી દુર રહેવાનું છે, એવું જેને ભાન થાય છે, તેજ પુરૂષ વ્યવહારમાં પણ કુશળ નિવડી સર્વને પ્રિય થઇ પડે છે.

લૌકિક આચાર વિચારનાં સ્વરૂપ તપાસવાની જરૂર છે. લોકરૂઢી, દેશરૂઢી, સમાજ રૂઢી તથા ધર્મની મર્યાદા વિગેરેનો તપાસ કરી વ્યવહારીક કાર્યોમાં નર્દોષપણું રહે તેમ વર્તવા શીખવું જરૂરનું છે. અને તેથી આત્મોન્નતિ, સમાજ સેવા, દેશસેવા, કુંટુંબસેવા, વિગેરે પ્રવૃત્તિમાં અલ્પ દોષ અને મહત્ લાભ પૂર્વક ઉચ્ચ જીવન ગાળી શકાય છે, અને એજ વ્યવહારીક જ્ઞાનનું આપણું કર્તવ્ય છે, તે અદા કરવું જોઇએ. જે મનુષ્યો ગૃહીવા ત્યાગી—અધ્યાત્મજ્ઞાન મેળવતા જાય અને સાથે સાથે વ્યવહારીક કર્મ પ્રવૃત્તિઓમાં શુભાશુભ ભાવથી કલ્પનારહિત બની, ફળની આશાઓનો ત્યાગ કરીને, સ્વફરજ અદા કરે છે, તેઓ સમાજ સેવા, કુંટુંબ સેવા, અદા કરતાં શુભાશુભ પરિણામથી લેપાયા વિના નિર્લેપિ રહીને, ઉચ્ચ શિખર પર આરોહતા

જાય છે. તેથી વિરુદ્ધ વર્તનાર બાળક જેવા મનુષ્યો, પશુ સમાન બની શુભાશુભ પરિણામથી મહા દુઃખી થાય છે, બંધાય છે અને અધોગતિ પ્રાપ્ત કરતા જાય છે; અને તેમના સંબંધને પામે છે તે જીવોને પણ બંધનમાં નાંખી દે છે. માટે વિચારને પામી વિવેકપૂર્વક વ્યવહાર કરવો. ॥ **विवेको दशमो निधिः** ॥ વિચારને પામેલો વિવેકપૂર્વક કામ કરે છે અને વિવેક વગરનો મનુષ્ય તે પશુજ છે, મૂર્ખ છે ને મૂઢ છે.

આપણું કર્તવ્ય શું છે?—આપણે સેવક બનવાનું છે. દૃઢ સંકલ્પથી તેમાં સદા પ્રવૃત્ત થવું જોઇએ. દેશસેવા, રાજ્યસેવા, ગુરુસેવા, માતા પિતાની સેવા, કુંટુંબસેવા, ગરીબસેવા, મંદિરોની સેવા, સંતમહાત્માઓની સેવા, આચાર્ય સેવા વિગેરે અનેક પ્રકારની સેવાનો બોજો આ સંસારમાં આપણે શીર રહેલો છે. માટે ખરા સેવક થઈ સેવાની ક્રિયાઓમાં વિવેક પૂર્વક કટિબદ્ધ થવું જોઈએ. ગૃહસ્થ જે પ્રવૃત્તિ કરે છે, વ્યવહાર કુશળ બને છે, તેમાં જો વિવેક વિના આગળ વધે તો, જરૂર તેને પાછળ પડવું પડે છે તે એટલે સુધી કે અંતે તેની અવનતિ થાય છે, અને ભયંકર દશાને પ્રાપ્ત થાય છે. આવાં ઘણાં પરિણામ આપણે દેખેલાં છે અને દેખીએ છીએ. આથી વિચાર પૂર્વક, વિવેક પૂર્વક માર્ગ કાપવો, સેવા ધર્મ ઉઠાવવો, જે જે ખામીઓ દેખાય તે દૂર કરવી, એટલે અવનતિનો ભય પ્રાપ્ત થઈ શકશે નહિ. અને ધીરે ધીરે રક્ષક અથવા દેશના નેતા પણ બની શકાય છે. જ્યાં આત્મભોગ આપનાર વીર પુરૂપો માલમ પડે છે, તેજ દેશમાં વિદ્યાબળ, વ્યાપારબળ, ક્ષાત્રબળ,

સેવાબળ, વૃદ્ધિ પામે છે. જે લોકો વિશ્વમાં જીવન દશામાં સાધન સંપન્ન નથી, વિચાર શુન્ય છે, તેઓ અન્ય મનુષ્યોના દાસ બને છે.

વિચારો કે પાંચ હજાર વર્ષપર આપણી સ્થિતિ કેવી હતી? આપણા દેશમાં મોટા મોટા મહાત્માઓ થઇ ગયા છે. પાંચ હજાર વર્ષ પૂર્વે આર્યોનું સાર્વભૌમ ચક્રવર્તી સર્વોપરી રાજ્ય એકજ હતું. વિદ્યા, કળા, કૌશલ્ય અને અપાર સમૃદ્ધિવાન આપણો દેશ હતો; પણ કલેશ, કંકાસ, અને છળકપટથી, લોકો વિદ્યાહીન બની ગયા. બ્રાહ્મણો જે મૂખ્ય વર્ગ તે તમોગુણથી આજીવીકાર્થે પાઠ ભણવા મંડયા, ક્ષત્રીઓ ખપી ગયા, અને અધર્મ વધી પડયો, ધર્મની-ગ્લાની થઇ અને દેશની પડતી થઇ. ધર્મને આધારેજ વિદ્યા છે, કલા છે, ક્ષાત્રબળ છે, વ્યાપારબળ, સેવાબળ વિગેરે તમામ શક્તિનો આધાર ધર્મ છે; ધર્મનો લોપ થવો એજ પડતી છે. ધર્મ ગયો, એટલે સાધન ગયાં, અવિદ્યા અજ્ઞાનને અવકાસ મળ્યો જેના પરિણામથી આપણે અન્ય મનુષ્યોના દાસ બન્યા છીએ. શું તમારૂં ચારિત્ર બળ છે.? શું તમારો આત્મભોગ છે? આત્મભોગ આપનાર પુરૂષજ ધર્મ સંરક્ષી શકે છે, અને ધર્મ આવ્યો એટલે તમામ ક્રિયા શુભજ થાય છે, અવિદ્યાનો નાશ થાય છે, વિદ્યાબળ, ક્ષાત્રબળ, વ્યાપારબળ અને સેવાબળ આપોઆપ વૃદ્ધિને પામે છે. માટે સનાતન ધર્મ, વેદ ધર્મ, યા ભાગવત ધર્મ, એજ સંરક્ષવાથી આપણા દેશનો, આપણા સમાજનો અને સર્વે શક્તિઓનો વિકાસ કરી શકાય છે. એટલા માટેજ અધ્યાત્મજ્ઞાન અને વ્યવહારજ્ઞાન બન્ને

જળવાય ને બન્ને સિદ્ધ થાય તોજ શ્રેય શાધી શકાય છે. પણ કેવળ વ્યવહાર જ્ઞાનથી કોઈ સમાજની, કોઈ જ્ઞાતીની, કે કોઇની પણ સેવા બનવા યોગ્યજ નથી, અને સંસાર તરી શકાય તેમ પણ નથી. એટલા માટેજ મોટા પુરૂષોનું અવતરવું આ ભૂતળ ઉપર થાય છે.

॥ **परोपकाराय सतां विभूतयः** ॥ મોટા સંત, અવતારી પુરૂષોજ સર્વે સેવા ઉઠાવી અપાર દિવ્ય ગુણોથી પ્રકાશ કરી અવિદ્યાનો નાશ કરે છે, અસુરોને હઠાવે છે, પાખંડને દુર કરી, દૈવી પુરૂષોને અભયપદ આપે છે, આપશે ને આપનાર છે. સુપાત્રદાન, અનુકંપાદાન, ઉચિતદાન, કિર્તિદાન, તથા ધન, લક્ષ્મી વિગેરે દાન કરતાં અભયદાન સર્વોત્તમ છે. તે અભયદાન તે શું ? મનુસ્મૃતિ જણાવે છે બ્રહ્મવિદ્યાદાન એજ અભયદાન છે. તે કોણ આપી શકે ? તે તો બ્રહ્મવિદ્યા સિદ્ધ કરનાર વિજ્ઞાન પામેલ મુક્ત પુરૂષ—મોટા સંતજ પ્રાપ્ત કરાવી શકે છે. તે કર્મકાંડ યોગીઓ, વેદ ભણનાર પંડીતોથી આપી શકાતુંજ નથી. તે તો માયાના દાસ છે, અને માયામાંજ મરે છે. હા વિદ્વાન કેટલું કરે—તે ધર્મ, અર્થ, ને કામ એટલે વ્યવહાર સાથે વર્ણાશ્રમ સિદ્ધ કરાવી શકે તે બનવા જોગ છે, પરંતુ મોક્ષ ધર્મ તે તેના જ્ઞાનની બહાર છે, તેમાં સાક્ષાત્ અનુભવ જ્ઞાનની જરૂર છે; પરંતુ અનુમાન, ઉપમાન, શબ્દપ્રમાણ કે ઇતિહાસ કંઇ પરમ સિદ્ધિ—યોગ પ્રાપ્ત કરાવી શકતાંજ નથી, તે સંબંધી પાછળ વિચારી લેશો.

આપણે આપણું કર્તવ્ય, વ્યવહારજ્ઞાન તથા અધ્યાત્મિકજ્ઞાન મેળવવા પ્રયત્ન શીલ થવું જરૂરનું છે, અને

તેમાં સમાગમની ખાસ આવશકયતા છે. મન, વાણી અને કાયાવડે આત્માની શક્તિ વધે, આત્મા બળને પામે, તેવાં શુભ કર્મોને સેવવાં જોઇએ. જેથી દેશવીર, ભક્તવીર, આદિ ઉચ્ચપદ પ્રાપ્ત થતું જાય. જે કર્મો કરવાથી અનીતિની વૃદ્ધિ થાય, પોતાના પર ભયંકર વિપત્તિઓ આવીને ઉભી રહે, વેરભાવ બંધાય, તે કર્મો અનિષ્ટ છે અને તેમને કયારેય પણ અવકાશ આપવો નહિ. વળી આપણને અલ્પ-લાભ અને બીજાને મહા હાનિકારક થઇ પડે તે કર્મોને અનિષ્ટ કર્મો જાણી તેઓનો વિવેક પૂર્વક ત્યાગ કરવો. વ્યવહારોપયોગી જે જે ઇષ્ટ કર્મો હોય છે, તે અધિકાર અને અવસ્થાભેદે અનિષ્ટતાને ભજે છે, અને લૌકિક જે જે અનિષ્ટ કર્મો હોય છે, તે અધિકાર અને અવસ્થા ભેદે ઇષ્ટતાને ભજે છે, એવો સૃષ્ટિ કર્મનો નિયમ છે. પરંતુ ઈષ્ટ-અનિષ્ટ કર્મોનો ચારે બાજુથી વિવેક અને વિચાર કર્યા પછી ઈષ્ટ કર્મોનો કરેલો દૃઢ નિશ્ચય, સત્ય-સુખ આપવા શક્તિમાન થાય છે. માટે આ કરવા યોગ્ય અને આ ન કરવા યોગ્ય, જેમાં મહત્ લાભ અને અલ્પહાનિ થાય એવાં શુભ કર્મો કરવાથી કદાપી પણ પશ્ચાતાપ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થવાનો સંભવ રહેતોજ નથી.

## શુભાશુભ કર્મોના પ્રકાર [ વિશ્વ શાળા છે ]

આ સંસારમાં ખેલ ખેલવતા પુરૂષોમાં ત્રણ પ્રકારનાં કર્મો માલુમ પડે છે અને માયાના ત્રણ ગુણ, સત્વ, રજ અને તમ દરેક મનુષ્ય કે દરેક જીવમાં માલમ પડે છે. સત્વગુણ બુદ્ધિ વડે જે જે કર્મો કરાય, એટલે દયા, પરો-

પકાર, શૌચ, ક્ષમા, શમ, દમ, સત્ય, આર્જવ, ઇત્યાદિક ગુણાનું સેવન થાય, તે સાત્વિક કર્મો જાણવાં. આ દૈવી ગુણાથી બુદ્ધિનો પ્રકાશ વધે છે ને પ્રભુમય જીવન ગાળી શકાય છે. સુખ તથા આનંદ અનુભવાય છે. બીજો રજોગુણ બુદ્ધિવડે જે જે કર્મો—સ્વાર્થ, લોભ, કામ, સકામભાવના, કપટ, વિશ્વાસઘાત, નિન્દા, ક્ષુદ્રતા—ઇત્યાદિક દોષ યુક્ત મનવડે જે કાર્યો કરાય છે તે રાજસી કર્મો જાણવાં; અને તેથી મનુષ્યો કેવળ ઇન્દ્રિયારામ અને અર્થારામ બની સમાજને ભારે હાનિ પહોંચાડે છે. ત્રીજો પ્રકાર, તામસ બુદ્ધિ વડે જે કર્મો કરાય—તે પ્રમાદ મોહને અંધકાર અને અવિચારથી દુષ્ટ મનની ભાવનાથી જે કર્મો કરાય છે તે તામસી કર્મો જાણવાં; જેથી મનુષ્યો, આંધળા બની વિષયાંધ બની, વિવેક રહીત વર્તે છે, અને સુખ તો ક્યારેય દેખતાજ નથી; અને જનસમાજને મહત્ હાનિ કરે છે. આવા પુરૂષોથી શુભ કાર્યો બની શકતાંજ નથી.

આ ત્રણે ગુણનાં ત્રણે કાર્યો પ્રમાણે વિશ્વમાં એવો નિયમ છે કે રજોગુણી અને તમોગુણી મનુષ્યો બાહ્ય સામ્રાજ્યમાં રાજ્ય તથા સત્તા ભોગવવા સમર્થ થઇ શકે છે, તેઓ સત્વગુણી દૈવી પુરૂષોનું રક્ષણ કરી શકે છે, અને તેથી જ તેમના સંસ્કાર ફરે છે. અને શુભ સંસ્કારવાળા બની, આત્માની ઉચ્ચતર સ્થિતિ ભોગવતા જાય છે. જો તેઓ દૈવી પુરૂષના રક્ષણમાં ભાગ ન લે, દેશના રક્ષણમાં ભાગ ન લે અને સંસ્કાર ન ફેરવી શકે તો તેઓને આલોક તથા પરલોકમાં અતિ અધમ સ્થિતિ પ્રાપ્ત થાય છે. જગતના નિયમનમાં પણ જૂઓ કે, રજોગુણના દેવતા બ્રહ્મા છે, જે આ

વિશ્વ સર્જવામાં વસ્તુઓ મેળવી આપવામાં, દેવ દૈત્ય, મનુષ્ય, અને પશુપક્ષી આદિક સમગ્ર સ્થાવર જંગમ સૃષ્ટિને ઉપજાવતા હવા. તમોગુણના દેવતા–સંકર્ષણ–રૂદ્ર છે. જે કાળને પ્રેરી સર્વેને વશ વર્તાવેછે. અને કોઈનો ગર્વ કે આસુરીભાવ છાજવા દેતા નથી. ત્રીજા સત્વગુણના દેવતા–વિષ્ણુ છે. જે દયા પરોપકાર વિગેરે સાત્વિક ગુણો દર્શાવી જગતની આબાદાની રાખે છે, લાલનપાલન કરે છે. આ પ્રમાણે વિશ્વ એક શાળા રૂપ છે. અને તે અવબોધે છે કે હે મનુષ્યો ! તમે પણ ગુણોને કેળવી ઉપર પ્રમાણે દરેકના હીતમાં પ્રવર્તશો, તોજ તમે શુભ સંસ્કાર મેળવી પરમ દયાળુ ભગવાનના પ્રેમને અનુભવી શકશો. જેમ જેમ મનુષ્ય આત્મા અને પરમાત્માના અનુભવ જ્ઞાનમાં આગળ વધે છે, સત્વગુણોને જે જે અંશે સેવી શકે છે, તે તે અંશે તે રજોગુણી અને તમોગુણી કાર્યોવાળી વૃત્તિઓને પરહરી આ વિશ્વશાળામાં ઉચ્ચ બની, જગતની ઉચ્ચતા કરવા સ્વભાવે સમર્થ થાય છે. ખરેખરા સાત્વિક ગુણો, અને દૈવી સંપત્તિ સેવનારા પુરૂષોજ, સાચા સેવકો છે, અને તેઓજ વિજય મેળવી શકે છે, અને આ લોક તથા પરલોક સુધારી શકે છે. જે દેશમાં વ્યવહારીક જ્ઞાન સાથે અધ્યાત્મિક જ્ઞાન મેળવવાવાળા પુરૂષો જોવામાં આવે છે, જેમ જેમ તેમની સંખ્યા દિન દિન પ્રત્યે વધતી જાય છે, તેમ તેમ સમાજ–સેવા, દેશ–સેવા, સાધુ–સેવા, વિગેરે સાત્વિક કર્મયોગ વડે પૃથ્વી ભારે શોભાયમાન થતી જાય છે, શુભ કર્મનું જોર વધે છે અને આ કળિયુગને વિષે શુભયુગ ( સત્યયુગ ) વર્તી શકે છે. લોકો સ્વર્ગ સમાન સંસાર નિર્દોષપણે ભોગવી

શકે છે, નિર્ભયપણે વર્તે છે અને પરલોક સુધારી શકે છે.

આ વિશ્વશાળામાં ગૃહવાસના ઉચિત વિવેક પૂર્વક વ્યવહાર કર્મોને સ્વાધિકારે બજાવવાની જરૂર છે. જો કે જીવ–ચેતન દુનિયાના પદાર્થથી–સંબંધીઓથી તેમ દેહથી ભિન્ન છે, તેથી વસ્તુઓની અહંતા કે મમતા રાખવી એ તો જીવાત્માનો ધર્મજ નથી, પણ દુનિયાની વસ્તુઓથી તથા સંબંધીઓથીજ સંસાર ખેલ ભજવી બતાવવાનો છે, તેથી તે વસ્તુઓની ઉપયોગીતા માટે, કોઈપણ સંબંધમાં લેપાવાની જરૂર નથી. અહંતા અને મમત્વ પણાથી—"હું અને મારૂં ઘર" એમ માનનાર દરેક પળે, દરેક ક્ષણે રાગવાળો, મોહથી મુંઝાઈને અશુભ વાસનાથી જગતમાં અનેક દોષવાળો બની વહ્યા કરે છે. માટે દરેક મનુષ્યે ગમે

રાજા હોય, રાવ બહાદુર હોય, વા ગરીબ હોય, પણ અવશ્ય વિચારવાનું છે કે તે અંધકારમાં વહ્યા કરે છે કે અજવાળામાં ? જો વિચાર નહિ કરેતો તે અંધકારમાં ક્યાંનો ક્યાં વહ્યા જશે, તે તેને ખબર પડશેજ નહિ, અને પરિણામે અંતે મહાદુઃખનો, દાવાનળ દુઃખનો અધિકારી બની જશે. ઘણા બન્યા છે અને બને છે. નામ અને રૂપકમાં લોભાવાનું નથી, પરન્તુ તેનું વસ્તુ સ્વરૂપ જાણી લેવાનીજ આપણી ફરજ છે. અને તે મનુષ્યદેહ ધરી અદા કરવાની છે. ક્ષેત્રભેદે, કાળભેદે, દ્રવ્યભેદે, ભાવભેદે અને અધિકારભેદે નિમિત્ત કારણોની શુભ ઈચ્છાએ સ્વ-સ્વાધિકાર ભેદે ભિન્ન ભિન્ન લોકોત્તર કર્મો કરાય છે એમ અવશ્ય જાણવાનું છે.

આપણા ઉન્નતિના માર્ગમાં અનેક પ્રકારના દુર્ગુણો કે

જે કંટકરૂપ–વિઘ્નરૂપ થએલા છે, તેઓનો જે સર્વથા નાશ કરીને પોતાનું તથા જગતનું શ્રેય કરે છે, તેજ ધર્મને તું ધર્મ તરીકે જાણ ! અને એવા ધર્મને સ્વાધિકારે અંગીકાર કર !! વસ્તુ સ્વરૂપના જ્ઞાન વિનાની ક્રિયા અંધ સમાન છે; અને ક્રિયા વિનાનું જ્ઞાન કેવળ પાંગળું છે. જ્ઞાન છે તે વસ્તુને આધિન છે અને તે જીવાત્માનો ગુણ છે. પરન્તુ ક્રિયા તે શરીરાદિ જન્ય હોવાથી જડ રૂપ છે, તથાપિ શુભ ક્રિયા વિના, શુભ ગુણો સેવ્યા વિના માત્ર આત્મા–આત્મા કર્યાથી ચિત્તની શુદ્ધતા થતી નથી અને સંસાર સમુદ્રની માયાનો મોહ મટનાર નથી. માટે નિત્ય નૈમિત્તિક શુભ કર્મો, દેશસેવા, વિગેરે રૂડા ગુણો સેવવાની ખાસ જરૂર છે.

અજ્ઞાન—અવિદ્યાના પરિણામથી થતા ઝેર રૂપ દોષોનો ત્યાગ કરવાનો છે. અવિદ્યાથીજ મનુષ્યો ધર્મને અધર્મ માને છે, અધર્મને ધર્મ રૂપ માને છે, પાપને પુણ્ય માને છે અને પુણ્યને પાપ માને છે, સત્યને અસત્ય માને છે, અને અસત્ય જે આ સંસારી મોહજાળ તેને સત્ય માને છે. માટે અવિદ્યા કહેતાં મિથ્યાપણાની બુદ્ધિનો જે અંધકાર તેનો નાશ કરવા પ્રયત્ન કરવાની જરૂર છે. એકનું દેખી અન્ય મનુષ્ય પણ તેનું અનુકરણ કરે અને વસ્તુ સ્વરૂપ જાણ્યા વિના તેમાં પ્રવર્તે તેથી ઉન્નતિ થઇ શકતી નથી. વર્તમાન કાળે લાખો મનુષ્ય દેખા દેખીએ દેવ દર્શને જાય છે, પરન્તુ સત્ય શું છે–તેનો જરાપણ વિચાર કરતાજ નથી ને પાછા હઠતાજ નથી.—કહેવત છે કે “ દેખાદેખી સાધે જોગ, પડે પિંડ કે વાધે રોગ ” તેની પેઠે દેખાદેખી ગાડરની માફક વર્તવાથા આત્મામાં જ્ઞાનનો વિકાસ થતોજ

નથી. અને જેવા હોય છે તેવાને તેવાજ રહે છે; અને તેમના હૃદયમાં કોઇપણ જાતની ઉંડી અસર થતીજ નથી. નામ રૂપના તીવ્ર મોહથી મુંઝાઈને આવા દેખાદેખી પ્રવૃત્તિ કરનારા પુરૂષો કે સ્ત્રીઓ ધર્મ ક્રિયાઓ કરે છે તો પણ ધર્મ ભેદે અનેક પ્રકારના કલેશ ટંટા કરીને, મિથ્યા વાદ કરીને, પોતાના આત્માની અવનતિનો ખાડો પોતાને હાથે ખોદે છે અને ડુબી મરે છે. એટલા માટે ધર્મભેદ પડચા મુકી સત્ય શું છે? પરમાત્માનું સ્વરૂપ કેવું છે? અને આત્માનું સ્વરૂપ કેવું છે, ધર્મ કોને કહેવો? અધર્મ કોને કહેવો? એ તમામ ભેદનાં વસ્તુ સ્વરૂપ જાણી લીધા પછી જે સદ્ગુણો કે જે ધાર્મિક પ્રવૃત્તિઓ સેવી શકાય તે સેવવી જરૂરની છે. આ પ્રમાણે સત્ય સ્વરૂપનો નિર્ણય ન થવાથીજ, ટંટા, કલેશ, અસત્યતા વિગેરે દુર્ગુણોના પરિણામથી હૃદય કલેડાના જેવું કાળું બની દુર્ગતિને પ્રાપ્ત કરે છે, શુભ ગુણોનો નાશ થાય છે, અને વાસ્તવિક શુભ ફળ પ્રાપ્ત કરવા હારી જાય છે. અર્થાત્ ॥**संशयात्मा विनश्यति** ॥ તેનો નાશ થાય છે. ભલે અનેક મત ભેદો હોય, અનેક સંસ્થાઓ હોય, અનેક કહેવાતા ધર્મના વાડા હોય, તેમાં આપણે શું? સો સોની રૂચી, પરન્તુ તે દરેકમાં સત્ય શું છે? બ્રહ્મ સ્વરૂપ ભગવાનનું સ્વરૂપ કેવું છે, વેદશાસ્ત્ર શું કહે છે? મોટા ભકતો શું કહે છે? તે બધામાંથી સત્ય ખોળનારને શું સત્ય નથી માલમ પડતું? આ પ્રમાણે જે મનુષ્ય આગળ વધે છે, રાગ, દ્વેષ, ઈર્ષા, મિથ્યાવાદ ટાળે છે, અને શાંત બની આ વિશ્વશાળામાં વિચારની ભાવનાનો વિકાસ કરી વિચરે છે, તે પુરૂષ સ્થિર-

તાને અનુભવતો, પરમાત્માનો શુભ આશ્રય કરતો થકો, વિકલ્પ સંકલ્પો ટાળતો થકો, મહાપ્રભુના સત્ય સ્વરૂપમાંથી આનન્દ રસ—અમૃત રસ પી શકે છે અને મનુષ્યોને પાઇ શકે છે.

વિશ્વવર્તિ મનુષ્યોમાં—ગૃહી વા ત્યાગી પુરૂષોએ સદ્-વર્તનમાં—ચારિત્ર બલમાં—દિન પ્રતિદિન અવસ્ય આગળ વધવાનું છે. અને તેથી જ તેમનું શ્રેય છે. આત્માની ઉન્નતિ કુટુંબ, સમાજ, તથા દેશની ઉન્નતિ થવામાં અલ્પ દોષે મહાન લાભ પોતાને તથા જન સમાજને થતો હોય, તેમાં તન મન ને ધનાદિક પોતાની જે શક્તિયો તેનું સ્વાર્પણ કરી વર્તવું જરૂરનું છે. અને તેથી પરમાત્માની મહાન્ કૃપા મેળવવા તે ભાગ્યશાળી થાય છે. એટલુંજ નહિ પરંતુ તે સર્વ રાગ, પૂર્વકર્મ, સંચિત કર્મ અસુભ વાસનાનો નાશ કરે છે; અને પ્રેમલક્ષણા ભક્તિવડે સાચો સેવક બની, જે જે કર્મ કરે છે, તે કર્મને વિષે અકર્મ જે જ્ઞાન તેને અનુભવે છે. અને ભગવાનનો શુભ આશ્રય જેને નથી તેવા શુભ કર્મ કરનારા—તપ, ત્યાગવાળા, જડવાદીઓ ભલેને અકર્મપણે રહેતા હોય, તો પણ તેઓ સંસારમાર્ગમાં કર્મમાં બુડેલા જ છે; અને તેવાને સંસારનો કદાપી નાશ થતોજ નથી.

પરમાત્માને ઓળખી જે સાચા સેવક બને છે, તેમનાં તમામ શુભ કર્મો—ભક્તિરૂપ—સેવારૂપ હોય છે, અને નૈષ્કર્મ જે જ્ઞાન તે રૂપ છે એમ જે દેખે છે તે દેખનારો પણ સર્વે મનુષ્યમાં બુદ્ધિમાન છે, જ્ઞાની છે, અને મોક્ષને પામવા યોગ્ય છે. ( ભગવદ ગીતા પ્રમાણ )

**॥ कर्मण्य कर्मयः पश्येद् कर्माणि च कर्मयः ।**
**सबुद्धिमान मनुष्येषु सयुक्तः कृत्स्न कर्मकृत् ॥**

વિશ્વમાં જેણે ભગવાનની પ્રસન્નતાર્થે આત્મ સમર્પણ કરવામાં દેહાદિકની મમતા ત્યજી દીધી છે, અને સેવા પરાયણ સ્વ ફરજમાં જેણે લક્ષ્ય દીધું છે, તે સાચો ભકત-જેની તમામ ક્રિયા ભાકતરૂપ છે, અને તે ક્રિયાને વિષે અકર્મ જે જ્ઞાન તેને દેખે છે તેજ ડાહ્યો પુરૂષ છે. ભગવાનથી વિમુખ-ગમે તે માર્ગ પકડીને તપ, ત્યાગરૂપી, અકર્મ પણે રહે, તો પણ તેને કર્મમાં બુડેલોજ જાણવો, તેની અવિદ્યાનો, માયાના મોહનો નાશ થતોજ નથી. માટે સત્ય સ્વરૂપ પરમાત્માનો આશરો કરી; ધર્મ સેવવાથી જે ફળ પ્રાપ્ત થવાનું છે, તે થયા વિના રહેતું નથી. અને ફળની ઇચ્છા રાખવી પણ નાહ. શુદ્ધ ભાવથી સેવા ધર્મમાં પ્રવૃત્ત થવું. માન, પ્રતિષ્ઠા, પૂજા, કીર્તિ, અહંતા કે લોભને પરહરી, ક્ષમા, આર્જવ, સત્ય, શૌચ એ સ્વફરજ સ્વીકારી લેવી. સંકલ્પ વિકલ્પરૂપ વિકારોને તાબે થવું નહિ, પણ મનને વશ વર્તાવી વિશ્વ ઉપર વિજય મેળવવા શક્તિમાન થવું.

"**नाऽहं कर्ता नाऽहं भोक्ता**" હું ભોકતા નથી. કર્તા નથી એમ અહંવૃત્તિનો નાશ કરી પરમેશ્વરના બળવાળા થાવું, તેના ઉપરજ આધાર રાખવો, અને સેવા ધર્મ ઉઠાવવો, જેથી અનેક વિશ્વવર્તિ મનુષ્યોને મહાન્ લાભ આપી શકાય છે. સમાજ સેવા કરી શકાય છે. સર્વે મનુષ્યો પ્રત્યે સદ્‌ભાવ, સુહૃદપણું રાખવું, કલેશ કજીઆથી દૂર રહેવું, નિન્દા કુથલીમાં પડવું નહિ કોઇ જીવને, મન, વચન અને

કાયાથી, પીડા થાય, અંતઃકરણ દુખાય એવું કાર્ય, ભલે તે સેવાનું હોય, શુભ દેખાતું હોય, મંદિરના સ્વાર્થનું હોય, તો પણ તે કરવુંજ નહિ, કારણ કે તેમાં મહાપ્રભુનો રાજીપોજ નથી. અને તેવી રીતે પ્રાપ્ત કરેલું ધન તથા પદાર્થ તેનો મૂળસહિત જ નાશ પામે છે, અને આપણે તે અનુભવીએ છીએ. ધર્મ કાર્યોમાં, મંદિરો કરવામાં, શુભ પ્રવૃત્તિઓમાં અહિંસા ધર્મનો જે લોપ કરી, અન્ય મનુષ્યોને ભક્તોને દુખાવે છે, તેઓ ભલે મોટા ગણાતા હોય, તો પણ તેઓ, ભક્તિ માર્ગમાં, સેવા ધર્મમાં પાછાજ છે; અને સાચા સેવકના સમાગમથી પોતાની ભૂલ ઓળખી શકે, તે વર્તનમાં મૂકી શકે, તોજ તેમની ખોટ ભાગે તેમ છે માટે ખરા સેવક બનવું.

**ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ॥**
**समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभतेपराम् ॥**

અનન્યભક્તિ–અનન્ય સેવા તેને જ્ઞાન કહો, ઉપાસના કહો. સર્વે ઠેકાણે પરમાત્માને દેખી રહ્યો છે, એવો પ્રસન્ન આત્મા, શું કરવા આકાંક્ષા કરે, શું કરવા શોચે, શું કરવા ચાહના કરે ? જેણે પરમાત્મા શુદ્ધ બ્રહ્મસ્વરૂપમાંજ પરાભક્તિ મેળવી છે, તે તો કોઇને દુભવતો જ નથી, પણ અનેકના આત્માને ઠારે છે, પોષે છે, અને જીવનરૂપ બની અનેક મનુષ્યોને અભયદાન દે છે. માટે વિશ્વશાળામાં રમતાં જેટલી પોતામાં ખોટ છે, તેટલીજ બહાર પડે છે અને પડશે. આત્મા–પરમાત્મા સ્વરૂપમાં પરિણામ પામેલ સાચો પુરૂષ કાચલી અને ટોપરાની પેઠે, ગોટલા અને ગોટલીની પેઠે, તરવાર અને

મ્યાનની પેઠે, શરીર કર્મથી, અંતઃકરણના ભાવથી જૂદો પડી, શુદ્ધ આત્મસ્વરૂપ પ્રકાશિત કરે છે. તેને સંસાર સમુદ્ર બાધ કરી શકતો નથી. પણ માયાનું ક્ષેત્ર, માયાના ભાવ તૃણ સમાન થઇ જાય છે.

આપણે કયે પગથીએ છીએ તેનો વિચાર કરવો, આપણાથી ઉપરના પગથીયાપર જે હોય, તેના તરફ ઉત્સાહથી, ખરા પ્રેમથી સમાગમ તથા સેવા કરવા તત્પર રહેવું, તેમ આપણાથી નિચલે પગથીયે જે હોય, તેના પર દયા, સુહૃદપણું રાખી, તેમનાં સ્વરૂપ દેખવાં, તેમાં ઉચ નીચનો શરીર ઉપાધિ ભેદ ભૂલીને સેવક બની સાચો સેવા ધર્મ ઉઠાવવો. અહંવૃત્તિ એજ સંસાર છે, તેને દૂર કરી અતિ સાવધપણે વર્તવું એજ શ્રેય છે, એજ મોક્ષની દિશા છે. આથી ઉલટી દિશામાં વર્તવું અને જીવવું એ સંસાર જીવન છે, સંસ્રતીને અધિક અધિક પમાડનાર છે. શુદ્ધ મનથી ભગવાનની આરાધના કરવી, તેમના ગુણો સંભારવા, તેમને આજીજી કરવી કે મારી બુદ્ધિ, વિષમ દેશકાળે પણ ન ભેદાય, અને ગુણાત્મક ન બનાય, પણ ગુણાતીત થવાય, એજ પ્રાર્થના યોગ્ય છે. સાચા ગુરૂમાં, વિશ્વાસ, પ્રેમ, સેવા ને શ્રદ્ધા રાખી, ગુરૂના સાચા શિષ્ય બનવામાં જ લાભ છે. સંસાર કાપવામાં ગુરૂવિના દુનિયામાં કોઈ મનુષ્ય મોક્ષ મેળવવામાં આગળ વધી શકે તેમ નથી. કોઈને મળ્યા હોય પણ તેમને તે બરાબર ઓળખી શકયો ન હોય, જેથી અધિક સમાગમની રૂચી રાખવાની જરૂર છે. આપણી ભૂલો માલમ પડે, તોજ આપણે તે સુધારી શકનાર છીએ. આપણને પાપમાં દોષ જણાય તોજ આપણે પાપ કરતાં અટ-

ફનારા છીએ. તેમ આપણી સ્થિતિ, સાધક છે કે સિદ્ધ છે તે સમજ્યા વગર આગળ ઉંચી સ્થિતિ પ્રાપ્ત થઈ શકતી જ નથી. ગૃહસ્થ, વા ત્યાગી, ગમે તે આશ્રમ હોય, પણ, ગુણાત્મક સ્થિતિ ઉત્પન્ન થાય, દોષ દેખાઈ આવે, માન, ઈર્ષા, કપટ, ક્રોધ ઇત્યાદિક અંતર વિકારો ઓળખી શકાય, તોજ તે દોષોથી પાછા ફરી તેને ટાળી શકાય તેમ છે. દોષથી પાછા ફરવારૂપ વિચારો વડે, મન, વાણી અને કાયા ઉપર અસર થાય છે, અને ત્યારેજ દોષો કે ગુણાત્મક સ્થિતિ ટળે છે, સજ્જનપણું પ્રાપ્ત થાય છે, અને ધર્મ, જ્ઞાન, ઇત્યાદિક રૂડા ગુણો બરાબર સેવી તથા આચરી શકાય છે.

આ વિશ્વ શાળામાં સાર ગ્રહણ કરવો અને દોષ દેખવા અને ત્યજવા એ બેજ કરવાનું છે. તે સમાગમથીજ થઈ શકે છે. કાર્યને કારણ એ બેયને દેખી સમજી શકાય છે, પણ પોતાની મેળે અનુભવ્યા વગર કાંઈ સિદ્ધ થઇ શકતું જ નથી. વસ્તુને દેખવી, તેના ગુણ જાણવા, તેને મેળવવા પ્રયત્ન કરવો, અને જ્યારે તે વસ્તુ મેળવી શકાય છે, ત્યારે જ તે વસ્તુ સુખરૂપ નિવડે છે અને આનંદ અનુભવાવે છે. તેમ આત્મિક સુખ કે પરમાત્માના સ્વરૂપનું સુખ સાક્ષાત્ અનુભવ વગર કે સાચા ગુરૂના સંબંધ વગર અવલોકી શકાતું નથી. અને સંસારની માયાનો મોહ ટળી શકતો નથી. માટે સમાગમ મેળવી, જળમાં કમળની પેઠે રાગ દ્વેષના વિચારોથી નિર્લેપ રહીને, ફળની ઇચ્છા રાખ્યા વિના આ સંસારમાં સેવા ધર્મની ફરજ અદા કરવી, જેથી પરમ શાંન્તિ અનુભવી શકાય. આપણા વિચારોથી ભિન્ન એવા મનુષ્યો હોય તો પણ સર્વેની સાથે મૈત્રી ભાવના ધારણ

કરવી, વેર, વિરોધ, ટંટા, ઝઘડા થયા હોય, તોપણ તેને શમાવીને વેરની વેલીને છેદી નાંખવી, સર્વમાંથી ગુણ લેવો, નિન્દા કરવી નહિ, કોઈના દોષ પ્રગટ કરીને તેને હલકો પાડવો નહિ, પરમાત્માની આજ્ઞા તરફજ ગમન કરવું, ખોટો ડોળ, ઢોંગ પરહરીને સાચા સેવક બનવું એજ ભક્તિ છે ને સેવા છે.

અહંપણાનો દેહાદિક ભાવનો નાશ થવો, તેમજ કીર્તિ, વિગેરે વાસનાઓથી, તમામ ઇચ્છાઓથી, તથા ગ્રંથીઓથી દુર ખસાય એજ મુખ્ય ઉદ્દેશ સમજવાનો છે.

જ્ઞાની સાચા સેવક સ્થિર મતિવાળા છે, અને જે જેના ચિત્તમાં છે, તે તેની વાણીમાં કે વર્તનમાં નથી, તેમ જે વાણીમાં છે, તે પ્રમાણે જેના ચિત્તમાં કે વર્તનમાં નથી, તે જ્ઞાની ઉપદેશ દેવાને તથા સત્કાર્ય કરવાને સમર્થ નથી. જેની વાણીમાં છે, ચિત્તમાં છે, અને આચારમાં મુકી શકે છે, તથા ઉદારને સદ્ આશયવાળો સેવક, કલ્યાણ કરવા યોગ્ય ઠરે છે. જે પુરૂષ હું શું કરવાને સમર્થ છું તે મોહથી જાણી શકતો નથી, તથા કાર્યમાં સંશયયુક્ત રહે છે, તેની કાર્યમાં યોગ્યતા જ નથી; અર્થાત્ તે લાયક જ નથી. માટે ભગવાનના શુભ આશ્રયથી, ધીર, વીર બની, વિવેક પૂર્વક ઉત્સાહથી, જન સમાજના ભલાને માટે જે વિચરે છે, તેજ જ્ઞાતા છે અને તેનીજ શ્રેય કરવામાં યોગ્યતા છે. ખાસ ધ્યાનમાં રાખવું કે—અધ્યાત્મક જ્ઞાનના સાચા સ્વરૂપની સ્થિતિ પ્રાપ્ત થયા વના—અન્ય માયિક પદાર્થોથી ભય રહે છે, અને ભય કે અસદ્ વાસના કે સદ્ વાસનાનો નાશ ક્યારેય પણ થતો નથી ને અનુભવાતો પણ નથી. દરેક માણસ મોટી

મોટી વાતો કરે છે, જ્ઞાન કથે છે, પણ જો તેનામાં ભક્તિ-બળની વીરતા નથી હોતી, તો તે બકવાદી ગણાય છે. અનન્ય ભક્તિના બળથી, અનન્ય સેવા ધર્મ ઉઠાવવાથીજ, આ વિશ્વારણ્યમાં જીવનના માર્ગે સદા એક રહેણીમાં સ્થિર રહી શકાય છે. વળી કીર્તિ, માન પૂજા, વિગેરે રંગોમાં અનાશક્ત છે, સ્થિરમતી આત્મામાં જેની થઇ છે, ભગવાનના સ્વરૂપમાં પણ સ્થિર મતીવાળો થયો છે, તે મહાપુરૂષ-હર્ષશોકમાં સમાન, અને નિસ્પૃહ છે અને તેજ પરોપકાર કરવાની યોગ્યતાવાળો ગણાય છે. અનેક જીવના શ્રેયને માટે પ્રવૃત્તિયોમાં પ્રવર્તતાં–પરિપૂર્ણ સાક્ષાત્ સ્વરૂપની સ્થિતિ ન મેળવી હોય, તો વિશ્વમાં અનેક પ્રકારની સેવા કરવામાં, બોધ કરવામાં, પ્રવૃત્તિ કરનારા માંહેમાંહી પરસ્પર ખંડન મંડન કરીને એક મેકનો દ્રોહ કરે છે અને સ્વસ્વરૂપના લાભનો, પ્રાપ્તિનો નાશ કરી શકે છે. એકજ ધર્મમાં પ્રવર્તનાર અનેક ઉપદેશક–ગુરૂ તરીકે ગણાતા સાક્ષાત્સ્વરૂપ-ની સ્થિતિ વગરના–સાધક યાદવાસ્થળી કરીને એકમેકનું ખંડન કરી અન્ય ભકતોને હાની કરે છે અને પોતાનો પણ નાશ કરી શકે છે.

માટે હે સુજ્ઞજનો! આવા મતવાદી ઉપદેશક–ગુરૂઓથી ચેતીને ચાલજો. તેથી તમારૂં શ્રેય કદી થનાર નથી ને મોહ કદી તમારા અંતરમાંથી નાશ પામનાર નથી. પારસમણી હશે તોજ પારસમણી કરી શકશે, પણ રૂપાળો કાચનો કટકો પાસા પાડેલો શું કરી શકનાર છે?–માટે દંભી ગુરૂથી સાવધાન રહેજો, ભલે તે બોધ કરે, પણ તે તેમની વાણી-માંજ છે, પણ વર્તનમાં કે ચિત્તમાં સ્થિર થએલ નથી, એમ

શાસ્ત્રનું રહસ્ય જણાવે છે. ગોપાળાનંદ સ્વામી, ગુણાતીતાનંદ સ્વામી, કૃપાનંદ સ્વામી, નિષ્કુલાનંદ સ્વામી, જાગા ભક્ત, પરવતભાઇ, ગોવરધનભાઇ ઈત્યાદિક મહામુકતોનાં જન્મ ચરિત્રો કેવાં પ્રકાશવાળાં હતાં, તેઓનું ચારિત્રબળ કેટલું વિશ્વને શોભાયમાન હતું !–તેમનામાં અપાર બળ, અપાર શક્તિ, જે વડે માયામાં નિર્વિકલ્પપણે રહ્યા થકા નિર્લેપને અસંગીપણાનો બોધ આપણને આપી રહ્યા છે. હાલના ગુરૂઓ કેવી કૃષ્ણલીલા કરે છે! રાધિકાઓ જોડે ખેલે છે. એ શું આચરવા જેવું છે? ના, ના, તેઓની અધમ સ્થિતિ છે; વાણીમાંજ ફક્ત બકવાદ કરનારા છે, અને તેઓ અન્ય જીવોપર જીવન ગુજારી, અધોગતિને પામે છે અને શિષ્યોને પમાડે છે.

પરમાર્થ, અને સાચા પરોપકારી ધાર્મિક નિવૃત્તિ કે પ્રવૃત્તિ માર્ગમાં એવી મહત્ભાવનાથી પ્રવર્તવું જોઇએ કે જેથી લૌકિક–વિશ્વ હિતકારક યોજનાઓ પૂર્વક જે જે કાર્યો જે જે સેવા ઉઠાવવી પડે, તેમાં સ્વાધિકારે એવી રીતે વર્તવું જોઇએ કે–કોઇને અભાવ ન આવે, કોઇનું મન દુખાય નહિ, અને અવનતિરૂપ કંટક માર્ગ ન બને. જો તેમ થાય તો જરૂર અધોગતિ જ પ્રાપ્ત થવાની જાણી લેવાની છે. પરોપકાર–કલ્યાણ કરવામાં સંકુચિત વિચાર, ને સંકુચિત વર્તન, તથા એક બીજાની લાગણી દુખાય તેવું છૂપું વર્તન વર્તવું એ ખરેખર શ્રેય મેળવતાં આકાશમાં કુલ મેળવવા જેવું છે. અર્થાત્ એ પડતીનાં લક્ષણ છે.

વિશ્વના ભલાને માટે ઉદાર વ્યાપક ભાવના, અને શુદ્ધ ચારિત્રબળ એ બેજ ઉત્તમ પુરૂષ સેવે છે; અને તેજ

વિજય મેળવી શકે છે. ખાસ લક્ષ્યમાં રાખવું કે અનેક જીવોના ભલાને માટે કલ્યાણ કરવાની સાથે ઉદાર ભાવનાને ચારિત્ર બળથી, જે ભાગવત ધર્મ જગતમાં ચિરંજીવી થવા પામે છે, તે ધર્મ ખરેખર વિશ્વમાં સાચા સેવકોરૂપ બીજકોની પરંપરા સાથે સ્વવ્યક્તિના ઉદાર વ્યાપક પ્રકાશે ચિરંજીવ થઈ શકે છે. માટે સાચો સેવક જ ભાગવત ધર્મના બીજરૂપ, પરંપરા ગણી શકાય છે, અને તે ધર્મનું પોષણ પણ તેવા વડે જ થાય છે અને તે ધર્મ તે થકીજ પમાય છે એ સિદ્ધાંત છે.

ખરો સેવક શું ન કરી શકે ? તે ચાહ્ય ત્યાં માર્ગ કરી શકે છે. નિર્બંધ છે, સ્વતંત્ર છે, જેથી સ્વાધિકારે વિવેકપૂર્વક કાર્યમાં પ્રવર્તતાં સર્વસ્વ અર્પણ કરવામાં ભીતિનો એક વિકલ્પ પણ ન થાય, એવો નિર્ભય–બ્રહ્મસ્વરૂપ જ્યારે થાય છે, ત્યારે પરમાત્માના સ્વરૂપમાં સ્થિર થએલ ને તમામ અસ્થિરતા–તમામ ગ્રંથીઓ ટળી જાય છે, અને શુદ્ધ બ્રહ્મરૂપ વર્તનના શિખરે તે ભક્ત વિરાજમાન થાય છે એમ મારો અનુભવ અવબોધી શકે છે.

આ સંસારમાં–નામ અને રૂપ, પોતાનાં સંબંધી કે પર સંબંધી, ઐશ્વર્યના રાગ કે મોટાપણાના રાગ, એમાંથી અહંપણાની વૃત્તિ તુટી જઈ, ભગવાન અને ભક્તમાંજ પોતાપણાની એક ભાવના–શુદ્ધ ભાવના પ્રગટે અને તે પ્રમાણે કાર્યો થાય, ત્યારે જાણવું કે નિર્ભય પ્રદેશમાં આગળ વિચરવાનું થયું છે. માયાના કાર્યમાંથી અને પિંડમાંથી અનાશક્ત થાય, તેજ માયામાં રમતો થકો નિર્ભયપણે સર્વ કલ્યાણકારી કાર્યોને કરી શકવા સમર્થ બને છે. અને અનંત

જીવોનાં શ્રેય કરી શકે છે. સંસાર તરવો એ મરજીવાનો માર્ગ છે અને ત્યારેજ વિજય પામી શકાય છે. જેમ રાજ્યવ્યવસ્થા સ્થાપવા, વા સુધારવા, અનેક મનુષ્યો ભોગ આપે છે, ત્યારે રાજ્યના હક મેળવી શકાય છે; તેમ ભાગવત ધર્મવ્યવસ્થા સુધારવા, તથા પોષણ કરવા, અનેક મહા પુરૂષોએ, મૃત્યુ વિગેરે ભયથી નહિ બ્હીતાં, આત્મભોગો આપ્યા છે. વર્તમાનમાં આપે છે અને ભવિષ્યમાં આપશે. આ પ્રમાણે હે મનુષ્ય ! તું તેમનું અનુકરણ કરીશ, સ્વાર્થ વૃત્તિનો ત્યાગ કરીશ, ભક્તિ સેવા માર્ગમાં તારી થતી ભૂલો તું સુધારીશ, ને વાણીમાં ને વર્તનમાં એકરૂપ થઇશ, શુધ્ધ બ્રહ્મસ્વરૂપ બનીશ, ત્યારે જ તું વિશ્વવર્તિ અનેક જીવોનો કલ્યાણ કરવાની યોગ્યતાને પ્રાપ્ત કરી શકીશ. આ નાટકનો ખેલ નથી. છોકરાની રમત નથી, કે તેમાં તું જે નાટક ભજવું તે છાજી શકે. આતો અપાર જવાબદારી તારે શીર છે, તે તું ઉઠાવવા તત્પર થાય, તો સાચા સેવક બનવાની ખાસ જરૂર છે, અને ત્યારેજ પરમકૃપાળુ પરમાત્માની દિવ્ય દૃષ્ટિ તારાપર પ્રકાશીત થનાર છે. જે ભકતો, જે સેવકો, નામ અને રૂપકમાં લેવાઇને તેને તાબે થાય છે, લજ્જાને પામે છે, બ્હીવે છે, તેઓ કર્તવ્ય ભ્રષ્ટ થઇ વિશ્વમાં કચરાય છે, અને દાસત્વ કોટીમાં રહેવાને લાયક બને છે; અને તેવા ગુરૂ થવા લાયકજ નથી. ભૂલે ચુકે તેવાના મોહ પાસમાં ન સપડાવાય, એ વિચારવું જરૂરનું છે. જ્યાં ધર્મ છે, જ્યાં ભગવાન છે, ત્યાં ભય શેનો ?–ત્યાં સત્ય છે, ન્યાય છે, તો પછી છુપું વર્તન કેમ કરી શકાય ?–ધર્મ કેમ લોપાય, આચાર ભ્રષ્ટ કેમ થવાય ?–લીલા કેમ વિસ્તારાય ? જ્યાં આવું

દેખવામાં આવે, તે માર્ગ, તે સંબંધ, ને તે સમાગમનો ત્યાગ કરવાનો છે. ભલે તે ઐશ્વર્યવાન હોય, પ્રતાપી જણાતો હોય, પરંતુ ધ્યાનમાં રાખવું કે પરમાત્મદર્શી પુરૂષ–બ્રહ્મ સ્વરૂપ–ભક્ત તેથી કોટી ગણો સમર્થ છે, છતાં તે અતિ સમર્થ થકો સર્વે રૂડા ગણો, સર્વે સામર્થી છુપાવીને, જરણા કરતો થકો, દિવ્ય ગુણો પ્રગટાવી, ભાગવત ધર્મ–મહા પ્રભુનો સ્થાપેલ તેને પ્રકાશીત કરે છે; પણ તેને કલંક લાગવા દેતો નથી. ભાગવત ધર્મનો ભેરૂ થઇને, ભગવાનનો માર્ગ ચૂકતાં એક પગથીયું ચુકતાં–જીવતાં છતાં મૃત્યુ પામેલાની દશાને પ્રાપ્ત થનાર જે ગુરૂ કે ઉપદેશક, ગૃહી, કે ત્યાગી, કે જે કોઇહોય તેનો સર્વ પ્રકારે સંબંધ ત્યાગવાની જરૂર છે, તોજ પરમાત્મા રાજી રહેશે, નહિતર તમારા કલ્યાણનો માર્ગ બંધ થનાર છે.

જ્યાં અસદ્‌વાસના છે, લીલાભોગ કરવા છે, ત્યાં ભીતિ છે. કેમ જાણીએ કે તે રાગ વગરના છે? મોટાના માર્ગથી વિરૂધ્ધ કરનાર તથા વર્તનાર પુરૂષનો સંગ ભયરૂપ છે. ત્યાં સદ્‌વર્તન કે સ્વાતંત્ર નથી. ઉંડા ઉતરીને વિચાર કરો તો જણાશે કે, ઉચ્ચ કર્મયોગી બ્રહ્મરૂપ ભક્તને–પાપરૂપ ક્રિયા કરતાં, ધર્મની પ્રીતિ અને રીતિ એટલી બધી ઉચ્ચ લાગશે કે તે દૈવી ગુણોની પ્રભામાં સદા અલમસ્ત અને મગ્ન રહેશે. વિષય ભોગવાય છે, તે રાગ વગર ભોગવી શકાતા નથી, અને રાગ ટળે, તો પછી તેના તરફ બ્રહ્મસ્વરૂપ યોગીની દૃષ્ટિ થાય જ કેમ?–અર્થાત્ ઉતરતી સ્થિતિને ભેદે કરીને જ પાપરૂપ ક્રિયામાં પ્રવર્તાય

છે એ સિધ્ધાંત વાર્તા છે. બ્રહ્મસ્વરૂપ યોગીમાં કોઇ પણ ગુણાત્મક ભાવ કે ઇચ્છા કે ગ્રંથી રહેતી જ નથી, અને ગ્રંથી નથી તો લૌકિક રૂઢી વિરૂધ્ધ કેમ વર્તાય ? નજ વર્તાય. બ્રહ્મયજ્ઞમાં ગુણના વેગોનો નાશ છે. તો પછી ભોગ શેના ! ભય શેનો ! અનાશકિત એજ બ્રહ્મયજ્ઞનું સ્વરૂપ છે. અને આસક્તિભાવ એ સંસારની જીવન ભાવનાનું સ્વરૂપ છે; એ ખાસ જાણવું. અનાસકત ભાવમાં કલ્યાણને અર્થે વિચરતો મહાપુરૂષ રાગ દ્વેષના તથા સ્ત્રી વિલાસના બંધનથી બંધાતો જ નથી, પણ સ્વાધિકારે શુભ ગુણો પ્રગટાવી, એક જાતની વિશ્વમાં સેવા ફરજ પૂર્ણ રીતે અદા કરી શકે છે. તેમાં માન થાઓ, કે અપમાન થાઓ, તેની તે પરવા કરતોજ નથી. કારણ કે તેનો આનંદ ભગવાનના સ્વરૂપનો અપાર અલૌકિક છે. તો પછી માયાના ગુણનો તુચ્છ, ક્ષણિક આનંદ તે તેની ગણત્રીમાં હોય ખરો ? તેની દૃષ્ટિમાં તેની ભાવનામાં કલ્યાણ છે. તેનો સંબંધ જ અમૃતરૂપ છે, પરમમોક્ષરૂપ છે, એ સિધ્ધાંત છે. કોઈ પણ પદવીની ઈચ્છા, કોઈ પણ લાલસાની ઈચ્છા પ્રબળ થતાં, ત્યાં અટકવાનું થાય છે અને આગળની ઉન્નતિના માર્ગો ખુલ્લા થઈ શકતા જ નથી. કીર્તિ, પુજા, માન, પ્રતિષ્ટા વિગેરે ભાવના ઉન્નતિનો માર્ગ બંધ કરનારી છે, અને સંસારને પમાડનારી છે. એટલા માટેજ મહાપુરૂષો સેવા-ધર્મ સ્વીકારી, અનાશકિત દૃઢ કરી—સ્વફરજ જે પરમકલ્યાણ તે અનેક જીવોને પમાડવા વિશેષ ચારિત્ર બળ દિપાવી, દિવ્ય ગુણો પ્રગટાવી, વિશ્વને શોભારૂપ થઇ પડે છે, દાખલા રૂપ—આદર્શ થઈ પડે છે. જેમ સિંહ ખડ ખાતો નથી,

કોઈથી બીતો નથી; ભ્રમર, દુર્ગંધ ઉપર જતો નથી; સતી અગ્નિથી અને મરણથી ભય પામતી નથી; શુરો રણ સંગ્રામથી પાછો હઠતો નથી; તેમ મહાપુરૂષ માયાના મોહથી લેપાતા નથી. નિર્બંધ અને સ્વતંત્ર વર્તે છે. તેવાનો નિમિષ માત્રનો સંબંધજ પરમ કલ્યાણરૂપ છે; તે ઓળખવા ને તેમના થવું એજ મહા દુર્લભ છે.

"આલોક પરલોક સુધરે" આ લોક અને પરલોક સુધરે તેવા અચળ સિદ્ધાંતોથી મનુષ્ય દેહ પ્રાપ્ત થયેલો છે. સર્વ ફળના મૂળ રૂપ આ મનુષ્ય દેહ છે. આ દેહે કરીને કરવાનાં સાધનો કરીને સર્વે ફળની પ્રાપ્તી થાય છે. કરોડો ઉપાયો કરીને ન પમાય, અને અત્યંત સુલભની પેઠે જણાતો એવો મનુષ્યદેહ પામીને જે મનુષ્ય સંસાર સમુદ્રને નથી તરતો, તે અતિ અધમમાં અધમ છે. ભગવાન ઓળખી લેવા, તેનો આશરો કરી લેવો કે જેથી આ હાડ, માંસરૂપી દેહને ફરીને ન પમાય અને આ લોક તથા પરલોક સુધારી શકાય—માટે કેટલાક અચળ સિદ્ધાંતોની નોંધ નીચે મુજબ છે:—

(૧) પ્રથમ પ્રત્યેક મનુષ્યે-આ વિશ્વમાં ગમે તે સ્થિતિમાં જે જે કાર્યોની ફરજ અદા કરવાની હોય છે તે મારે કરવી જોઈએ, એમાં મારે કંઈપણ વિલંબ કરવાની જરૂર નથી, અહંમમતા કરવાની જરૂર નથી, એવી રીતે શુદ્ધ વિચારને પામી–સાચા ભકતનો આશરો કરવો. કારણ કે સાચો જ્ઞાની શુભાસક્તિ કરતાં પરોપકારની પોતાની ફરજને વિશેષ મહત્વ આપે છે.

(૨) જે મનુષ્ય–સમાજ સેવા–કુટુંબ સેવા તથા

ગૃહકાર્ય સેવા વિગેરેને સ્વફરજ માની તેમાં પરિપૂર્ણ ઉપયોગી બનતો નથી, તે વિદ્વાન, શોધક, જ્ઞાની, ધ્યાની, યોગી, કવિ કે ભક્ત બનવાને શક્તિમાન થતો નથી. નિયમ એવો છે કે જેમાં સ્વચિત્ત લાગે છે, ત્યાંજ લક્ષ્ય રહે છે અને તે કાર્યજ સિદ્ધ થાય છે. પ્રત્યેક બાબતમાં પરિપૂર્ણ ઉપયોગેજ લક્ષ્ય આપી શકાય છે અને તેજ ધર્મ છે. બાકી અનુપયોગે તે સ્વફરજને ચુકી જાય છે એટલે તે અધર્મ છે.

(૩) પરમાત્મા સાક્ષીપણે સર્વેમાં બિરાજમાન છે. માટે સર્વે બ્રહ્માત્મક છે એમ ભાવ ધારણ કરીને જે સર્વે કાર્યો કરવા તત્પર થાય છે, તેજ નામ અને રૂપકના પ્રપંચમાં નહિ લેપાતાં નિર્દોષપણે રહી શકે છે, અને તેને સર્વે કુટુંબરૂપ ભાસે છે. અને ત્યારેજ સર્વે કાર્યો કરતાં છતાં અકર્તાપણું તથા આનંદની ઘેન અનુભવાય છે.

(૪) ફળની ઈચ્છા રાખ્યા વિના નિષ્કામ સેવા ધર્મ બજાવવો—ફરજ અદા કરવામાંજ તારો અધિકાર છે, પણ ઈચ્છા કે કામનામાં તારો અધિકાર નથી. ॥ **कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन** ॥ નિષ્કામ મનુષ્યની ચક્ષુમાં ઇશ્વરી પ્રકાશ વહે છે અને તેથી તેની આંખથી સર્વે મનુષ્યો અંજાઇ જાય છે. પણ તે કોઈના સ્વાર્થી તેજમાં અંજાતો નથી; અને રજ, તમના વેગથી પણ તે મુક્ત રહી શકે છે. કામના નહિ હોવાથી તે સંસારમાં વ્યવહારીક વા પરમાર્થીક કોઇ પણ જાતનું કાર્ય કરતાં પક્ષપાતના યોગે થતા દુરાગ્રહને તે ધારણ કરી શકતો નથી. નિષ્કામ દશામાં પક્ષપાત થઇ શકતોજ નથી. એટલે સત્યનો પ્રકાશ કરી શકાય છે.

નિષ્કામ સેવા ધર્મ ગયો એથીજ–આર્યોની પડતી થઇ છે. ધર્મની પડતી જોવામાં આવે છે. દુરાગ્રહ, કલેશ, કુસંપ, સ્વાર્થ વિગેરેનો વિકાશ થાય છે, અને ઉન્નતિનો માર્ગ બંધ થાય છે. એ રાજકીય અને ધાર્મિક ઇતિહાસો વાંચ્યાથી સમજાય છે. જો નિષ્કામ સેવા ધર્મ નહિ સચવાય તો, હે બંધુઓ ! હે ભકતો ! તમે નક્કી સમજજો કે, દુરાગ્રહથી તન, મન અને ધનની શકિતનો દુરઉપયોગ થશે, અને તેથી અવનતિનો તમે પોતેજ ખાડો ખોદી તેમાં દટાઈ મરશો. માટે હે વીર ભકતો ! તમારા મનુષ્ય દેહની કિંમત સમજીને, સાંકળના અંકોડાની પેઠે સર્વે બંધુઓની સાથે બંધાઈને ઉદાર ભાવનાથી પરસ્પર હિતકારક, તમારા આ લોક તથા પરલોકમાં હિતકારક સ્વફરજ અદા કરવામાં નિષ્કામ ભાવથી પ્રવૃત્ત થાઓ; પરન્તુ તમારા દૃઢ નિશ્ચયમાંથી અંશ માત્ર ચલતા ન થવી જોઈએ. વિશેષમાં ધર્મ મત ભેદ છોડી દઇ, સત્યનોજ આશારો કરો. કર્નલટોડના રાજપુતાનાના ઇતિહાસ ઉપરથી જણાય છે કે, ધર્મના મત ભેદથી અનેક આચાર્યોએ ધર્મ યુદ્ધો કરેલાં છે, અને પરસ્પર વિચાર–મત ભેદની લડાઈઓથી, આર્યાવર્તની અવનતિમાં ભાગ લીધેલો છે. એટલુંજ નહિ, પરન્તુ પાખંડ, પ્રપંચને વધારી અવિદ્યાનો વિકાસ કરી–ભાગવત ધર્મની ગ્લાની કરી છે, અને સત્ય સ્વરૂપ–ભગવાનની ઝાંખી કરી શકયા નથી. માટે સર્વ મત–પંથમાંથી સત્યનું ગ્રહણ કરવું અને તેનું ખંડન મંડન નહિ કરતાં, દુરાગ્રહને છોડી દઇ, નિષ્કામ સેવા ધર્મ બજાવી, સત્યનો સ્વિકાર કરી લ્યો. એમાંજ તમારો ઉદય છે, તમારૂં શ્રેય છે. અને તમારી

અવિદ્યાનો મહામોહ તેનો નાશ ત્યારેજ થનાર છે. પરમ કૃપાળુ–મહાપ્રભુની અપાર કળાનો તમે પાર પામી શકનાર નથી કર્યું તેનુંજ થનાર છે, થાય છે અને થશે. અન્યથા કર્તુ શક્તિ તે વાપરી શકનાર છે. પણ તમે વેદ મોઢે કરો, મોટા પંડિત કહેવાવ, તો પણ તેના સ્વરૂપને તમે યથાર્થ સમજી શકવા સમર્થ થનાર નથી. તે તમારા પુરૂષાર્થની બહાર છે, કલ્પનાની બહાર છે. તેનું યથાર્થ સ્વરૂપ તો તેના સાચા નિષ્કામી સેવકોજ–સાક્ષાત્ વિજ્ઞાનને પામેલાજ વીરભક્તો બતાવી શકનાર છે. તે સત્યનોજ આગ્રહી છે. તેમની વાતમાં રાગ, દ્વેષ, કે દુરાગ્રહ છેજ નહિ. માટે મિથ્યા બકવાદ મુકી દઇ, નિષ્કામી બની, દુરાગ્રહ છોડી દઇ સત્યનું સેવન કરી લેવું એજ તમારી ફરજ છે.

(૫) સ્વ ફરજ અદા કરવામાં ભય શેનો ? લાલચ શેની ? ઉદય ચાહનાર પુરૂષ રણમેદાનમાં શૂરને છાજતું સર્વ સ્વાર્પણ કરે છે. વ્યવસ્થાપૂર્વક સેવાધર્મ ઉઠાવવાથી ગંભીર ભૂલો થવાની નથી. જ્ઞાની ઉપદેશાથી પ્રત્યેક ફરજને સુંદર સ્વરૂપમાં મૂકી શકે છે અને વિશ્વ ઉપર વિજય મેળવે છે. કાર્ય કરવામાં કાર્યની વ્યવસ્થા બુદ્ધિની અત્યંત મહત્તા છે. ઇતિહાસ ઉપરથી જણાય છે કે મરાઠા વિદેશીઓથી પરાજય પામ્યા અને તેમના રાજ્યના ટુકડા થઈ ગયા. તેમ વ્યવસ્થાપૂર્વક આ સંસારના ખેલમાં તમે નહિ ખેલો તો ધર્મ પણ તમને સિદ્ધ થનાર નથી અને તમે પાણીના પરપોટાની પેઠે ક્યાંના ક્યાં વહ્યા જશો, તેની તમને ખબરજ નહિ પડે; એવું આ માયાનું અવિદ્યાનું અંધારૂં છે. રાગ, દ્વેષ, છોડી દઇ, સત્ય પ્રબોધ શિક્ષણ લેવું

જોઇએ કે જેથી વિશ્વમાં વિજય થાય. આ લોક તથા પરલોક સુધારી શકાય. કેવળ સ્વાર્થ સુધર્યો, ને ડાહ્યા ડમરામાં ખપ્યા, તેથી તમારા આત્માની શી દશા? માટે સત્યનું સેવન કરી વ્યવહાર તથા આત્મોન્નતિ બન્ને સિદ્ધ કરી વિજય મેળવાય તોજ જન્મ મરણના મહાત્રાસથી છુટવા ભાગ્યશાળી થશો.

અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય વિગેરે ગુણોથી વિભૂષિત થઈ, ભગવાનના સત્ય સ્વરૂપને ઓળખી, સર્વે જનોના ભલાને માટે, વ્યવસ્થાપૂર્વક કામ આદરી પ્રભુના પદને પ્રાપ્ત કરો.

હર્ષ, શોક, લાભ–અલાભથી મુંઝાયા વગર સ્વફરજ અદા કરો.

(૯) કેવળ વર્ણાશ્રમ ધર્મ–સદાચાર વિગેરે આચરવાથી તમે સુખી જીવન ગુજારી શકો છો, પણ પરમાત્માના શુદ્ધ સ્વરૂપનો આશરો કરીને, સર્વ બ્રહ્માંડસ્થ જીવોની સાથે ઐક્ય ભાવમાં લીન થઇ જઇ તમારા આશ્રમ અધિકાર પ્રમાણે, સ્વફરજ અદા કરવામાં આવે તોજ તમે માયાના અંધકારમાંથી મુક્ત થનાર છો. પરમાત્માથી વિમુખ બની કેવળ શુભ કર્મો આચરશો, તો તમારા આત્માની ઉન્નતિ થનાર નથી. માયાના ગમે તે પાશમાં લેવાઈ જવા સંભવ છે. કારણ કે--વસ્તુતઃ તો પરમાત્મા જ સત્ય છે, બાકી બધો સંસાર–નામ–રૂપ–તમામ વિકારવાન છે અને તેથી અવસ્તુ ગણાય છે. માટે રાજા–રંક–ગરીબ–સાધુ–કવિ, પંડિત, શેઠ, પુરોહિત, ન્યાયાધીશ–

દિવાન વિગેરે તમામ સંસારી જીવો, સત્ય વસ્તુ જે કદી પણ અવસ્તુ થનાર નથી, તેને ઓળખ્યા સિવાય, અવસ્તુ સંસારની માયામાંથી નિઃસ્પૃહ રહી શકે તેમ નથી; અને ગમે તેવો આશ્રમધર્મ આચરનાર, સંસારમાર્ગમાં અન્યાય તથા અસત્યના પાપોથી બચી શકનાર જ નથી. પ્રભુને પિછાનનાર ત્યાગી વા ગૃહસ્થ નિઃસ્પૃહ બની શકે છે. તે જ મોટો છે અને તે જ સ્વતંત્રપણે સત્ય કથવાને શકિતમાન થાય છે. પરમાત્માના શુદ્ધ સ્વરૂપને જેમ છે તેમ ઓળખવાથી જ ચિત્તની શુદ્ધિ થાય છે.

**भक्त्या माम् अभिजानाति यावान्यश्चास्मितत्वतः ।**
**ततोमाम् तत्वतोज्ञात्वा विशतितदनंन्तरम् ॥**

ભગવાનનું યથાર્થ સ્વરૂપ જેમ છે તેમ તત્વે કરીને રૂડી રીતે જે જાણે છે, તે જાણ્યા પછી જ તે સેવકનો આત્મા–બ્રહ્મસ્વરૂપ જે ભગવાન–તે શુદ્ધ આત્મ–બ્રહ્મ-સ્વરૂપ અનાદિ સિદ્ધ છે તેમાં પ્રવેશ કરી શકે છે. (એકાત્મપણું મેળવી શકે છે.)

મનનો તથા ઇંદ્રિયોનો આત્મા જે ચેતન તેની સાથે શો સંબંધ છે ? આત્માનું સ્વરૂપ ભિન્ન છે ને જગતના પદાર્થથી પરવસ્તુ છે, અને આપણા આત્માથી–પરમાત્માનું સ્વરૂપ ભિન્ન છે. ગુણ, કર્મ, વિભુતિ, સ્વભાવ ભિન્ન છે, તેથી તેના યથાર્થ સ્વરૂપને જે ઓળખી શકે છે તે જ જીવાત્માનો ચેતન–(અનાદિ સિદ્ધ શુદ્ધ આત્મા–બ્રહ્મ ભગવાન) તેને વિષે એકત્વપણું પામી શુદ્ધ બને છે. અને ત્યારે જ તેની અવિદ્યાનો તથા સંસારનો નાશ તે દેખે છે.

માટે સત્ય-અનાદિ વસ્તુ જે ભગવાન તેને ખોળ એટલે તે તને જડશે. પ્રકાશ-તથા પ્રભા તેનામાં છે અને તારામાં અંધકાર છે જેથી તું ઘેરાઈ જાય છે, મુંઝાય છે, ને અંધારામાં ચાલે છે. માટે પ્રભાવાનને ઓળખ એટલે તું પ્રભાને પ્રકાશવાળો બનીશ. સર્વ તેને આધારે છે, જ્ઞાન-ઐશ્વર્ય, પ્રભા સા તેને આશરીને રહેલાં છે. પણ મહાપ્રભુને કોઇનો આશરો જોઇતો જ નથી.

(૭) પરમાત્માના શુભ આશ્રયથી તેનું સત્ય યથાર્થ સ્વરૂપ જાણીને જે મનુષ્ય આ સંસારમાં વિચરે છે, તે આ સંસારમાં સ્વર્ગ તુલ્ય સુખ ભોગવી શકે છે. કારણ કે મરજી પ્રમાણે વૈભવ ભોગવવાથી થતા ક્ષણિક આનંદ કરતાં અધ્યાત્મિક જ્ઞાનનો-પ્રભુના સ્વરૂપનો આનંદ લાખો કોટીગણો અપાર છે; એટલે તે જ માણસ આ લોકમાં તથા પરલોકમાં આનંદને અનુભવી શકે છે અને ભોગવી શકે છે. કેટલાક કહે છે કે, "તું તને પોતાને પીછાન" તેના જવાબમાં મારે કહેવાનું કે તે જડવાદ છે નાસ્તિકવાદ છે. તારો ચેતન-વિભુ નથી-સ્વયં પ્રકાશી કે સ્વતંત્ર નથી તે અલ્પ છે, તો પછી પ્રભુની પીછાન વગર-તમારે જેવા થવાની ઇચ્છા છે તવા તમે કેમ કરીને થનાર છો? માણસ પડછાયા પાછળ ફાંફાં મારે તેથી શું લાભ થનાર છે? નિરાકારવાદ તેમજ નાસ્તિકવાદ આપણા ચેતનનો નાશ કરનાર છે; અને નાશને રસ્તે લઈ જવાનો દરવાજો પહોળો છે, તે રસ્તે થઇને જનાર પણ અનેક છે. કારણ કે સમુદ્રરૂપી સંસાર તરવાને માટે તેવા પુરૂષોને જીવનનો ખરો રસ્તો તથા દરવાજો એ બન્ને સાંકડા છે, અને તે

થોડા માણુસને જડે છે. કેમકે શાસ્ત્રો ભણુવાથી–વેદ મોઢે કરવાથી કે અધ્યાત્મિક શાસ્ત્રો વાંચવાથી–પંડીતાઈના અભિમાનમાં રજ–તમ મિશ્રિત જ્ઞાનથી, પરમાત્માના યથાર્થ સ્વરૂપને જાણી શકાતું નથી. તેને માટે તો તેના સાધર્મ્યપણાને પામેલ–સાચા પુરુષના સમાગમની તથા સંબંધની જરૂર છે. માટે ભગવાનથી, સાચા ભકતથી, વિમુખ જીવને માટે સંસાર સમુદ્ર તરવાનો રસ્તો સાંકડો છે એ નિર્વિવાદ છે.

(૮) આપણો માયાનો સ્નેહ–કેમ ટળે ?–નિઃસ્નેહી નિઃસ્પૃહી કેમ થવાય ? ભોગ વહાલા લાગે છે, સ્ત્રી ધનાદિક પદાર્થો અતિ વહાલા થઇ પડે છે, માટે તે અપ્રિય થાય–તેનો ઉપાય એ જ છે કે, અધ્યાત્મિક જ્ઞાનનું જેમ છે તેમ સ્વરૂપ ઓળખાય, ને તેમાં સ્થિતિ થાય તો જ તે–અવસ્તુ કહેતાં સ્ત્રી ધનાદિક–માયાના વૈભવને નાકના મેલ સમાન ગણી શકાય, અને નકામા–દુખરૂપ સમજી ફેંકી દેવામાં આવે. નહિતર તો સંસારમાં નાટકના ખેલો–ગરીબાઈ, ગૃહસ્થાઇ–રાજાની સમૃદ્ધિના ખેલો આપણે શીર રહેવાના છે, અને કર્મ પ્રમાણે ફળ ભોગવવાના છે.

(૯) આ કર્મભૂમિ–તેમાં વળી આર્યાવર્ત ભૂમિ–જેની એક ચપટી ધૂળમાં જે સાત્વિક પરમાણુઓ વિલસી રહ્યાં છે તે અન્ય ભૂમિમાં નથી–યુરોપમાં નથી. એટલા માટે ઉત્તમમાં ઉત્તમ શાંત અને નૈસર્ગિય જીવન આ ભૂમિમાં જ ગાળી શકાય છે. ઉત્તમ પુરુષો આ ભૂમિમાં જ વિચરે છે, આધ્યાત્મિક જ્ઞાનની પણ આ ભૂમિ જ છે. અને આ પ્રદેશમાં જન્મ પામી જે મનુષ્ય, માનવદેહ ગુમાવે છે–

કરોડો ઉપાયે ન પમાય તેવો આ મનુષ્યદેહ તે ભોગવિલાસમાં ગુમાવી બેસે છે, તે શાસ્ત્ર પ્રમાણે આત્મહત્યારો—મહા અંધ ગણાય છે. માટે હે પુરુષો! હે આર્યો! ઉત્તમ પુરુષ ગુરુગમ પૂર્વક વિવેક, વિનય, વિમોકાદિક ગુણો સેવી તમારૂં જીવન કૃતાર્થ કરશો. અને તેથી જ તમારા લોભ—કામ, રાગ—દ્વેષ, વિકારો ટળનાર છે. જ્યારે સાચા ગુરૂ સેવશો, ત્યારે જ આત્માને—જગતની તમામ વસ્તુઓથી—દેહથી—ભિન્ન અનુભવી શકશો, અને સર્પની કાચળીની પેઠે તમારો માયાપરનો મોહ—લોભ—આપોઆપ ગુરુ કૃપાથી ટળી જશે, અને તમારો—ચેતન તે ખદ્યોત જેટલો છે તે અપાર બળને પામી મહા પ્રકાશવાળો, મહાપ્રભાવાળો પ્રકાશી શકશે, અને પરમાત્માનું સુખ અનુભવી શકી તેનો રાગી બનશે. એટલા માટે નામ રૂપની કલ્પનામાં ભાવના ન થાય એ જ અભ્યાસ સેવવાની જરૂર છે. મોટા મોટા માનથી વિક્ષેપને પામ્યા છે. કામ—ક્રોધ, લોભ—માન—એ મહાન શત્રુ છે.

“ કનક, કામની ત્યાગ કરે તો, માન ઇર્ષા લાવે.
માયા કૌઉસે તજી નહિ જાવે. બ્રહ્માનંદ કહે, પ્રગટ
હરિ સેવે તાકુ ઢીગ નહિ આવે—
માયા કૌઉસે તજી નહિ જાવે.”

માટે સાક્ષાત—બ્રહ્મનિષ્ટ—ગુરુના સંબંધ વિના—મોહથી પાછો વળવાનો પ્રસંગ એકલા પુરુષાર્થથી બને તેમ નથી.

(૧૦) ગૃહસંસારમાં—ખપ જેટલોજ બાહ્ય વસ્તુઓનો સંગ્રહ કરવો પણ “અતિ લોભ તે પાપનું મૂળ છે.” ને સર્વ ઉપદ્રવનું કારણ છે લોભના પરિણામને ધારણ કરવો

અને હદ બહાર વસ્તુઓનો સંગ્રહ કરવા આગ્રહ કરવો એ મહા પાતક છે; અને તેથી પાપ, દુઃખ ને અશાંતિ ઉપજે છે. સર્વ વસ્તુઓ સર્વેને માટે છે. સર્વે જીવો, જગત એ-બ્રહ્મમય છે ને મારૂં કુટુંબ છે એવી વિશાળ ભાવનાથી જોનાર માણસને લોભનો પરિણામ ટળી જાય છે. જેમ લોભવૃત્તિની ક્ષીણતા-તેમ, નિઃસ્પૃહતા, સંતોષ, ને સ્વાતંત્ર સુખ વધતું જાય છે.

(૧૧) બ્રહ્મચર્ય પાળવું-શારીરિક વીર્યનું રક્ષણ કરવું. બાહ્ય વિષયોમાં રાગ, દ્વેષ, વિના રમણતા કરવી. જેથી કામ વાસનાની તુચ્છતા થાય છે, જીતેંન્દ્રિયપણું મેળવાય છે. અહારને નિયમમાં કરવો. રસાસ્વાદનો વિકાસ ન કરવો. જેથી કામ વિકાર જીતાય અને મનના સંકલ્પો નાશ પામી જાય.-બ્રહ્મચર્ય પાળનાર પુરૂષ જ શુભ કાર્યો કરી શકે છે. સંસારિક. ધાર્મિક શુભકાર્યો સેવી શકે છે, અને તેજ પુરૂષ વિશ્વમાં આગળ વધી શકી વિજય મેળવવા ભાગ્યશાળી થાય છે.

૬૭ 'બ્રહ્મચારીને ભય શેનો ?-મનની કલ્પના શેની હોય ?-

(૧૨) જે માણસ-પોતાનો વખત, પોતાનું ધન, પોતાનો દેહ, અને પોતાનો વિચાર, જન સમાજના ભલાને માટે ઉપયોગમાં નથી લેતો, તે કાર્ય કરે છે તોપણ તે પશુ જેવો નિંદ્રાયુક્ત છે. અને જે બીજાને-મુમુક્ષુજનોને સર્વ પ્રકારે ઉપયોગી થઈ પડે છે, તે પુરૂષ નિંદ્રામાં છે તોપણ તે જાગતો પુરૂષ છે; અને તે સ્વફરજને અદા કરી

શકે છે. અલ્પ દોષને મહાલાભ થાય તેમ, નિર્લેપ વ્યવહાર રાખવા પ્રયત્ન કરવો. તમે ત્યાગી થશો, વનમાં જશો, સ્વફરજથી ભ્રષ્ટ થશો, તોપણ જ્યાંસુધી અનેક અંતરના કાંટા અનેક ગ્રંથીઓ–ઓગળી નથી, કામ ક્રોધાદીક મચ્છરના અશુભ સંસ્કારોને હઠાવ્યા નથી, ત્યાં સુધી ઘાંચીની ઘાણીના બળદની પેઠે જ્યાંના ત્યાંજ તમે છો એમ નક્કી જાણજો.

(૧૩) કોણ નિર્ભય છે ?–જેણે ભગવાનના શુભ આશ્રયથી, વ્યાપારકળા–રાજ્યકળા, અગર ગૃહસ્થને વ્યવહાર ચલવવારૂપ શુભાશુભ કાર્યોમાં એવી રીતે પ્રમાદ વગર પ્રગતિ કરેલ છે કે જેથી, મૃત્યુ ગમે તે વખતે આવીને ઉભું રહે, તોપણ સંતોષ રહે અને કદાપી પણ ખેદ ન પામે. અલ્પહાનીને મહા લાભ જેણે પ્રાપ્ત કર્યો છે, અને બીજાઓને કરાવ્યો છે, તેજ નિર્ભય છે.

(૧૪) **अर्थं साधयामि वा देहं पातयामि** એ સૂત્રને આધારે–પરમશ્રેય જે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ–તે દેહ પડે તો ભલે પણ તે સાધી લેવાં. તેજ નર જીવ્યો છે બાકી બીજા મરેલા જાણવા. ભાવી ભાવ અને કર્મમાં લખ્યુ હશે તે થશે એવું માનીને બેસી રહેનાર–પ્રમાદી પુરૂષોથી વાસ્તવિક સુખ પ્રાપ્ત થતું નથી. માટે પોતાના અધિકાર મુજબ અવશ્ય સ્વફરજ અદા કરવાની છે; એ પ્રભુનો નિયમ છે. અર્થાત્–આપણી અને આપણા બંધુઓની ઉન્નતિ થાય એવી સાચી ધર્મ–પ્રવૃત્તિને સેવ્યા કરવાની છે. માટે જ્યાં ઇચ્છા છે ત્યાં જો આપણે શરીરને અનેક પ્રકારે ક્ષુધા વિગેરેથી તપાવીએ, તો પણ તે તપ વૃથા છે, અને ઇચ્છા નથી એજ પરમ–તપ છે. જનક રાજા જેવા થવાની જરૂર

છે. રાજ્યના કર્તા, ભોક્તા હતા પણ અકર્તા-અભોક્તા કહેવાયા છે.

(૧૫) હું ભગવાનનો છું ને ભગવાન મ્હારા છે,એમ શુદ્ધ ભાવનાથી આપણા અહંપણાનો નાશ કરી શકાય છે. સર્વ જગત તેથી મારૂં છે. તો પછી રાગ, દ્વેષ, ભય, ક્યાં છે? માયા, મમતા ક્યાં છે? પુરૂષાર્થ એકલું કંઈ પણ કાર્ય સિદ્ધિને કરવાને શાક્તમાન નથી; પણ ભગવાનના આશરાથી, જે પુરૂષ પ્રયત્ન કરવામાં આવશે, તેનું ફળ અતિ અલૌકિક અનુભવાશે. માટે ભગવાનને આગળ રાખી વખત, (ટાઈમ) સ્વભાવ, ભાવના, કર્મ અને ઉદ્યમ એ પાંચે જ્યારે ભેગાં મળે છે, ત્યારે કોઇ પણ કાર્યની સિદ્ધિ થયા વગર રહેતી નથી. એ પાંચેમાં જેટલી ન્યુનતા તેટલું કાર્યનું ફળ ઓછું મળે છે. આપણે યોગ્ય-આપણા અધિકાર મુજબ દેશ કાળાનુસારે-શુભાશુભ જે કાર્યો કરવામાં આવે તે સઘળાં કાર્યો નિર્દોષજ જાણી લેવાં. પરવશ પડયા, કેદ પડયા, અગર કંઇ દુર દેશ ગયા તો,ક્રિયા પણ ભિન્ન ભિન્ન થાય; શુભ થાય, અશુભ થાય, પરંતુ ભાવના ચોખ્ખી છે, પરમાત્મા પરાયણ છે, તો તે નિર્દોષ ક્રિયાજ છે, એમ અવસ્ય જાણવું. કેટલીક વખત ધર્મને પણ બાજુએ મૂકવો પડે છે. કેટલીક વખત ગમે તેનું ખાવું પણ પડે છે. અયોગ્ય ક્રિયામાં જોડાવું પણ પડે છે. માટે દેશ-કાળનું વિપરિત-પણું વિચારી લેવું.

(૧૬) નામ અને શરીરાદિક-અનેક સ્ત્રી, પશુ, પંખીને મનુષ્યના પરપોટાઓ, સંસારરૂપી સમુદ્રમાં થયા કરે છે ને નાશ પામે છે. અનંત થાશે, અને નાશ પામશે; તો પછી

મોહ શેનો રહે? આત્મા ભિન્ન છે, અને તે સર્વે જીવોમાં એક સરખોજ સ્વભાવવાળો છે; તો પછી સ્વફરજ બજાવતાં મુંઝાવાનું ને મોહ પામવાનું શાથી હોય! ખરો જ્ઞાની આચરી શકે છે; પણ મુંઝાતો નથી, તેમ દુઃખ પામતો, નથી. કહેવું સહેલ છે, પણ કરી બતાવવું મુશ્કેલ છે. જે કરો બતાવે છે તેના આગળ માયા, સમૃદ્ધિ, સિદ્ધિ ખડી રહે છે; અને જે બકવાદ કરનાર છે, તેને માયા દુઃખરૂપ થઇ પડે છે, અને તે પદાર્થ મળી શકતાં પણ નથી.

(૧૭) માનવ હૃદયમાં અપાર બળ રહેલું છે. કાળા માથાનો માનવી શું કરી શકતો નથી?–ધારેલ સર્વે કાર્યો સિદ્ધ કરી શકે છે; અને ધર્મ–અર્થ અને કામ એ ત્રણ વસ્તુ તેના બળે–પ્રયત્ને કર્મફળ પ્રદાતા પ્રભુ પ્રાપ્ત કરાવે છે. પરંતુ ચોથું મોક્ષ જે–માયાનાં આઠે આવરણ પાર થવું તેતો પરમાત્માના શુભ આશ્રય વગર–મનુષ્યની કલ્પનાની બહાર છે. મોક્ષ–અનેક પ્રકારની ગ્રંથીઓ ગળવી ને માયાથી પર થવું. એ ક્રિયા સાધ્ય નથી, પરંતુ કૃપા સાધ્ય છે. એ નિર્વિવાદ છે. એટલા માટે જ સાચા ભક્તનો આશરો કરવાનું વેદ, પુરાણ, શ્રુતિ સ્મૃતિ, વિગેરે શાસ્ત્રોકથી રહ્યાં છે. તે કરવો કરવો ને કરવો એજ પરમશ્રેય કરનાર–પુરૂષાર્થની સિદ્ધિ કરનાર છે.

સાચા જ્ઞાની પુરૂષો–ભગવાનના આશરાથી બધું પ્રાપ્ત થાય છે એમ માને છે. કારણ કે ફળ આપનાર તે છે, અને અજ્ઞાની આંધળા, કહેવાતા જ્ઞાની, પુરૂષાર્થને જ કાળ કર્મ અને સ્વભાવને જ મુખ્ય ગણી અંધકારમાં વહ્યા કરે છે. પરમ દયાળુ પરમાત્મા દરેકને તેના પ્રયત્ન પ્રમાણે કર્મ

ફળ ભોગવાવે છે. એજ દયા તે પરમાત્માની જ હોય, બીજાની નજ હોય. માટે શુભ આશ્રયનું બળ રાખનાર તેના પ્રતાપથી જ છેલ્લો મોક્ષ—અર્થ સિદ્ધ કરી શકે છે.

જે કાર્ય કરો, તેમાં સ્થિર મનવાળા થવાથી શુભ પરિણામ પામશો, અને અસ્થિર મનથી અશુભ પરિણામ પામશો. અહંભાવ તજીને ભગવાન પ્રિત્યર્થે કાર્ય કરવાવાળો ફત્તેહજ મેળવે છે. "હું અને મારૂં" એ ભાવ છોડી દઈ, પરમાત્માના થઇ જવું એટલે શ્રેય શાધી શકાય છે.

(૧૮) ભગવાનના યથાર્થ સ્વરૂપને ઓળખી, આદર્શ પુરૂષ થયા વિના કદાપિ જન સમાજપર પોતાના વર્તનની અસર થતી નથી—થનાર નથી. માટે સાચા ભક્ત થાવું, એજ કર્તવ્ય છે, એટલે પ્રભુનું સર્વસ્વ એ ભક્તનું જ છે. તેની વિભુતિ, પ્રભા, તે, ભક્તની છે, તોપણ ભગવાન અપાર છે, સમુદ્ર જેવા છે. જેટલો પ્રતાપ, પ્રભા, પીવાય તેટલો અમૃત રસ પી લેવો; ને તે આપાર, અવધિ વગરના—પ્રભુ તને જણાશે.

(૧૯) આ વિશ્વ બાગ છે. અને સર્વે મનુષ્યોને તેમાં એક સરખી રીતે જીવવાનો હક્ક છે. માટે કોઇ પણ જીવ કે મનુષ્યના હક્કને લુંટી લેવો, તેનું અહિત કરવું, એ મહા પાપ છે. જે પુરૂષ શુભભાવથી ભગવાનનો સેવક બને છે, તે સર્વે જીવોનું શુભ કરી શકે છે.

(૨૦) સાચા પુરૂષની સમ્મતિ લઇને તું અનુભવ કર—તપાસ કર, અને તે વિચાર દૃઢ થશે, પરમાત્માનું સત્ય સ્વરૂપ તારે હાથ આવ્યા વગર રહેશે નહિ. અસત્ પુરૂષનો ત્યાગ કર તોજ શ્રેય થનાર છે. કારણ કે, નિરાકાર વાદ,

તેમ નાસ્તિકવાદને માનનાર જ્ઞાની હોય, વિદ્વાન હોય; પણ તે અસત્ પુરૂષજ છે. તેની વિપરિત બુદ્ધિનુંજ એ પરિણામ છે, તે ઓળખવું એજ શ્રેયમાં શ્રેય કર્તવ્ય છે.

(૨૧) સાચો શેવક બન, તો પછી માયાનું સઘળું ક્ષેત્ર તારી પાછળ જ ભમનાર છે. માયા સર્વ પ્રકારે મદદ રૂપ થનાર છે. તે તારા પગમાં પડનાર છે. અને જે કરવા ધારીશ તે શુભ કાર્ય તું પાર ઉતારી શકીશ. સેવક બનવામાં જેટલી કચાશ તેટલુંજ દુઃખ રહેવાનું છે. માટે હે મનુષ્યો ! દરરોજ વિચાર કરો, કે શુભ-શું ? અશુભ શું ? શું કરવા યોગ્ય, શું ન કરવા યોગ્ય ? કયો સંગ શુભ છે ? કયો સંગ ત્યાગ કરવાનો છે ? મોહ, નિંદ્રા છોડી દઈ, સાચો સંગ કરી, સાચા સેવક બનો. કોઇ ધર્મ, કોઇ દેશ, કોઈ કોમ, કોઇ રાજ્ય કે કોઈ પુરૂષ, કે સમાજ જ્યારે ઉચ્ચ શિખરે આરોહે છે કે આરોહવા તૈયાર બને છે, ત્યારે મોહ, તેને હેઠળ પાડવા દાવ તાકીને તૈયાર રહે છે. ઇર્ષા, નિંદા, લોભરૂપી વાસના, અનેક રૂપમાં પ્રવેશ કરી, તની અવનતિ કરે છે. માટે મોહને મારવો; તોજ સાચા સેવક બનાશે.

(૨૨) શુભ કાર્યો—પરોપકારાદિ આચરવાથી આત્મબળ વધે છે, અને સુખ અનુભવાય છે. શક્તિ વધે છે. અને ભયનો નાશ થાય છે. પરંપરા અભ્યાસથી પુરૂષની શક્તિઓ ખીલી નીકળે છે. બુદ્ધિનો પ્રકાશ વધે છે, અને શંશય દુર ખસી જાય છે. પ્રભુના શુભ આશ્રયથી માનવ હૃદયમાં સર્વ બ્રહ્માંડનું કાર્ય ઉકેલવાની શક્તિ રહેલી છે; પણ તેને કેળવીને પ્રકાશમાં લાવવાની જરૂર છે.

જેટલા તમે શ્રદ્ધામાં શિથિલ, તેટલાજ તમે પરાશ્રયીને દાસ તથા પરતંત્ર બની જવાના છો. શુકન કરતાં શબ્દ ઉતાવળા, અને શબ્દ કરતાં પરમાત્માના પર દૃઢ શ્રદ્ધા એ દરેક શુભ કાર્યમાં બળવાન છે. અર્થાત્–મન, ઇંદ્રિયો એ સર્વે દેહ–ભાવના ગુણોને તું તાબે થયાં. એટલે કાર્યમાં વિજય છે. થયું છે, જે થશે, અને જે થાય છે, તે સર્વે સારાને માટેજ. એમ ભગવાન પરાયણ દૃઢ વિશ્વાસ કરી સ્વફરજ અદા કરવી જોઇએ. ઠોકર વાગે, દુ:ખ આવે, ત્યારેજ શક્તિનો અનુભવ કરી શકાય છે. માટે પાછી પાની નજ કરવી.

(૨૩) આ સંસાર સમુદ્રમાં અનેક શાસ્ત્રો વાંચવાથી, ઇતિહાસથી, જીવન ચરિત્ર વાંચવાથી, અનુમાનથી, કાર્ય અને કારણ જાણવાથી, તથા ઉપમાનથી પણ સત્ય–વસ્તુની પરિક્ષા થઈ શકતી નથી. સાક્ષાત્–અનુભવ જીવ, મન, ઇંદ્રિયો, તદાશ્રિત વસ્તુ સ્વરૂપ અનુભવવાથી જ સાક્ષાત્કાર થાય છે. અને ત્યારે જ સત્ય સ્વરૂપના સેવક બનાય છે. ભોજન કથવાથી, તેમ ગુણ જાણવાથી, ક્રિયા જાણવાથી, તેમ તૈયાર મળવાથી, જ્યાં સુધી તમે ખાશો નહિ, ત્યાં સુધી તમે તે ભોજનના સ્વાદનું તથા તેની પોષણ કરવાની ક્રિયાના સુખનો સ્વાદ ભોગવી તેમજ અનુભવી શકનાર નથી. માટે સાક્ષાત્ અનુભવ અજ્ઞાન બાકી રહે, તો જરૂર અંતે પતિત દશા પ્રાપ્ત થાય છે. ભોજન જમ્યા, પણ ઉલટી થઇ ગઇ, તો સુખ ક્યાં છે ? આંતરડાં સોરાઇ જાય છે ને બહુ વેદના થાય છે. માટે સાચા પુરૂષ ઓળખવામાં સાક્ષાત્ અનુભવ જ

કામ કરી શકે છે. અને ત્યારેજ સત્ય ઓળખીને આચરી શકાય છે. જીવાત્માનું સ્વરૂપ પણ ત્યારેજ ઓળખાય છે. અને પરમાત્માનું સ્વરૂપ પણ ત્યારેજ ઓળખાય છે. એ ખાસ સિદ્ધાંત છે. આ વિશ્વારણ્યમાં જે શોધશો તે મળી આવશે. વિશ્વશાળાનાં ગુપ્ત બારણાં ઠોકો. ધૈર્ય, ખંત, ઉત્સાહ અને મોટાના વચનમાં વિશ્વાસ રાખો. એટલે બારણાં જલદી ઉઘડનાર છે; અને અનાદિ, અંધકાર તમારા ચેતનને વળગેલો છે તેનો નાશ થનાર છે.

॥ प्रकृतेः क्रियमाणानि, गुणैः कर्माणि सर्वदा ।
अहंकार विमूढात्मा कर्ताहमिति मन्यते ॥

માયાના, રજ, તમ ને સત્વ ગુણોના ભાવથી કરાએલાં કર્મોને અહંભાવથી મૂઢ આત્મા—મૂઢ પુરૂષ હું કરૂં છું તેજ ખરૂં છે એમ માને છે. **विश्वाभिमानी** હું મોટો મારા સમાન કોઇ નહિ, મારૂં ઘર મોટું, હું કુળવાન (૨) "**तेजसीभिमानी**" હું રૂપાળો, મારા જેવો સ્વરૂપવાન કોઈ નહિ, મારી બૈરી, મારાં છોકરાં રૂપાળાં તેવાં બીજાનાં નહિ, (૩) **प्राज्ञाभिमानी** એટલે હું બુદ્ધિવાન, હું પંડિત, મારા જેવું કોણ જાણે છે આ ત્રણે પ્રકારનાં અભિમાનથી જીવાત્મા રૂપ આગળ વધી શકતો જ નથી અને સત્ય ખોળી શકતો જ નથી. તો પછી પરમાત્માનું સુખ અનુભવી તથા ભોગવી શકેજ ક્યાંથી! આ સર્વે પ્રકારની અહંકૃતિ જવા દઇ જે પુરૂષ, ખોળમાં રહે છે તેજ નિર્માની ભક્ત, સત્ય, સેવી શકે છે. પેલો કહે છે કે મારો ગુરૂ ખરો, અને ઓલ્યો કહે કે મારો ખરો! એક કહે મારો વાડો સાચો ને બીજો કહે મારો વાડો

સાચો, આપણે તો બધાય સાચા છે. કારણ કે તે તેના જે રૂપમાં છે, તે રૂપકમાં સાચો છે. પરંતુ સર્વાધારમાં સિદ્ધાંત જે કોઇ નજ પાળી શકે, તેજ સત્ય છે, અને તેજ પુરૂષ પણ સત્ય છે, અને ગુરૂ કરવા યોગ્ય છે. સર્વ પ્રકારે સેવવા યોગ્ય છે. માટે સાક્ષાત્ અનુભવસિદ્ધ ઓળખવું તે મુખ્ય કર્તવ્ય છે. તે જે ભૂલશે, તે મોટા કુપમાં પડી, દબાઇ જશે એ નિર્વિવાદ છે.

(૨૪). દરેક મનુષ્ય ઉપકાર કરવા ચાહે તો મન, વચન અને કાયાથી, અન્ય જીવો ઉપર અનુગ્રહ કરી શકે છે. વનસ્પતિ, પશુ આપણને કેટલાં ઉપકાર કરનાર છે! તો પછી દરેકની એક બીજા પર ઉપકાર, સેવા, પરમાર્થ, કરવાની ફરજ જ છે. તે જે ન કરે, તે અધર્મી, સ્વફરજ ચુકી જાય છે અને વિશ્વ તળે કચરાય છે. અન્યની પાસેથી જે કંઈ ગ્રહણ કરવાનું છે, તે પેટપર પોટલાં બાંધવા જેવું કરવાને માટે નથી. પણ પરસ્પરના ઉપકાર માટે છે. આપણને પરમાત્મા જે કંઇ આપે છે, તે અન્યના ઉપકારાર્થે છે. " **पुण्यं परोपकाराय पापाय परपीडनम्** " પરોપકારથી જ શ્રેય થાય છે. સત્ પુરૂષોની વિભૂતિઓ સાચા પરોપકારને માટે જ હોય છે. એટલે, અનેક જીવનાં માયાનાં બન્ધન કાપવા માટેજ તેમનું વિચરણ છે. બીજાઓને દુ:ખી કરવા, તેમના આત્માને તપવવો, એથી પાપ વૃધીને પામી અધોગતિ પ્રાપ્ત કરાવે છે. જગત પૂજ્ય, અને આપણે જગતના પૂજારી, એવો ભાવ પ્રગટ કરવાની જરૂર છે. અનેક જીવો પરસ્પર ઉપકારને કરે છે, એવું અનુભવતાં

જગત પ્રતિ વિલક્ષણ પ્રેમ ઉદ્દ્ભવે છે, કાર્ય કરવામાં ઉત્સાહ વધે છે. ઉપકારના પણ અનેક ભેદો છે. પરંતુ આપણા અધિકાર પ્રમાણે જનહિત કારક જે કાર્યો બને, તે કરી બતાવવાં, એજ સ્વફરજ છે. આ વિશ્વશાળામાં, વિજ્ઞાન-વિદ્યા, અધ્યાત્મવિદ્યા, વિગેરેનો અભ્યાસ કરી, અનુભવ કરી, અભયદાન કેવી રીતે આપી શકાય છે તે ખાસ જાણવા-નું છે; કે જેથી ઉપકાર કરવાને બદલે, અપકાર જેવું ન બને. આટલા માટેજ સાચા પુરૂષને સેવવાની જરૂર છે. સામાન્ય પરોપકાર તો અનેક રસ્તે થયાં જાય છે. દવાખા-નાં, પાઠશાળા, પાંજરાપોળ, બહેરાં મુંગાનીશાળા, ધર્મશાળા, બોર્ડીંગો, આશ્રમો, એ સર્વે દિશા પરોપકારની છે. પરંતુ જીવને જન્મ મરણ રૂપી ફેરો ટાળવો, અભયદાન દેવું, અને ફરી સંસાર ન પામે, એ જે પરમાર્થ તે સૌથી સર્વોત્તમ છે. મહાત્માઓએ, વખત, ક્ષેત્ર, (દેહ) ધન, અને પોતાની રૂચી, વિચારો, સર્વસ્વ અર્પણ કરી આત્મભોગ આપેલા છે; અને ત્યારે જ તેઓ ખરો પરમાર્થ સિદ્ધ કરી, પરમાત્માનો સાચો પ્રેમ ઝીલી શકયા છે, અને કૃત કૃત્ય થઇ ગયા છે. સામાન્ય મનુષ્યોએ દેશ સેવા, સમાજ સેવા, કુટુંબ સેવા, જ્ઞાતિ સેવા, માતપિતા સેવા, અને મહાત્મા-ઓની સેવા, કરવાની છે. જેથી તેઓ અનેકધા શુભ કાર્યોને કરી શકે છે. માટે દુ:ખી, ગરીબ, દોષી તથા પાપી જીવો પર ઉપકાર કરી તેમનાં જીવન સુધારવાં એ જ કર્તવ્ય છે. જો વિશ્વના જીવોના આપણે દોષો જોઇશું, તેમનો તિર-સ્કાર કરીશું, અને ડાહ્યા ડમરા બની કંઇ પણ નહિ કરીએ પણ કેવળ સ્વાર્થ સાધીશું, તો જરૂર વિશ્વ શાળામાં

આપણો અધઃપાત થવાનો; અને તે એવો થશે કે પડતા પડતા છેક નીચ યોનિમાં ઉતરી જવાશે. એટલા માટે અન્ય જીવોના હજારો અપકારો ભૂલીને ક્ષમાની દ્રષ્ટિથી તેમના ઉપર ઉપકાર કરવા સ્વફરજ અદા કરો; અને તે ફરજ અદા કરવામાં આપણે સુંદરતા, સ્વચ્છતા, અને યોગ્ય વ્યવસ્થાપર ખાસ ધ્યાન દેવું જોઇએ, તોજ આપણો વિજય છે.

"લાખા લાખ તો લે સવા લાખની પેઠે" બકવાથી કોઇનુ હિત થયું નથી ને થવાનું નથી. ફોનોગ્રાફની પેઠે આમ તેમ કથનારા મનુષ્યોની તો ખોટજ નથી. પરંતુ રહેણીમાં મુકવાની દશાનું અવલોકન કરવામાં આવે છે, ત્યારે લાખોમાં એક મનુષ્ય મળી આવે છે. "વીર્યપાત કરતાં રહેણીવિના વચનપાતથી સ્વપરને ઘણી જ હાની થાય છે." માટે કહેણી તેવીજ રહેણી, તે પ્રમાણે વર્તવામાં આવે, તો વિશ્વને તુર્ત તેની અસર થાય છે. અર્થાત્ કથનની કંઇ કિંમત જ નથી; પણ શુભ વર્તનની, સદાચાર સેવવા-ની જ ખરી કિંમત છે. જે પુરૂષ બાહ્ય ડોળ કરી ટીલાં ટપકાં, જપ, તપ, કરી આચરણમાં સ્વફરજ અદા કરી શકતો નથી, તે પુરૂષ કદાપી પણ પ્રમાણિક બની શકતો જ નથી. જે શબ્દોની કિંમત સમજે છે, અને વર્તનમાં બતાવી શકે છે, તે જ પુરૂષ વિશ્વાસી, પ્રમાણિક અને વિજયી નીવડે છે. જે માણસ બોલકો હોય છે, હાવભાવ કરી રંજન કરવામાં કુશળ હોય છે, તેનામાં સદ્વર્તન સંબંધી જરૂર પોલ હોય છે.

માટે સાચા પુરૂષ બનવું સદાચાર સેવવો, અને સાચા પુરૂષનો સંગ હમેશ રાખવો. એટલે ભગવાનનું સત્ય સ્વરૂપ

હાથ આવે, અભય પદ મેળવી શકાય, અને આ લોક તથા પરલોકમાં સુખ, શાન્તિ અનુભવી શકાય. સાચો સંગ એજ સર્વ પ્રાપ્તિ કરાવનાર છે.

## પ્રભુમય જીવન—

ઉપર પ્રમાણે જે અચળ સિદ્ધાંતો દર્શાવ્યા છે, તે પ્રમાણે અનુકરણ કરનાર, સ્વફરજ અદા કરનાર પુરૂષ જ, પ્રભુમય જીવન ગાળી શકે છે. "જબ રહેણીકા ઘર પાવે તબ કથની લેખે આવે" આ કહેવત પ્રમાણે, જે મનુષ્ય ભાષણ કરે છે, તે પ્રમાણે જ સદવર્તન સેવી શકે છે, તેજ પુરૂષ વ્યવહારજ્ઞાન, તથા અધ્યાત્મિકજ્ઞાન મેળવી પરમશ્રેય સાધી શકે છે. મન, વાણી, અને કાયા વડે સદાચારો સેવવા યોગ્ય છે. ગળથુથીની પેઠે જન્મથી જે બાળકોને સદવર્તનનો વારસો મળેલો છે, તે બાળકો, ઉમ્મર લાયક થતાંજ સદાચારના સેવકો બની રહે છે; અને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પણ તેઓજ મેળવી શકે છે. જે ઘર સંસારમાં માતપિતા, પોતાના સંતાનોને ઉચ્ચ સંસ્કારો આપી શકતાં નથી, વખત, પોતાનો દેહ, ધન, દોલત—અને પોતાના વિચારની આપ લે કરી શકતા નથી, તે ઘર ચલવનાર માત–પિતાનું ઘર, શ્મશાન તુલ્ય બની, કંકાસ, કજીઆ, છળ, પ્રપંચ વિગેરે અનેક વિકારોથી ભરપુર બની જાય છે, અને તેમને તથા તેમનાં સંતાનોને, સાચા જીવનની–શ્રેયજીવનની ઝાંખી સ્વપ્ને પણ થનાર નથી. વિશ્વવર્તિ મનુષ્યોમાં લાખોમાં થોડાકજ, બલકે કોકજ પ્રભુમય જીવન ગાળનાર મળી આવે છે. તેનાં કારણો અનેક છે. પરંતુ, વિશાળ દ્રષ્ટિએ જોતાં કુસંગ,

માયાનોમોહ, સ્વાર્થ, અને રજ–તમના ભાવથી, અધર્મનો સર્ગ, આ ચારે પ્રકાર ગળથુથીમાં જ બાળકોને મળે છે. માબાપ પણ તેવા જ હોય છે. જેનું પરિણામ–'નર્કમયજીવન" તેમને પ્રાપ્ત થાય છે. હે સુજ્ઞજનો ! વિચારો. તમારા સંસ્કાર ફેરવો. તમારા નર્કમય જીવનમાંથી ઉગરવાનો સર્વથી સર્વોત્તમ ઉપાય એક જ છે કે, તમે સાચા પુરૂષનો સંગ રાખો, તેમની સેવામાં તન, મન, અને ધનથી, જોડાઇ જાવ. એટલે તમારા ભુંડા સંસ્કારો તે મહાત્માના વાયરાથી આપોઆપ બદલાઇ જઇ, તમે શુદ્ધ બની જશો, સદાચાર સેવી શકશો, તમારા પાપનો ક્ષય તુર્તજ થશે, અને તમે પ્રભુમય જીવન આ લોકમાં અનુભવી શકશો, અને પરલોકમાં નિર્ભય બની જશો. માટે સર્વે સાધન કરતાં, સતપુરૂષનો સંગ સર્વ પ્રાપ્તી કરાવનાર છે, એ અચળ સિદ્ધાંત, મારા અનુભવનો મેં જણાવ્યો છે.

ગુરૂગમથી વસ્તુ–સ્વરૂપ જાણી શકાય છે. સદાચાર તથા દુરાચારનું સ્વરૂપ અવબોધાય છે. જીવ, ઇશ્વર, માયા, અને બ્રહ્મનું, પણ યથાર્થ સ્વરૂપ જાણી શકાય છે; અને સાચા સેવક બનાય છે. સદ્‌વર્તન વિના ધર્મની, સમાજની, તેમજ દેશની, પ્રગતિ અને સેવા, થઇ શક્તી નથી. ધર્મનાં ત્રીસ લક્ષણો ધાર્યા સિવાય કોઇપણ ધર્મ વિશ્વમાં મનુષ્યોનાં બાહ્ય અને આન્તર જીવનથી જીવી શકતો નથી. પણ ધર્મની ગ્લાની જ થાય છે. નાસ્તિકવાદ અને નિરાકારવાદ વધી પડે છે. સાચા સંગમાં પ્રવૃત્ત થવાથીજ સર્વપ્રકારની સ્વપરની શુભ શકિતઓનો ઉદય થવાનો છે. તે વિના લાંબાં લાંબાં ભાષણોથી, તસુમાત્ર પણ આગળ પ્રગતિ થઇ શકે તેમ નથી;

અને પ્રભુમય જીવન ગાળી શકાય તેમ નથી. પ્રભુને ઓળખી વ્યાપક દૃષ્ટિથી કાર્ય કરનારાઓ, મહાયુદ્ધોની શાન્તિ કરી શકે છે; અને સર્વે જીવોનાં દુઃખો દૂર કરવા આત્મભોગ આપી શકે છે. ગુરૂગમથી અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે, અને તે જ્ઞાન સિદ્ધ થએ તે પુરૂષ ગુરૂ બની શકે છે. પણ તે મહાત્મા સર્વનો સેવક જ બની, આત્મજ્ઞાન, પરમાત્મજ્ઞાન, કર્મકાંડજ્ઞાન, ઉપાસનાકાંડજ્ઞાન, અને વ્યવહાર–વિશ્વજ્ઞાન વિગેરેનો પ્રકાશ કરી સર્વે મનુષ્યોનો પાપાચાર દુર કરાવી પ્રભુમય જીવન અર્પણ કરી શકાવે છે. શ્રીકૃષ્ણે અર્જુનને બ્રહ્મજ્ઞાન, સ્વસ્વરૂપ બતાવી, એવો ઉપદેશ ગીતાદ્વારે કરેલ છે કે, તે પૂર્ણશ્રદ્ધા પૂર્વક કાર્ય કરવા વિજયી નિવડયો છે; અને તેના સંકલ્પો સિદ્ધ કર્યા છે. માટે પરમાત્માની આજ્ઞા પ્રમાણે જ આપણે વર્તવું જોઇએ. હે મનુષ્ય !–તું સદ્વર્તન અને શુભ કર્મો કર. પણ ફળની આશા ન રાખ. રાગ, દ્વેષને મહામોહનાં પરિણામ ટાળવાં, અને પ્રભુનાં ચરણારવિંદમાં રમણ કરવું, પરિણમવું, એ સર્વેનો આધાર પરમાત્માનું સ્વરૂપ જ છે. તે ઓળખ. એટલે શ્રેય તે તારી પાસે ઉભુ જ છે. સેવા, ભક્તિ, ઉપાસના, પૂજા, વિધિ, ક્ષમા, ધૈર્ય, શૌચ, યમનિયમ, શમ, દમ, સુપાત્રદાન, ધ્યાન, ધારણા, ઇત્યાદિક, મન, વચન અને કાયાથી જેટલું સંરક્ષી શકાય અને સેવાય તેટલું સેવી આચરણમાં મુકવાની જરૂર છે. તો પછી જૂઓ, કે તમારૂ જીવન કેવું વિશ્વમાં પ્રકાશી શકે છે! વિષ્ટાના કિડા ન બનવું. મોહ વશ ન થવું. વિષ્ટાના જીવડાને તેના અધિકાર વિના સ્વર્ગની ફુલવાડીમાં મુકવામાં આવે તો, તેને ત્યાં નાકમાં ભરેલા નર્કની ગોળીઓની જ વાસ આવશે. પણ, તે સુખ અનુભવી

શકશે નહિ. જો તેને પાણીમાં શુદ્ધ કરી ત્યાં મુકવામાં આવે તો તેને અતિ અલૌકિક સુગંધનું સુખ અનુભવાય છે. તે પ્રમાણે આપણાં જીવન માયામય છે, વાસના મુલક વાળાં છે, તે શુદ્ધ થયા સિવાય પ્રભુમય જીવનનો સ્વાદ કેમ કરી લઈ શકાય ? નજ લેવાય. શુદ્ધ થવા માટે પ્રથમ મલીન વાસના દુર ખસેડવાની છે.

તે મલીન વાસના તે શું ? અર્થાત્ અનાચાર, દુરાચાર, વિષય તૃષ્ણાથી જે અત્યાચાર કરાય છે ને સેવાય છે તે, માટે પાપને છોડો તો તમારા દુ:ખનો નાશ થનાર છે.

॥ **पापे क्षीणे दुखं नश्यति** ॥ સુખી થાવું હોય તો પાપ કર્મ પહેલાં છોડો. જ્યાં સુધી પાપ કર્મો નથી છુટતાં, ત્યાં સુધી સુખની ઝાંખી થનાર નથી; અને દુ:ખ-મય સંસાર મટનાર નથી. તો પછી, ઉચ્ચ-જીવન તો હોયજ ક્યાંથી ?

" પીપા પાપન કીજીએ, તો ધર્મ કીયા સોવાર-"
જો કીસીકા લીયા નહિ તો, દિયા વાર હજાર "

માટે ઉન્નતિનું પહેલુંજ પગથીયું પાપ છોડવાનું છે. ધર્મ ન થાય પુણ્ય ન થાય તો ન કરો. પણ પાપ તો છોડે જ છૂટકો છે. હવે પાપ શું ? તમારા આશ્રમ પ્રમાણે, નિયમ પ્રમાણે, વર્તો ગૃહસ્થને પોતાની સ્ત્રી સિવાય બીજી સ્ત્રીઓ, મા-બેન સમાન ગણવાની છે. પારકું ન લેવુ, છીનવી ન લેવું, અત્યાચાર ન કરવો, ઇત્યાદિક પાપની વ્યાખ્યા મોટી છે. પરંતુ એટલુંજ કહેવાનું કે, ચોરી, વ્યભિચાર, વિગેરે છૂટી જશે. સાધુને સાધુ આશ્રમ પ્રમાણે વરતવું; એટલે સ્ત્રી, ધનનો ત્યાગજ રાખવો. આશ્રમ ધર્મનો લોપ કરવો

એજ પાપ છે. માટે વધુ સેવા સત્કર્મ ન થાય તો પણ તમારા નિયમ પ્રમાણે વર્તજો. એથી તમારો આશ્રમ શોભશે અને તમારૂં જીવન સુખમય નિવડશે. જો વધારે સુખી થવા ઈચ્છા થાય તો હે સુજ્ઞજનો ! પાપથી દુર રહી, ધર્મનાં ત્રીસે લક્ષણ ધારણ કરજો, સત્ય, શૌચ, દયા, શાંતિ, શમ, દમ, આર્જવ, આત્મજ્ઞાન, પરમાત્મજ્ઞાન, માર્જવ, અહિંસા, બ્રહ્મ-ચર્ય, દાન, ક્ષમા, ઉપરતિ, સ્વાધ્યાય, સંતોષ, સેવા, વૈરાગ્ય, ભકિત, ગુરૂસેવા, દેવસેવા, ધૈર્ય, સદ્‌ભાવ, ઉપાસના, અસ્તેય-પ્રવૃત્તિ, નિર્લોભ, નિર્માન, નિર્સ્વાદ, અક્રોધ ઈત્યાદિક કલ્યાણ-કારી ગુણોને આચારમાં મૂકો; તો તમે ખરેખરૂં–ઉજ્જ્વળ, પ્રકાશમાનજીવન, જગતમાં અનુભવી અને ભોગવી શકશો. એવી શાન્તિ અનુભવશો કે ન પૂછો વાત. તેતો અનુભવી જ જાણી શકે વર્ણવી શકાય તેમ નથી. આ ગુણો સેવી શકાય તો જરૂર અલ્પ પાપ, અલ્પહાનિ, અલ્પ દોષ, અને મહાલાભ સંસારી જીવનમાં મેળવી શકાય છે, ને મોહનો નાશ થાય છે.

અલ્પ પાપ તે મહા લાભની દષ્ટિએ શ્રી રામચંદ્રજીએ રાવણની શાથે ધર્મયુદ્ધ આરંભી, તેના કુળનો નાશ કર્યો છે, ને દૈવી જીવોનું રક્ષણ કરી, ભકતોનું રક્ષણ કરી, આસુરી સંપત્તિનો નાશ કર્યો છે; અને દૈવી સંપત્તિના ગુણો પ્રકાશ કરી જગતને મહા લાભ આપ્યો છે. શ્રી કૃષ્ણ ભગવાને તે પ્રમાણે અર્જુનને ઉપદેશ આપી અલ્પ પાપને મહા લાભની દૃષ્ટિએ અધર્મનો નાશ કરી, ધર્મનું રક્ષણ કર્યું છે. આ પ્રમાણે જગતનો કાર્યક્રમ–ભગવાન ચલાવી રહ્યા છે તે સુક્ષ્મ દષ્ટિથી જોતાં જાણી શકાય છે. માટે

આપણે પણ, તે દૃષ્ટિનું અનુકરણ કરવાથી જ શ્રેય મેળવનાર છીએ. મંદિર બાંધવામાં, આશ્રમ બાંધવામાં, સદ્ગુરૂ સેવા કરવામાં, મહત્ લાભ સમાયલો છે. માટે તે સેવા ધર્મ જરૂર આચરવો જોઈએ.

ખરા પ્રેમથી ધર્મ કાર્યો કરવામાં ચિત્તની શુદ્ધિ થાય છે; ને ભગવાનના સ્વરૂપમાં વૃત્તિ સ્થિર થાય છે; અને આનંદ અનુભવાય છે; જેથી માયાના બંધમમાંથી મુક્ત થવાય છે. ગમે તેવો મનુષ્ય મોહાસક્ત જો હોય છે, તો તે વિશ્વમાં પાડાની પેઠે જ તોફાન કરે છે. સદ્ વિચાર રૂપી સરોવરમાં પાડાની પેઠે મૂત્રીને સદ વિચારોને ડહોળી નાખે છે. મૂળ વાનર, ને તેને દારૂ પાય તો પછી તોફાન કરવામાં બાકી જ શું રહે ?—તેમ મૂઢ, મોહાંધ મનુષ્યો, ગમે તો તે પંડિત હોય, વક્તા હોય, રાજા હોય કે દિવાન હોય, તોપણુ તેમની અનુલોમ વૃત્તિ થયે-વિષયાસક્ત બની જઈ, પાડા તથા વાનરની માફક તોફાન—કહેતાં વ્યભિચાર કે પાપ, કરવા તૈયાર થઈ જાય છે. એટલા માટેજ મોહ કાદવ ધેવાયો નથી, ત્યાં સુધી દરેક મનુષ્ય મૂઢ જ ગણાય છે, અને તે દુનિયાને લાભ કરતાં અનંતગણી હાની કરી શકે છે. તેમનાં જીવન પણ ઘર આગળ અને બહાર રાગ-દ્વેષવાળાં દુઃખમય હોય છે.

“રાજા બી દુઃખીઆ. રંક બી દુઃખીઆ. ધનપતિ દુઃખીત વિકારમેં, ઉધો સંત સુખી રે સંસારમેં—” જેનો રાગ ટળ્યો છે તેવા સંતજ—ભક્ત જ સંસારમાં સુખી છે. તે પ્રભુમય જીવન તેમનું છે. ઇતિહાસમાં પણ જોશો તો

માલુમ પડશે કે–પૃથુરાજ ચૌહાણમાં મોહાશક્તિ ન હોત, તો, શાહબુદ્દીન જેવા શત્રુની સાથે પ્રમાદી બનત નહિ. અને તેની પડતી તથા પરાધીનતા થાત નહિ. મરાઠાઓની પડતી પણ તેથીજ થઇ છે, અને આપણે હાલ દાસ બન્યા છીએ, ગુલામ જેવા બન્યા છીએ, તે તમોગુણને રજોગુણના વેગવાળી પ્રમાદ અને મોહાસક્તિથીજ પારકા પગતળે કચરાઇએ છીએ અને છુંદાઇએ છીએ.

ખરેખર, નિર્મોહ જ્ઞાનના શિખરથી જેટલું નીચું ઉતરવામાં આવે છે, તેટલીજ તકરાર, તેટલાજ ભેદો, તેટલાજ કલેશ, દ્વેષ, રાગ, ઇર્ષા, પક્ષપાત, આપણે અનુભવીએ છીએ. તો પછી હે બંધુઓ ! તમારૂં પ્રભુમય જીવન ક્યાં છે ?

પરતંત્ર જીવન, દાસત્વજીવન, ક્ષુદ્ર જીવન છે. જેટલે અંશે મોહની નિવૃત્તિ તેટલેજ અંશે તે મનુષ્ય સ્વતંત્ર અને સદ્ વર્તનવાળો પ્રકાશી શકે છે. માટે ગમે તેવો ડાહ્યો, કે જ્ઞાની, કે પંડિત, મોહાસક્ત મનુષ્યે અવસ્ય પોતાનાથી ઉત્તમ પુરૂષની સલાહ તથા આજ્ઞા પ્રમાણે રહેવું, જેથી તે શ્રેય જીવનમાં ગતિ કરી શકવા સમર્થ થશે. મૂર્ખ, મૂઢ, મોહાંધ મનુષ્યના લાડ કરતા ઉત્તમ પુરૂષ–સાચા પુરૂષનાં ખાસડાં ઉપાડવાં તે કરોડ દરજ્જે શ્રેષ્ઠ કર્મ છે. પ્રમાદ છોડી દઇ ઉત્સાહ પૂર્વક શુભ ગુણો સેવી જો મનુષ્ય આગળ વધવા ધારે તો, તે સર્વે ધારેલાં કાર્યોની સિદ્ધિ કરી શકે છે ને સુખી થાય છે. તમારૂં શ્રેષ્ઠ જીવન કરવામાં ઉત્સાહ અને સદ્વર્તન એ બેજ શુભ શુકન છે; પણ પ્રમાદની મિત્રાચારી, એટલે આગેસે ગદ્ધાઆયા, ઔર લશ્કરકા ભેદ પાયા."

એ વાળી આપણી વાતો છે. એટલે ઉદય શેનો ? સ્વતંત્રતા શેની ? પ્રમાદને પરહરિ ઉત્સાહને ધારણ કર્યા વગર રાજ્યની, દેશની, વિશ્વની, તેમ ધર્મની, ને તમારા ઘરસુત્રની, ઉન્નતિ કરી શકાતિ નથી. ઉત્સાહ અને સતત પ્રયત્નથી શુદ્ર જાતિ હાલ કેવી લક્ષ્મી અને સત્તાના ઉચ્ચ શિખરે બિરાજમાન થઇ છે, ને કેવું સુખ ભોગવે છે! તેના જેવું તમારા સામાન્ય ઘરમાં પણ સુખ અનુભવાતું નહિ હશે. ઉન્નતિના બેજ ગુણ છે.

(૧) સતત્ ઉત્સાહ અને બીજો (૨) સતત્ પ્રયત્ન. આ બે ગુણ જે ધારણ કરશે તે જરૂર સુખી થયા વગર રહેશે નહિ. વિદ્યા, લક્ષ્મી, સત્તા ને ધર્મ રૂપી સદાચાર, એ સર્વે એ બે ગુણ ઉપરજ આધાર રાખે છે. માટે તમે જે કાર્ય કરવા ધારશો, તે જરૂર સિદ્ધ થાશે ને સુખી થઈ વિશ્વમાં પ્રકાશ કરી શકશો.

આપણે અવશ્ય યાદ રાખવું જોઇએ કે અનેક મતપંથો છે, તો તેમાં કયા પુરૂષનું સેવન કરવું ? કયો આચાર કે વિચાર સ્વિકારવો તે સંબંધી લખવાનું કે સત્ય સ્વરૂપ જે જણાય તેજ સ્વિકારવું અને શુભક્રિયાઓ, અને સદાચારને નિર્મોહપણે સાધ્યનાં સાધનપણે સેવે–આચરે, તેમાં ભેદ કે મતને કંઈ છેજ નહિ; અને તેથીજ ઉન્નત્તિ સધાય છે. જેટલે દરજ્જે સધાય તેટલે દરજ્જે તમારો પ્રકાશ વિશ્વમાં દેખાઈ આવશે. આપણને જે સત્ય વસ્તુ જણાય તે સ્વિકારવું. પણ મિથ્યા બકવાદ કે ક્લેશ કે અરૂચિ કરી આપણી અવનતિ કરવીજ નહિ. ખંડન મંડન કરવુંજ નહિ. દ્રોહને ઘોડે ચઢવું જ નહિ. તોજ શ્રેય સાધી શકાશે. આલોક તથા પરલોકનાં

અપાર સુખ પ્રાપ્ત કરવા માટે પૂર્ણ શ્રદ્ધા વડે પાપને પર-હરિ, પ્રભુના શુભ આશ્રયથી સદાચારરૂપી ધર્મને સેવવો. અધ્યાત્મજ્ઞાનની સમજણ શ્રદ્ધા વગર, એકલી સમાજ સુધારાની પ્રવૃત્તિ આચરવાથી, કેવળ શુષ્ક વિચાર અને નિર્મળતા વિના કશું પ્રાપ્ત કરી શકવાના નથી. કારણકે, તમારા આચાર–વિચાર ત્યારેજ દૃઢ થાય છે. નિરહંતા, નિર્લોભતા, અહિંસા, બ્રહ્મચર્ય, સત્ય, સંતોષ, હૃદય શુદ્ધિ, આત્મચિંતવન ને પ્રભુભક્તિ આદિ દિવ્ય ગુણો, પ્રભુના શુભ આશરાથી-જ પામી શકાય છે ને આચરી શકાય છે.

અચળ સિદ્ધાંત એ છે કે, પાપથી પાછું વળવું મન, કાયાને વાણીથી, જે પાપ કર્મો થયાં હોય, કોઇનો દ્રોહ થયો હોય, કોઇનો અવગુણ લીધો હોય, તેની માફી માગવી, પ્રશ્ચાતાપ કરવો. ગુરૂના આગળ વિનય કરી પાપથી છુટવું. નિષ્કપટી થવું. જેથી થતા અનાચારમાંથી મુક્ત રહેવાશે ને સદગુણોની વૃદ્ધિ થશે. વ્યવહારમાં ઉપજતા, ટંટા, વેર, કપટ, ચુગલી, વિગેરે દોષો નજીવા છે તોપણ તે તરફ દરરોજ લક્ષ્ય સ્થાપવું, એટલે તે દોષો ફરી તમારા જીવનમાં દેખાવ દઇ શકે નહિ. આ પ્રમાણે તપાસ કરનાર પાછો વળી વિચારનાર પુરૂષ વા સ્ત્રી સદ્ગુણ, ને દૈવી ગુણો ધારણ કરી શકે છે. જગતમાંથી છૂટવા માટે દોષાધ્યાન કરવાની પહેલી જરૂર છે. પોતાના દોષ જોવા ને પારકા ગુણજ ગ્રહણ કરી પાછા ફરવાનો જે પ્રયત્ન કરે છે તેજ પુરૂષ જલદી આગળ વધી શકે છે. અસત્ય ધર્મ કે આચારોને છોડીને સત્ય સ્વરૂપ સદ્રૂચીનું ગ્રહણ કરવું. રાગ દ્વેષની સવિકલ્પ સ્થિતિમાંથી

પાછા હઠીને, પ્રભુના સ્વરૂપમાં નિર્વિકલ્પ સ્થિતિમાં રમણ કરવું. ઉપાધિમાંથી પાછા હઠીને, મનની ચંચળતાથી પાછા હઠીને, ભય, ખેદને દ્વેષના વિચારોથી પાછા હઠીને, પ્રભુના શુદ્ધ સ્વરૂપમાં વિરામ કરવા પ્રયત્ન કરવો. મનુષ્ય ભુલને પાત્ર છે. માટે ખરાબ વિચારોનો ત્યાગ કરી, અશુભ વાસનાનો ત્યાગ કરી પરમાત્માના સ્વરૂપમાં વિરામ કરવો, અને સ્વફરજ અદા કરવી. ભર ઉંઘની પેઠે સંસારની વિકલ્પ જંજાળ ભૂલી જવાય, અને દરેક વસ્તુ, દરેક રૂચી તથા અભિપ્રાયમાંથી ગુણોજ ગ્રહાય, એમ પરમાત્માની આજ્ઞા તરફ ગમન કરવું. મોહના આ જગત રૂપી નામ, તથા રૂપના, ભાવમાંથી મન પાછું વાળી ભગવાનના સ્વરૂપમાંજ વસવા પ્રયત્ન કરવો. અર્થાત્ અનેક પ્રકારની અસદ્ વાસનાનો ક્ષય કરી, પરમાત્માના શુદ્ધ સ્વરૂપ તરફ ગમન કરવું, જેથી આપણા જીવનની સફળતા થાય; અને મનુષ્ય જીવનનું સાર્થક થઈ જાય. દુનિયાના કોઈ પણ પદાર્થ, તથા કોઇ પણ ભોગ–તૃષ્ણાની ભાવના ન રહે, ત્યારે સમજવું કે, આપણે ઉચ્ચ કોટિમાં પ્રભુના પ્રતાપથી ગમન કરી શકયા છીએ; અને પ્રભુને સુખે સુખીઆ છીએ. આનું નામજ ઉત્તમ જીવન છે. માટે પાપને પરહરી સતત્ ઉત્સાહને આનંદથી, સતત્ પુરૂષપ્રયત્નથી, પરમાત્માના ચર્ણાવિંદમાં નિમગ્ન રહેવું; એટલે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, તે આપોઆપ મહાપ્રભુ આપનારજ છે. લક્ષ્મી, સત્તા, સામર્થી, પ્રતાપ, પ્રભા, સુખદાયકપણું, સર્વેશ્વરપણું તે સર્વેનો આધાર મહાપ્રભુજ છે; માટે આપણે તેમના ને તે આપણો, એમ એકત્વ ભાવનાથી આ સંસાર અતિ સુખમય ને આનંદમય

લાગશે. અપાર આનંદ અનુભવાશે, અને ભોગવાશે, અને માયામાં નિર્લેપ તથા અસંગી રહ્યા થકા નિર્બંધને સ્વતંત્રપણે વર્તાશે, એજ પરમ શાંન્તિ ને સુખ છે. બાકી સંસારમાં સુખ શામાં છે? દુઃખનો દરિયો છે. તેમાં સુખ ક્યાંથી હોય? સુખના સિંધુતો ભગવાન છે. અને જ્યાં સુખ હોય, ત્યાંજ વિરામ કરવાથી સુખને પરમ આનંદ અનુભવી તથા ભોગવી શકાય છે. માટે આશરો કરવો એજ સર્વ શાસ્ત્રનું રહસ્ય છે.

સંસારનો કોઈપણ પદાર્થ સ્ત્રી વા ધનમાં સુખ નથી. તે સબંધી એક વાર્તાની નોંધ—

એક માલવ દેશના રાજાનું રાજ્ય પાયમલ થઈ ગયું, ને તેનો કુંવર-વીરભદ્ર એકલો છૂટી ભાગ્યો. તે સુખની અભિલાષામાં જંગલમાં અને તમામ જગ્યાએ મહાત્માની શોધમાં ફરતો હતો, એટલામાં એક આશ્રમ ને સુંદર બગીચો તેને માલમ પડયો. તે રાજકુંવરે ત્યાં આશ્રય કર્યો. તે બાગમાં એક આસોપાલવની નીચે કોઇ સુંદર બાળા બેઠેલી હતી. તેની સખીઓ આસપાસના પુષ્પ લત્તાઓમાં ફરતી હતી. રાજપુત્ર બગીચામાં ફરવા લાગ્યો, અને તેણે આ દેવાંગનાને દીઠી. રૂપવંતી બાળાને જોતાંજ મોહાસક્ત ને અંધ બની ગયો, અને તે દેવીને પાછળથી પકડવા જતાં તે બાળા-અપસરા, ચમકીને બોલી, "અરે આ કોણ ?" એમ કહી અદૃશ્ય થઈ ગઇ જેનાં પુનઃદર્શન થયાંજ નહિ.

રાજપુત્ર નિસાસો નાંખી બોલ્યો, અરે ! ક્યાં ગઇ પેલી બાળા ! હું ક્યાં છું ? અરે ! મારી આ દશા?

ખરેખર, આ સંસારમાં જન્મ પામી આવી અપસરા જેવી સ્ત્રીના પતિ થવું એના જેવું બીજું એકે સુખ નથી, એમ મનોવૃત્તિને તાબે થઇ, તે રાજકુમાર આમ તેમ તે બાળાની રાહ જોવા મંડયો. બે ત્રણ દિવસ રખડી, રઝળી થાકી ગયો. ઉપવાસ પણ ત્રણ દિવસના થયા. આંખે અંધારા આવવા લાગ્યાં, ને ચોમેર લીલાં પીળાં દેખાવા લાગ્યાં.

આખરે ચોથે દિવસે આકાશ વાણી થઇ કે, હે રાજપુત્ર ! સંસારમાં કોઇપણ સ્થળે સુખ છેજ નહિ. એક ક્ષણભર સ્ત્રીનું રૂપ જોવા માત્રથી તું બાળારૂપ બની ગયો, ને તારી તે સ્વરૂપમાં એક વૃત્તિ થઇ ગઇ.

આ પ્રમાણે જો તારી વૃત્તિ શ્રી પ્રભુના ચરણાર્વિંદમાં એકતાર થાય તો જરૂર તે મહાપ્રભુનો સાક્ષાત્કાર થયા વગર રહેજ નહિ. પરંતુ સંસારી જીવોને એ વાત હોય જ ક્યાંથી ? જે ચરણાર્વિંદની સેવા, શિવ બ્રહ્માદિક દેવો નિરંતર ઇચ્છે છે, તથા મુનિ, યોગિઓ, અને ભક્તો, જેનું વારંવાર ધ્યાન ધરે છે, તે પાવન ચર્ણનું સ્મરણ, હે ! માયામાં લપટાએલા જીવ, તુને ક્યાંથી હોય ? તું સંસારના માયિક પદાર્થોમાંથી જે સુખ ઇચ્છે છે, તે સુખ કરતાં અમારૂં દેવતાનું સુખ કોટી કોટી ગણું અધિક છે. ને અમારાં દેવતાનાં સુખ કરતાં અનંત કોટી ગણું સુખ ભગવાનના ધામનું છે તથા ભગવાનની મૂર્તિનું છે. માટે તે સુખને માટે તું પ્રયત્ન કર; એમ બોલી તે આકાશ વાણી બંધ થઈ ગઈ.

વીરભદ્રને આ શબ્દોથી કાંઇ અસર થઇ નહિ. તેની

વૃત્તિ એકતાર થઇ ગએલી હોવાથી તે સુંદરીની શોધ માટે લતા ઘટામાં ફરવા લાગ્યો. ચાલતાં ચાલતાં તેને અઠખડીયાં આવતાં હતાં, અને વખતે ખાડો ટેકરો કે જાળુ જાંખરૂં, આવતું, તો તે સાથે તે અથડાઈ પડતો. આસપાસના વૃક્ષોમાં સહેજ શબ્દ કે ખડખડાટ સંભળાતો કે લાગલોજ એ તેણીમેર દોટ મારતો. આ પ્રમાણે ગાંડાની માફક વીરભદ્ર ફરતાં, સામે આવેલી દુરની કુંજમાંથી એક મોહકસ્વર તેના કર્ણમાં અથડાયો, અને ઉંચી નજરે ત્વરાથી તે દિશાભણી દોડયો. અર્ધે જતાં તેણે કારમી ચીસ પાડીને "ૐ! ૐ! ૐ! ૐ! એવા ઉદ્દગારો મુખમાંથી કાઢયા, ને મહાભયમાં આવી પડયો હોય એમ તેની સ્થિતી દુઃખદ થઇ ગઇ.

આજુ બાજુ ઉગેલાં ઝાંખરાં તથા નાનાં ઝાડવામાં થઈ તે જેવો દોડયો તેવોજ તે એક મોટા ખાડામાં ઝીકાઈ પડયો. માયામાં લુબ્ધ થએલ વિષયાંધ જીવોની એજ ગતિ થાય છે. તે ખાડો ઘણા વખતનો અવાવરૂ હોવાથી તેમાં ઘણાં ઝેરી જાનવરોની રહેઠાણ પણ હતી. સૂર્યનો પ્રકાશ પણ તેમાં પડી શકતો નહોતો. વીરભદ્રનું શરીર સોરાઇ ગયું હતું. જમીન સાથે અફળાવાથી હાડકાંનો ચુરેચુરો થઇ ગયો હતો. તેને મૂર્છા આવી ગઇ ને અસહ્ય વેદનાનો ભોગ બની ગયો. કેટલું કષ્ટ! કેટલો સંતાપ! યમરાજાના ઘરની નર્ક યાતનામાં ને આ મહાવીરના દુઃખમાં તે શો ફેર! પરસ્ત્રીની માત્ર એક અભિલાષાથી જ આવું કુંભિપાક નર્ક સમાન મહાદુઃખ તેને આવી પડયું, તો પછી સ્ત્રીનો પરિગ્રહ કરીને જે જીવ તેનો સંગી બને, તેના દુઃખનું તો

પૂછવાનું જ શું ? પરંતુ વિષયી જીવોને તો અસહ્ય દુઃખો વિશ્વારણ્યમાં ભોગવવા પડતાં છતાં પણ વિષયમાંથી આશક્તિ મટતી નથી ને વિષયસુખ ઘણુંજ મીઠું લાગે છે. વીરભદ્રના દુઃખનો પાર રહ્યો નહિ. તેને ઘણોજ પશ્ચાતાપ થવા લાગ્યો, ને બડબડવા લાગ્યો કે, પરસ્ત્રી ને પરધન, મહાદુઃખના દેનાર છે. ને નર્કનાં દ્વાર છે. જગતમાં સઘળે દુઃખ જ છે ને જે જે ઉપાયોથી જેટલું દુઃખ ઓછું થઈ શકે તેટલાને જ સુખ માનવામાં આવે છે. આ સંસારમાં ખરૂં જોતાં કોઈપણ પદાર્થ સુખરૂપ નથી, પણ મનની વૃત્તિનો ભાવ સુખ દુઃખનું કારણ બને છે. દુઃખની તાત્કાલિક નિવૃત્તિ થવી એને જ સુખ માનવામાં આવે છે. કોઇ માણસ શીરપર ત્રણ મણ ભાર વહેતો હોય, ને તેને ભાર લાગવાથી મુંઝાઈને અકળાઈને કોઇ વિસામો આવવાથી ભારને હેઠો ઉતારી દે, એટલે તે પોતાને સુખ થયું માને છે; પરંતુ તે સુખીઓ નથી, કારણ કે ભાર રૂપી દુઃખ વળગ્યું હતુ, ત દુર થવાથી તેને સુખનો અનુભવ ક્ષણીક થયો. એટલે ભારરૂપી દુઃખની તાત્કાલિક નિવૃત્તિ એનેજ સુખ માનવામાં આવે છે. પરંતુ વાસ્તવિક સુખ આ સંસારમાં કોઇપણ સ્થળે, કોઇપણ આશ્રમમાં છે જ નહિ. ખરેખરૂં સુખતો પ્રભુના ચરણમાંજ રહેલું છે, એમ તે રાજપુત્રને ભાન થયું. મહા કષ્ટે તે ખાડામાંથી બહાર નિકળ્યો; અને વિચાર કરવા લાગ્યો કે- ક્ષુધા એ પ્રાણી માત્રને સ્વાભાવિક દુઃખ લાગેલું છે. ત્રણ ચાર દિવસનો ભુખ્યો જેથી ક્ષુધા વધારે પીડવા લાગી. આંખે અંધારાં આવી ગયાં, લીલાં પીળાં દેખાવા લાગ્યાં, અને તે ધરણીપર ઢળી પડયો, અને કારમી ચીસો પાડવા લાગ્યો.

આવા દયાજનક શબ્દો સાંભળી કોઈ મુની ત્યાં આવી પહોંચ્યા, ને તે રાજપુત્રની સારવાર કરવા લાગ્યા. વીરભદ્રને ભોજન આપી તેની ભૂખ દૂર કરી, જેથી તે પેટ પૂર જમી અતિ તૃપ્ત થયો અને બોલ્યો કે—

॥ अहो धन्योऽसि मे मित्र सुखं पूर्ण कृतं त्वया ॥

આના જવાબમાં તે યોગી બોલ્યો કે—

॥ न सुखं कृतवानस्मि तव दुःखम् गतम् महत् ॥

વીરભદ્ર બોલ્યો કે હે યોગીરાજ! તમે મને કેવો સુખી કર્યો! તેના જવાબમાં મુનિ બોલ્યા કે મેં કંઈ સુખ કર્યું નથી. તારૂં ભુખનું દુઃખ ટળી ગયું. આ ભોજનને લીધે તારી ક્ષુધા ટળી ગઇ ને ક્ષુધાનું દુઃખ નાશ પામ્યું. જો તને ભુખ ન લાગી હોત, તો તું બીલકુલ આ ફળ તથા ભોજનને જરા પણ અડત નહિ. ભુખરૂપી દુઃખ ગયું તેથીજ તને સુખ થયું છે. તારા મનની ભાવના ખોરાક ખાવાની થઇ, ને તે ભાવનાનો અનુકુળ ભાવ-ખોરાક ખાવાનો મળ્યો; જેથી તને સુખ અનુભવમાં પ્રાપ્ત થયું છે. માટે મનનો અનુકુળ ભાવ, વસ્તુ તથા વિષય મળવાથી સુખનો અનુભવ કરાવે છે, ને મનનો પ્રતિકુલ ભાવ, દુઃખ ઉપજાવે છે. વાંઝીયાને ઘેર દીકરો આવે છે, ત્યારે તેને ઘણુંજ સુખ ઉપજે છે. તે વૃત્તિનો ભાવજ સુખ અનુભવાવે છે. જ્યારે તે દીકરો મરી જાય છે, ત્યારે રડાપીટ થઇ રહે છે ને દુઃખ અનુભવાવે છે. માટે હે રાજકુમાર! સંસારમાં કોઇપણ વસ્તુ સુખ દુઃખનો હેતુ નથી. સુખ દુઃખનું કારણ મન છે. મનની કલ્પના-ભાવના છે. કોઇપણ સ્થળમાં, આશ્રમમાં, સુખ તું

દેખનાર નથી ને સુખ તને મળનાર નથી, એ અવશ્ય સમજવાનું છે. આ વિશ્વારણ્યમાં વાસ્તવિક સુખ નથી. માત્ર સુખના ભાસરૂપ દુઃખ જ છે. જેમ છીપમાં રૂપાની ભ્રાંતિ થાય છે પણ સુખજ નથી. આ વચનો સાંભળી મહાવીરને ઘણું જ્ઞાન થયુ ને સંસાર ઉપરની પ્રીતિ ઓછી થવા લાગી. તેણે શંકરની આરાધના કરીને શંકરને પ્રસન્ન કર્યા. ઉગ્ર તપ કરી શંકરભોળાનાથને રાજી કર્યા. મહાદેવે તેને દર્શન આપ્યાં ને માગ, માગ એમ કહ્યું,

વીરભદ્ર નમસ્કાર કરી દીન વચનથી માગણી કરવા લાગ્યો કે આ સંસારમાં સુખ કરનાર આપ છો. હું ફરી ફરીને થાકયો. અનેક પ્રયત્નો કર્યા છતાં, કોઇ પણ સ્થળે સુખ પ્રાપ્ત કરી શકયો નથી. માટે આપ કૃપા કરી મને સર્વોત્તમ સુખ આપો. આવાં દીન વચન સેવકનાં જાણી ઉમા પતિ બોલ્યા કે, હે રાજન ! ધન, રાજ્ય, સ્ત્રી, પુત્ર, વૈભવ, આયુષ્ય, વિદ્યા, કળા, અને બળ વિગેરેમાંથી તું ગમે તે માગ. પણ એકલું સર્વોત્તમ સુખ માગે છે તે હું તને કેવી રીતે આપું ? કારણ કે તેવું નિરાળું સુખ આ સંસારમાં પરમાત્માએ સરજ્યું જ નથી. અને જે સુખ જીવ પ્રાણી માત્ર ભોગવે છે તે વસ્તુઓના સબંધને અંગે જ ભોગવે છે. વીરભદ્ર બોલ્યો કે હે ભોળાનાથ ! જે વસ્તુઓમાંથી સર્વોત્તમ સુખ પ્રાપ્ત થાય, તે વસ્તુ આપો. શંકર અતિ પ્રસન્ન થઈ બોલ્યા કે, હે રાજન્ ! ઇંદ્રિઓ થકી ગ્રહણ કરવામાં આવનાર સર્વ વિષયનાં સુખો એક સરખાં જ છે, ને એક સરખો જ આનંદ આપે છે. પરંતુ ભોક્તા–જીવની સ્થિતિના ભેદે કરીને તે સુખનું વધારે ઓછાપણું જાણી શકાય છે,

તથા ગણી શકાય છે. દાખલા તરીકે–ભીખારી કરતાં ગૃહસ્થના વૈભવ તથા સુખ અધિક ગણાય છે, ને ગૃહસ્થ કરતાં રાજાનું સુખ અધિક ગણાય છે. આ પ્રમાણે સંસાર ચક્રમાં જીવની સ્થિતિના ભેદે કરીને સુખ દુઃખ ગણી શકાય છે; પરંતુ તે વાસ્તવીક સુખ નથી. સંસારમાં કોઇ પણ સ્થળે રાજાથી રંક સુધી સુખનો આશ્રમ મળી શકવા સંભવ નથી. ને તારી ઈચ્છા હોય તો તું સઘળે જોઇ આવી પછી સર્વોત્તમ સુખની માગણી કરજે.

વીરભદ્ર સંસાર યાત્રા કરવા નીકળી પડયો. ને પ્રથમતો શ્રેષ્ટ મુનિઓના આશ્રમનો અનુભવ કરવા લાગ્યો. એક પછી એક એમ સર્વે ઠેકાણે અનુભવ કરી વળ્યો. પણ કયાંય તેણે સુખ અનુભવ્યુ નહિ. મઠ, મંદિરો, સ્ત્રી ભુવનો, બાળક આશ્રમ, વિગેરે ગૃહસ્થના તથા રાજ્યના તમામ વૈભવ તેણે નિહાળી જોયા, તો સર્વે ઠેકાણે મોહ, ઇર્ષા, કપટ, લોભ, તથા રાગ–દ્વેષ, પાખંડ, ને અત્યાચાર વિગેરે તેણે અનુભવ્યા; જેથી તેને બુદ્ધિયોગ પ્રાપ્ત થયો, અને ભરતજીની પેઠે સંસારનો ત્યાગ કરી, તે યોગી બની, પ્રભુની આરાધના ભક્તિ કરી, ભગવાનના ચરણાર્વિંદનો અધિકારી બની ગયો; અને પરમ સુખી થયો.

માટે હે મનુષ્યો ! સંસારના પદાર્થમાં સુખ નથી. તમારી ભાવનામાંજ સુખ, દુઃખ, સમાયેલાં છે, અને તે ક્ષણીક છે. અપાર સુખતો પ્રભુના ચરણારર્વિંદમાં જ રહેલું છે. વળી આ કર્મભૂમિપર મનુષ્ય દેહ પામવો તે પણ મહા દુર્લભ છે, દેવકોટિ, રૂષિ–મુનિઓ, ને બ્રહ્માદિક સર્વે

મોક્ષના સાધનરૂપ મનુષ્ય દેહ ઇચ્છે છે. અને ઘણા પુન્યે, આ મનુષ્યદેહ પમાય છે, અને જે મોક્ષના સાધનરૂપ શાસ્ત્રમાં ગણાય છે. માટે એવા દેહને પામીને જે દૈવી ગુણો ન સેવે, મોક્ષ ગતીને ન પામે, અને સંસાર સમુદ્રને ન તરે, તે મનુષ્ય આત્મહત્યારો શાસ્ત્રમાં ગણાય છે, મહાપાપી તથા મૂઢમાં મૂઢ ગણાય છે. આ સુલભની પેઠે જણાતો માનવ દેહ ના ગુમાવી બેસશો. સત્યસ્વરૂપ પરમાત્માને ઓળખી લઇ કૃત્ય કૃત્ય થઈ જાવ એજ તમારી સ્વફરજ છે.

## પ્રકરણ ૨.

### જીવનું સ્વરૂપ.

જીવાત્મા કોણ ? ॥ इच्छा द्वेष प्रयत्न सुख दुःख ज्ञानान्यात्मनो लिङ्गमिति ॥ ન્યાય. અ. ૧

જેમાં ઇચ્છા, રાગ-દ્વેષ, વેર, પ્રયત્ન, કર્તા-ભોક્તાપણું, સુખ-દુઃખ, જન્મવું ને મરવું, સંકલ્પ, ઇંદ્રિયોથી ભોગ ભોગવવા, ક્ષુધા, તૃષા, જ્વર-પીડા, વિગેરે ગુણાત્મક સ્થિતિના વિકારોના ગુણ હોય તે જીવાત્મા કહેવાય છે. લીંગ-દેહ, કારણદેહને લીધે કાર્ય જે દેહ, તે ઉત્પન્ન કરી, દેહને પોતાનો માની જે તમામ ક્રિયા કર્યા કરે છે તે જીવાત્મા કહેવાય છે.

॥ कारण भावात् कार्यभावः ॥

જીવને લીંગદેહ કારણ દેહના હોવાથીજ, શરીરરૂપી કાર્ય ઉત્પન્ન થાય છે. અને

**॥ कारणगुण पूर्वकः कार्यगुणो दृष्टः ॥ वै० अ० १ ॥**

જેવી કારણની ભાવના, રાગ કે ગુણ, તેવીજ કાર્યમાં —શરીરમાં હોય છે.

**॥ सत्कारण वद नित्यम् ॥** કારણવાળા કાર્યરૂપ ગુણો **અનિત્ય** કહેવાય છે. માટે જ કારણ રાગ-વાસના ટળ્યે જીવાત્માનો મોક્ષ કહેવાય છે. ધૂમાડો અને અગ્નિ જેમ છે તેમ લીંગદેહ અને જીવાત્માનો સંબંધ છે. અને લિંગ લિંગીના સંબંધથીજ જ્ઞાન થાય છે, પણ લીંગી—ચેતન આત્મા કદી એકલો રહી શકતો નથી; માટે જ તે જ્ઞાન ક્રિયાનો જાણનાર છે, અને જ્ઞાતા કહેવાય છે. વળી જેમ આકાશ પરિમાણવાળું છે, શરીર ત્વચાવાળું છે, તેમ જીવ અનાદિથી લિંગ દેહવાળો છે તેથી અનેક યોનિમાં જન્મે છે ને મરે છે. કાર્ય જે દેહ તેને છોડી ફરી દેહવાળો થાય છે. તે કર્મ પ્રમાણે જ ફળને ભોગવવા ફરી દેહવાળો થાય છે. તેનાં કર્મ પ્રમાણેજ ફળને ભોગવાવવા કર્મફળપ્રદાતા ભગવાન, તેને સંસ્કાર પ્રમાણે જેમ તેની ઉપજ્યાની રીતિ હોય, તેમ તેને ઉપજાવે છે, પણ પોતે ઉપજી શકતો નથી; એટલે અસમર્થ, અલ્પજ્ઞ છે, તેનું વ્યાપકપણું તેના કાર્યમાં જ એટલે શરીરમાં છે, પણ સર્વ વ્યાપકતા નથી; એટલે તે કોઈ કાળે બ્રહ્મનો અંશ-છેદ છેજ નહિ.

પ્રશ્ન આત્મા કોણ?—**॥ योऽतति व्याप्नोति स आत्मा ॥** જેનું વ્યાપકપણું સર્વે જીવાત્માઓમાં રહેલું છે, એવો જે

શુદ્ધ આત્મા, અનાદિ બ્રહ્મસ્વરૂપ, દિવ્ય વિગ્રહ, ભગવાન છે અને સર્વે તેનાં શરીર કહેવાય છે.

જીવાત્મા એટલે જીવ, અનાદિ કારણ શરીરે યુક્ત છે; માટે જીવ સંજ્ઞાથી શાસ્ત્રકારો જીવાત્માને જીવ કહે છે. જીવે જે જે રજ, તમ, ને સત્વ ગુણે યુક્ત પૂર્વ જન્મને વિષે કર્મ કર્યાં છે, તે કર્મો પરિપકવ અવસ્થાને પામીને, આત્માની સાથે એક રસ થઈ ગયાં છે. જેમ લોઢાને વિષે અગ્નિ પ્રવેશ કરે ને લોઢુ રંગરૂપ બદલે છે તેમ સંચિત કર્મો પરિપકવપણાને પામીને જીવ સાથે મળી રહ્યાં, એવાં જે કર્મ, તેનેજ સ્વભાવ, વાસના કે જીવની માયા કહેવામાં આવે છે. તે કારણ રૂપે, બીજ રૂપે, જીવ સાથેથી કોઇ કાળે છૂટી પડતી જ નથી, વજ્રસાર જડાઈ ગએલ વાસના–તેજ જીવને સંસ્તીનું કારણ છે. જન્મ મરણ ઉપજાવે છે. અવિદ્યાત્મક છે, સુષુપ્તીરૂપ છે, અને જીવને અતિ દુઃખી વર્તાવે છે.

જીવ, વાસનાલીંગ દેહને લીધે વારંવાર શરીરો બદલે છે. અને દરેક મળેલા શરીરમાં તે વ્યાપીને રહેલો છે. શરીરના તમામ ભાગમાં સમાનપણે તેનું વ્યાપકપણું છે, ને વિશેષપણે હૃદયાકાશમાં રહેલ છે. પંચભૂતના વિકારરૂપ એવું જે હૃદય તેને વિષે માંસના ચક્રમાં જીવાત્મા વિશેષ્યપણે રહેલો છે. જેમ તેલમાં બોળેલો કાકડો સળગાવ્યો હોય, ને કાકડાને કાકડાનો પ્રકાશ વ્યાપીને રહેલ છે, તેમ જીવાત્મા માંસના ચક્ર સાથે કાકડારૂપે વિશેષ્યપણે વ્યાપીને રહેલ, તે સામાન્ય સત્તાએ કરીને બધા દેહને

વિષે વ્યાપી રહ્યો છે. વિશેષ સત્તા હૃદયાકાશમાં રહેલી છે, તે સામાન્ય સત્તાએ કરીને દેહના સર્વે ભાગમાં વ્યાપકપણું જીવાત્માનું છે. જેથી જે જે ઠેકાણે દેહમાં બળતરા, દુઃખ, થાય છે, તે સર્વે દુઃખ જીવનેજ છે, ને જીવજ તે જાણી શકે છે. માટે દેહના સુખ-દુઃખ થકી એ જીવ જૂદો ન જ કહેવાય.

વળી જેમ ફાનસ ને તેની બત્તિના સંબંધ વિના એકલો દિવાનો પ્રકાશ આકાશને વિષે અધર પધર રહેતો નથી. તેમ જીવાત્મા માંસના ચક્ર વગર ને દેહ વગર એકલો કદી રહેતો જ નથી. અને જેમ ફાનસ તથા તેલ તથા બત્તિનાથી દિવાનો-અગ્નિનો પ્રકાશ જૂદો છે, તે ફાનસને ભાંગવે કરીને અગ્નિનો નાશ થાતો નથી. તેમ હૃદય તથા દેહને મરવે કરીને વ્યાપેલો જીવાત્મા મરતો નથી. દેહ ભેળો હરખ, શોક, સુખ, અને દુઃખને તો પામે ખરો પણ દેહના જેવો જડ, દુઃખરૂપ, ને નાશવંત સ્વભાવ જીવનો નથી. માટે દેહ નાશવંત છે, અને જીવ અવિનાશી છે, ચેતનરૂપ, પ્રકાશરૂપ છે, ને શરીરને વિષે વ્યાપક છે. બીજો દાખલો જે ઘરને વિષે વિજળીનો દિવો મુકયો હોય, તે દિવાનો પ્રકાશ, વિશેષપણે વિજળીના દિવામાં વ્યાપેલો છે, ને તેના સામું જોવાતું પણ નથી; અને તે દિવાનો પ્રકાશ સામાન્યપણે તો આખા ઘરમાં વ્યાપિને રહેલો છે. તે પ્રમાણે જીવાત્મા-પંચ મહાભૂતના વિકારરૂપ જે માંસનું ચક્ર જે હૃદયાકાશમાં છે, તેને વિષે વિશેષ સત્તાએ વ્યાપીને રહેલો છે; અને દેહમાં સામાન્યપણે સર્વે અંગમાં રહેલો છે.

દેહ વિશિષ્ટ જીવાત્મા–તેમ જીવાત્મા વિશિષ્ટ બ્રહ્મ અંતર્યામિરૂપે વ્યાપિને રહેલ છે. તેના અનેક પૂરાવા છે.

**विश्वं वै ब्रह्मतन्मात्रं संस्थितं विश्नु मायया ॥**
**इश्वरेण परिछिन्नं कालेनाव्यक्त मूर्तिना ॥**

વિશ્વની ઉત્પત્તિ અવસ્થામાં વ્યાપક એવી બ્રહ્મની શકિત–અંતર્યામી શકિત વિકાસને પામી જગત આકારે અનેક રૂપમાં થઇ, અનેક નામ રૂપી પરિણામના આકારોને પમાડે છે. અને લય વખતે કારણરૂપે, નિયંતારૂપે, સૂક્ષ્મ ભાવથી, તે શકિત સંકોચને પામી દરેક કારણ શરીરમાં આત્મા સાથે રહેલ છે.

**हृदये जीव वज्जीवे याऽन्तर्यामि तथा स्थितः ॥**
**ज्ञेयः स्वतंत्रइशः असौ सर्व कर्म फल प्रदः ॥**

શરીરમાં તેમજ હૃદયાકાશમાં જેમ દેહ વિશિષ્ટ જીવાત્મા છે તેમ તે જીવાત્માને વિષે પરમાત્મા–સચ્ચિદાનંદ બ્રહ્મ એવી જે અંતર્યામિ શકિત તે રૂપે સાક્ષીરૂપે રહ્યા છે. અને તેજ પરમાત્મા સ્વતંત્ર છે, નિયંતા છે, સર્વોપરી છે સર્વ કર્મના ફળને આપનારા છે.

ભગવાન કહે છે કે–॥ **सर्वं क्षेत्रेषु क्षेत्रज्ञंचापि माम् विद्धि ॥** સર્વે દેવ કોટી, જીવકોટિ, ઈશ્વરકોટિ, વિગેરે યોનિયોમાં, ક્ષેત્રમાં, સર્વ શરીરોમાં વિશિષ્ટિ શકિતએ વ્યાપીને રહેલ, એવા પરમાત્માને જાણ, તેજ કર્મફળ પ્રદાતા છે.

**॥ अशरीरम् शरीरेषु अनवस्थेषु अवस्थितम् ॥**

સર્વ શરીરોમાં વ્યાપીને રહેલા, અંતર્યામિપણે, સાક્ષીપણે, નિયંતાપણે, જેથી સર્વે જગત જેનું શરીર છે એવા છતાં, વિકારવાન શરીર વગરના, બાળ, જોબન, વૃદ્ધપણું, જન્મ, જરા ને મૃત્યુ એવા કોઈ વિકાર જેના સ્વરૂપમાં નથી એવા સર્વના શરીરી–પરમાત્મા છે, એ હે જીવ ! તું જાણ.

**सर्व भूतात्म भूतात्मा**–વિગેરે અનેક પૂરાવા જડ, ચેતન ને બ્રહ્મ, એ ત્રણના એકાત્વપણાના છે તે–મારા "ભાગવત ધર્મ રહસ્ય. ભા. ૧" માં વાંચી વિચારી લેશો. દેહ વિશિષ્ટ જીવાત્મા, અને જીવાત્મા વિશિષ્ટ બ્રહ્મ, એમ અનાદિકાળથી સંબંધ છે. વળી આ દેહને વિષે બુદ્ધિ તે સર્વ દેહના ભાગમાં ઇંદ્રિયોમાં વ્યાપીને રહેલી છે. બુદ્ધિને વિષે જીવ વ્યાપીને રહેલો છે, અને જીવને વિષે સાક્ષી બ્રહ્મ વ્યાપિને રહેલો છે. એટલે સાક્ષી બ્રહ્મની શક્તિવડે જીવાત્માનું જાણપણું છે અને જીવાત્માના જાણપણાથી બુદ્ધિનું જાણપણું આ દેહને વિષે રહેલું છે. એમ દેહની સર્વ ક્રિયા ઇંદ્રિયાદિકની સર્વે ક્રિયાનું જાણપણું તથા ભોક્તાપણું પરમાત્માની શક્તિને અવલંબને કરીને જીવને છે. એમ જીવાત્મા અસમર્થ છે; અને પરમાત્મા–વિભુ સર્વેશ્વર છે. જીવનો પ્રકાશ–જે ઇંદ્રિમાં અધિક નિર્મળપણું, તથા સ્વચ્છપણું, તેમાં વધુ જણાઇ આવે છે. જુવોને નેત્રમાં જેવું તેજ જણાય છે તેવું નાક–કાનમાં જણાતું નથી. અંતઃકરણમાં અધિક સ્વચ્છપણું હોવાથી, અંતઃકરણમાં જીવનો અધિક પ્રકાશ જણાય છે, અને બીજી ઇંદ્રિયોમાં ન્યૂન જણાય છે. સૂર્યનો પ્રકાશ કાચ જેવાં પદાર્થમાં, સ્વચ્છ પાણીમાં, વધુ જણાય

છે; અને પથ્થરમાં કે ડોળાયલા પાણીમાં પ્રકાશ ઘણોજ ઓછો કે નહિ જેવો જણાય છે. તેમ જીવનો પ્રકાશ બુદ્ધિમાં ને ચિત્તમાં સૌ ઇંદ્રિઓ કરતાં વિશેષપણે જણાય છે. ચિત્તને અને વાસુદેવ ભગવાન જે બ્રહ્મ, તેને નિકટ સંબંધ છે; અને ચિત્તના દેવતા પણ તે છે. ચિત્ત અતિ નિર્મળ છે. તે તો સારૂં પદાર્થ પણ ચિંતવે ને નઠારૂં પણ પદાર્થ ચિંતવે, એ તેનો ધર્મ છે. માટે ચિત્તને ભગવાનના સ્વરૂપમાં જો જોડી દેવામાં આવે તો અતિ નિર્મળ ચિત્તનો નિરોધ શુદ્ધ પરમાત્મા, ને આત્માના સ્વરૂપમાં થવાથી તે જીવાત્મા નિર્વિંકલ્પ સમાધીના સુખને અનુભવી શકે છે ને મહા સુખી થાય છે.

જેને જે દ્વારે લક્ષ થાય, તે દ્વારના ચોખ્ખાપણા ઉપર લક્ષ્યનો આધાર રહે છે. જીવ, બ્રહ્મ વિગેરેનાં સ્વરૂપ જેવાં લક્ષમાં આવે છે તેવાંજ તે લક્ષ કરનાર વર્ણવે- છે. જેમ કાચની બનાવેલી પુતળીમાં તેજ ભર્યું હોય, અને તે પુતળીમાં જેવો અવકાશ હોય તેવું તેજ દેખાય છે, પણ સમગ્ર તેજ નથી દેખાતું; તેમ જીવ, તથા બ્રહ્મમૂર્તિ—ભગવાનનું જેવું સ્વરૂપ યોગી, પંડિત,શાસ્ત્રી કે પુરાણીએ અનુભવ્યું કે દીઠું હોય, તેવું તેની બુદ્ધિ પ્રમાણે વર્ણવે છે, ને કહી શકે છે; પણ જે મુક્ત આત્માની દૃષ્ટિ, નિરાવરણ થઇ છે, બ્રહ્મ દૃષ્ટિને પામી ગઈ છે, તે આત્મા, તથા પરમાત્માનું સ્વરૂપ, યથાર્થપણે દેખી તથા કહી શકે છે. તેવા મુક્તાત્મા ને આત્માનું સમ્યક્ આત્મદર્શન થયું છે, અને પરમાત્માનું સ્વરૂપ પણ તેજ યથાર્થ બતાવી શકે છે, તથા વર્ણવી શકે છે. કારણ કે તેની સૃષ્ટિની દૃષ્ટિ મટી ગઇ

છે, ભેદ દૃષ્ટિ ટળી ગઈ છે. તેવો ભગવદ્ ભક્ત, મુક્તાત્મા સર્વે ભેદોને દેખી રહ્યો છે કે આ જીવ છે, આ પુરૂષ છે, આ ઈશ્વર છે, આ યુક્ત છે, ને આ પરમ પુરૂષોત્તમ ભગવાન છે. સર્વેના પ્રકાશ–ઐશ્વર્યને દેખે છે.

જેને જેવો લક્ષ, ને જેવો મહા પ્રભુનો આશરો, તેવો તે ભક્ત થાય છે. જેની માયામય દૃષ્ટિ છે, જેની ભેદ વાળી દૃષ્ટિ છે, તે જીવાત્મા જેવો છે તેવો જાણી શકતો નથી, તેમ પરમાત્માનું સ્વરૂપ પણ જેમ છે તેમ જાણી શકતો નથી. જેમ, પાંચ આંધળાને હાથી બતાવ્યો, તેમાં એકે સુંઢ ઝાલી, એકે શરીર ઝાલ્યું, એકે પગ ઝાલ્યા, એકે કાન ઝાલ્યા, એકે દાંત ઝાલ્યા. પછી એક કહે હાથી કોના જેવો ? એક કહે, સુપડા જેવો, એક કહે થાંભલા જેવો, એક કહે ડોબા જેવો, એક કહે મોટા દાંત જેવો, એમ એક અંગનો અનુભવ થયો, તેથી હાથીના સ્વરૂપનું જ્ઞાન હાથ આવે નહિ. તેમ ભેદવાળા, માયામય, આંધળા જીવો, આત્મા તથા પરમાત્માનો જેટલો અનુભવ થાય, તેટલો જ તેઓ બતાવી શકે છે. ઇંદ્રિયોદ્વારા, અંતઃકરણદ્વારા જેટલો લક્ષ થાય તેટલોજ તે જણાવી શકે છે, પણ ઇંદ્રિયો, અંતઃકરણ, જીવ એ ત્રણે આત્મા તથા પરમાત્મા સ્વરૂપને પુગે, અનુભવે, ને દેખે–સાક્ષાત્કાર દેખે, તોજ તે પુરોજ્ઞાની, પુરો આત્મદર્શી ગણાય છે. અને તે સાક્ષાત્ જ્ઞાને કરીને જ તે પરમપદ મોક્ષને પામે છે. બાકી જેટલો યોગી લક્ષ કરે, તેટલો જ તે જ્ઞાની ગણાય. પણ સમ્યક્ આત્મદર્શી અથવા પરમાત્મા દર્શી કહેવાય જ નહિ. આત્મમાકારે વર્તનાર,

મુમુક્ષુને, ઇંદ્રિયોના ગોલકના વિભાગ દૃષ્ટિમાં નથી આવતા, તેવાને તો અંતઃકરણની વૃત્તિઓ તે જીવની જ વૃત્તિ છે; જેથી જ્યાં ઘટે ત્યાં મન, તથા ઇંદ્રિયોને પ્રવર્તાવે જ્યાં ન ઘટે ત્યાં તેમનું કાંઈ ચાલવા ન દે; એવાને તો ભુંડું સ્વપ્ન પણ આવે જ નહિ. આત્માની લક્ષણા જ એ છે કે મન, બુદ્ધિ, ઇંદ્રિઓ, એ સર્વેથી, એ સર્વેના ભોગથી, એ સર્વેનો પંચ વિષયના આહારથી, આત્મા નિરાળો છે, સત્તાવાળો છે. તેથી આત્મસત્તાને પામેલ પુરૂષ મનને તથા ઇંદ્રિયોને પોતાને વશ વર્તાવે છે, એજ આત્મા છે, **બાકી મનના દોર્યા દોરાય છે, તે દેહના કીડા છે, તે જીવ છે.**

## (૧) જીવનું વાચ્યાર્થ સ્વરૂપ.

જીવને મળેલા સ્થુળ શરીર, શુક્ષ્મ શરીર ને કારણ શરીરમાં, એક રસ પણે વર્તવું; પંચભૂત, પૃથ્વ્યાદિક ભૂતથી થએલો દેહ સ્થુળ, દશ ઇંદ્રિયો, મન, બુદ્ધિ, ચિત્ત, અને અહંકાર, તેથી થએલ ઇંદ્રિયોના પંચ વિષયના ભાવ, ત્રણ અવસ્થા—જાગૃત, સ્વપ્ન, અને સુષુપ્તી, તેમાં ભોગવવાના ભોગ, માયાના રજોગુણ, તમોગુણ, ને સત્વગુણથી, થએલા તમામ શુભાશુભ કર્મો, તે સર્વેને પોતાનાં માનવાં, તેમાં એક રસપણે વર્તવું; વળી અન્નમય, પ્રાણમય, વિજ્ઞાનમય, મનોમય અને આનંદમય, એ પંચ કોષ, તેના વિકારોમાં તાબે થવું, તેમાં સુખપણું માનવું, વળી કર્તાપણું, ભોક્તાપણું, અલ્પજ્ઞપણું, એ સર્વે દેહાત્મબુદ્ધિના ભાવની કલ્પના પોતામાં માનવી, અને તે સઘળા ભાવ સહિત જ્યારે કહેવામાં આવે, ત્યારે

જ જીવનું વાચ્યાર્થ સ્વરૂપ સમજવામાં આવે છે. હાય ! હું ગરીબ, હું રામભાઈ, હું સ્ત્રી જાતિ, કે હું પુરૂષ જાતિ, હું બ્રાહ્મણ, હું ઉંચો, એમ અભિમાનેયુક્ત જે કહેવું, એ જીવનું અન્વયપણું છે. સુખદુ:ખ, હાણવૃદ્ધિ, ખોટલાભ, જયપરાજ્ય, વિગેરે તથા કામ, ક્રોધ, લોભ, મોહ વિગેરે વિકારે ને તાબે થવું, વિષય ભોગમાં એક રસપણે રહેવું, ૨૪ ચોવીસ કલાક–માયામાંજ રમવું, એ જીવનું અન્વયપણું –જીવપણું છે. સ્થુળ દેહના ભાવે, હું મોટો, મારૂં કુટુંબ મોટું, મારો દેશ વિશ્વાભિમાની, સારો, એમ જે વર્તવું–એ જીવનું જીવપણું છે. તેજસાભિમાની–સુક્ષ્મદેહના ભાવે, હું રૂપાળો, મારો પરીવાર રૂપાળો, એમ એકરસપણે વખાણ કરવાં એ જીવનું અન્વય સ્વરૂપ છે. પ્રાજ્ઞાભિમાની, કારણ દેહના ભાવે– હું ડાહ્યો, હું વિદ્વાન, હું જ્ઞાની, હું ધર્મી, હું વૈરાગ્યવાન એમ ગુણના અભિમાને એકરસપણે વર્તવું એ જીવનું અન્વવ્ય, વાચ્યાર્થ સ્વરૂપ છે.

## (૨) જીવાત્માનું લક્ષ્યાર્થ સ્વરૂપ.

**नैनं छिन्दन्ति शस्त्राणि नैनंदहति पावकः ॥**
**नचैनं क्लेदन्त्यापो नशोषयति मारुतः ॥**

વિગેરે ગીતામાં જણાવેલ છે કે, આત્માને શસ્ત્રો કાપી શકતાં નથી અગ્નિ બાળી શકતો નથી, જળ તેને ગાળી શકતું નથી. વાયુ તેને સુકવી શકતો નથી, ત્યારે તે આત્મા અછેદ, અદાહ્ય, છેદાય નહિ તેવો નિરાવયવી, અશોષ્ય, નિત્ય, વ્યાપક, સ્થીર, અચળ અને સનાતન છે. તે અવ્યક્ત, એટલે માયાના પદાર્થ જે અંશવાળા, છેદવાળા છે; તે

ધર્મવાળા જડ પદાર્થથી વિજાતી, વિલક્ષણ, અચિંત્ય ચિત્તના ચિંતવનમાં આવે નાહ તેવો-અવિનાશીને અવિકારી છે. આવી આત્માની લક્ષણા-ચેતનની લક્ષણા છે. તે લક્ષણે કરીને શાસ્ત્રમાં આત્માનું લક્ષ્યાર્થ સ્વરૂપ વર્ણવાય છે; જેથી જીવાત્માના વાચ્યાર્થ સ્વરૂપનો ત્યાગ કરીને સત્તાપણે લક્ષ્યાર્થ સ્વરૂપ વર્ણવ્યું હોય, ત્યારે તેની લક્ષણાને કહેવે કરીને વાંચનારની ને સાંભળનારની બુદ્ધિ ભ્રમી જાય છે. કારણકે, બુદ્ધિની જડતાએ કરીને જીવના લક્ષ્યાર્થ સ્વરૂપને વિષે ઇશ્વરનું, કે બ્રહ્મનું કાં પરબ્રહ્મનું ભાન થાય છે, અને ભ્રાંતિ પડી, આત્મા, એજ બ્રહ્મનોઅંશ છે, કે બ્રહ્મ છે, એમ સમજી ભ્રાંતીમાં, ઇશ્વર, કે બ્રહ્મ, કે પરબ્રહ્મનું સ્વરૂપ સમજાય, એ મોટિ ભૂલ છે, મોટો ભ્રમ મુલક છે. પણ તેવી ભૂલ થવા દેવી નહિ; અને તે જીવાત્માના વ્યતિરેક-સત્તાપણાની લક્ષણાને, જીવાત્માનું જ વ્યતિરેક સ્વરૂપ સમજવું.

કારણ કે જીવાત્મા, વિભુ નથી. સર્વને વિષે વ્યાપકતા તેની નથી. તેનું વ્યાપકપણું તો તેના કાર્ય એટલે દેહમાંજ છે. જીવાત્માથી કોટિ ગણુ સમર્થપણું તો ઇશ્વરી આત્માનું છે અને તેથી પર વિભુ-પરમાત્માને સમજવા.

જીવાત્મા, કર્તા, ભોકતા છે; જ્ઞાન ક્રિયાનો જાણનાર છે. તે આત્મારૂપ થઇને, પરમાત્માના સ્વરૂપમાં વૃત્તિ રાખે ત્યારે તેની મનની વૃત્તિ અતિ નિર્મળ થઇ જાય છે, અને તેનો આત્મા, શુદ્ધ બ્રહ્મની સંજ્ઞાને પામી, બળવાળો, થઇ બ્રહ્મસ્વરૂપ બને છે; પછી જન્મ મરણથી રહિત થઇ જાય છે.

## દેહદર્શી જીવની સ્થિતિ-જીવપણું.

દેહદર્શી મનુષ્યોના બે વર્ગ તત્વવેત્તાઓ દેખે છે.

દેહના કીડા, અસદ્વાસનાવાળા, દેહમાં જ રમે છે, ને મરે છે.

(૧) પશુ જાતિના પશુ સમાન જીવન ગુજારનાર વર્ગ એક (૨) બીજો વર્ગ માનવ જાતિના માનવી ગણાય છે.

પશુવત્ જીવન વ્યતિત કરનાર આહાર, નિંદ્રા, ભય ને મૈથુનની ભાવનામાં જ જીવતર પુરૂં કરે છે. રજોગુણ, ને તમોગુણ જ તેઓની પ્રકૃતિ છે. જડવાદીઓ, અહંગ્રંથી મૈથુનગ્રંથી, ઇચ્છાગ્રંથી, મમત્વગ્રંથી, કર્મગ્રંથી ઇત્યાદિક કામ ભોગની ઇચ્છાઓને તાબે થાય છે. અનેક પ્રપંચ રચે છે. અને આસુરી સંપત્તિના દુર્ગુણો જ તેઓનું કેન્દ્રસ્થાન છે. દંભ, દર્પ, અભિમાન, ક્રોધ, કટુ ભાષણ, ને અવિદ્યા, એજ સ્વભાવવાળા જન્મેલા, આ જાતિના માનવીઓ છે. સેંકડો માનવી, આશાના પાશથી બંધાએલા, કામ ક્રોધના તાબેદાર, ઇચ્છિતભોગને માટે, અન્યાયથી પ્રપંચથી, બીજા સુર પુરૂષોના હિતને નુકશાન કરી, અર્થ સંચય કરવા ઇચ્છે છે. "હું ને મારૂ" એ ભાવનાથી આ પ્રાપ્ત કરીશ, આ મનોરથ પામીશ, આસ્ત્રી, ધન, મારૂં થશે, હું જ મોટો છું, બીજાઓને મારૂં, હું ભોગી, સિદ્ધ છું, બળવાન છું, ધનવાન છું, કુળવાન છું, મારા સમાન કોણ છે ? એમ અજ્ઞાનથી વિમોહિત થએલ, અનેક વિચારોથી વિભ્રાન્ત થએલા, મોહ જાળમાં વિંટાએલા, કામ ભોગમાં આસક્ત, અશુચી–નર્કમાં પડે છે.

**आसुरीम् योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ॥**

આસુરિ યોની પામતા–મૂઢ, અજ્ઞાની, જડવાદીઓ, ભગવાનને નહિ પામતાં જન્મો જન્મ અધમ ગતિને પામે છે.

કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, **મત્સર**, આશા, તૃષ્ણા એ સર્વે દોષોનું મૂળ, પાંચ દોષ છે. (૧) **લોભ**-સ્ત્રી-દ્રવ્યાદિકનો જે લોભ, તે થકી, કામ, મોહ, કપટ, પરતંત્રપણું, પરાધીનપણું, લજ્જાનો ત્યાગ, દંભ, તૃષ્ણા, ઇર્ષા વિગેરે ઉત્પન્ન થાય છે. (૨) **કામ**-કામના તે થકી ક્રોધ, મત્સર, માન, ઇર્ષા, દંભ, નિર્લજતા, ચાડી ચુગલી, અસત્ય ભાષણ અપકીર્તિ, અજ્ઞાન, બુદ્ધિનો નાશ, રોગ, અણવિશ્વાસ વિગેરે દોષો, જીવાત્મામાં દાખલ થાય છે. (૩) **રસાસ્વાદ**-રસના ભોગી, માંસાહારિ, હિંસાવાળા, માતા ભેરવની ઉપાસના વાળા, વર્ણાશ્રમ, વેદ ધર્મના લોપનાર, ચોરી કરનાર, અનેક રોગથી પીડાતા, કામને વશ બને છે. કામથી-માન, ઇત્યાદીક અનેક દોષોનું ગ્રહણ કરી ઇંદ્રિયોને મોકળી મુકે છે, વ્યભિચાર કરે છે, અત્યંત પાપાચારમાં પ્રવર્તે છે. રસના ઇંદ્રિયનું પોષણ કરનાર ભોગીનાં સર્વ, યમ, નિયમ, તપ, આદિક શ્રવી જાય છે, રસના ઇંદ્રિય મોકળી થઇ જાય છે. યોગી પણ યોગ ભ્રષ્ટ થાય છે. એકલશ્રૃંગીરૂષીને રસ થકી જ, સ્ત્રી ધનાદિકનો સંબંધ ઉપજી આવ્યો છે. માટે રસાસ્વાદથી કામના, અને કામનાથી અનેક દોષ, જીવાત્મામાં ઉપજી આવે છે. (૪) **સ્નેહ**-દેહ, સગાં, સંબંધી ને માયાના પદાર્થોમાં પ્રીતિ, તેમને વહાલાં કરવાથી તેમાં સ્નેહની ગાંઠ બંધાવાથી, ઘણાક દોષો દાખલ થાય છે. સાધુઓને પણ સાધુતા ભૂલાવે છે. માયારૂપી, મોહરૂપી-સ્નેહને આશરીને, મોહ, હિંસા, નીચની સેવા, જીવવાની આશા, પક્ષપાત, અન્યાય, દેહબુદ્ધિ અને કામના વિગેરે અનેક દોષો રહેલા છે. (૫) **માન**-

એ સૌથી મોટો દોષ છે. તે દોષને આશરીને ક્રોધ રહેલો છે. અપમાન થયું, કે દેહાભિમાની પુરૂષને ક્રોધ ઉત્પન્ન થાય છે. તે ક્રોધથી દાન, તપ, વ્રત, યમ, નિયમનો નાશ થાય છે; અને અવિવેક, સતશાસ્ત્રમર્યાદાભંગ, આત્મહત્યા, પરહત્યા, ચર્ચામાં કુવચન, ઈર્ષા, બરોબરીયાપણું એ સર્વે દોષ જીવાત્મામાં ઉત્પન્ન થાય છે.

આ પ્રમાણે જડવાદી–પશુ જેવા, દેહાત્મ બુદ્ધિવાળા, આત્માનો નાશ કરનાર, આત્માને અસુર યોનિમાં નાંખી–દે છે. શાસ્ત્રવિધિને છોડી, નાસ્તિક બની, રજોગુણને તમોગુણ યુક્ત, ખાવું, પીવું, ખેલવું, ને સ્વાર્થ સિદ્ધ કરવો, એમ ગમે તેમ વર્તે છે. અનેકવાર નર્કનાં, જમ યાતનાનાં, તથા જન્મમરણ, લખ–ચોરાસીનાં દુઃખો ભોગવે છે, અને મહા દુઃખી થાય છે. તેઓનું જીવન વ્યર્થ છે.

દેહદર્શી મનુષ્યો, સર્વેને પોતાના જેવા જ સંસારી દેખે છે; સર્વેમાં દોષો દેખે છે. તેઓને પોતાની ભૂલો દેખાતી નથી, પોતાના દોષો સુજતા નથી, અને તેથીજ, પંડીત પુરાણી, તથા ભગવાનના ભક્તજનોમાં, દોષ પરડી તેમનાથી બેપરવાઇ રાખે છે. આથી કરીને તેમની શ્રાપીત બુદ્ધિ મટતી નથી, અને મહા દુઃખી થાય છે. આત્મહત્યારા ગણાય છે, અને પોતાના આત્માનો નાશ કરે છે. એટલે નીચ યોનિમાં ગતિ કરતા જ જાય છે. વૃક્ષ, કે રાક્ષસ, કે વ્યંડળના દેહને, કે પર્વત જેવા થઇને, મહા દુઃખી થાય છે.

માટે હે સુજ્ઞજનો ! જીવની લક્ષણા જાણી લેવી. આપણે સુખી થઇ, સુખી જીવન ગાળી શકીએ, ને પ્રભુને ઓળખી શકીએ તો જ સુખ શાંતિ છે. સુખ શું છે ? આપણા ગૃહ સંસારમાં જે સદાચારી ગૃહસ્થો છે, પાપાચારથી ડરીને ચાલે છે, તે સંસારમાં આનંદ ભોગવે છે. પરમાત્માને જે ઓળખી શકે છે, ને અનુભવમાં મુકી શકે-છે, તેજ અલૌકિક પરમાત્માનો આનંદ ભોગવી શકે છે. સર્વ જીવો સ્વભાવથી સુખ મેળવવા ઇચ્છા કરે છે, અને દુઃખનો વિયોગ કરવા ચાહે છે, પણ જ્યાં સુધી ધર્મનું આચરણ કરતો નથી, અને પાપથી ડરીને ચાલતો નથી, ત્યાં સુધી દુઃખ છુટનાર નથી ને સુખ મળનાર નથી.

॥ छिन्ने मूले वृक्षो नस्यति तथा पापे क्षीणे दुखं नश्यति ॥

જેમ ઝાડ કે છોડવાનું મૂળ કપાયાથી તે ઝાડનો નાશ થાયછે, તે પ્રમાણે જે જીવ પાપને છોડી દે છે, પાપ કરતો નથી, કોઇને દુભવતો નથી તે જીવનું દુઃખ નાશ પામે છે, ને સુખી થાય છે.

જે પુરૂષ, ચોરી કરે છે, વ્યભિચાર કરે છે, બીજાને મારે છે, તેને નર્કની પ્રાપ્તિ થાય છે. અટલે આપણા શરીરના ભાગોથી જે પાપ કરવામાં આવે છે, તે પાપીને વૃક્ષનો જન્મ ભગવાન આપે છે. જે પુરૂષ કુવચન બોલે છે, અસત્ય ભાષણ કરે છે, નિંદા કરે છે, ને વાણી વડે પાપ કરે-છે, તે પુરૂષનો જન્મ, પશુ-પક્ષીમાં થાય છે. જે પુરૂષ માનસીક ક્રિયાથી, એટલે મનથી ખોટા સંકલ્પ

કરે, અને ભુંડી ક્રિયા, દારૂ, માંસ, વ્યભિચાર વિગેરેમાં પ્રવર્તે, તેનો ચાંડાલને વિષે જન્મ થાય છે. જે પુરૂષ સત્પુરૂષના દ્રોહમાં ભળે છે, તે પુરૂષનો જીવ, પહાડ કે પર્વતના દેહને પામે છે.

પિપા પાપ ન કીજીએ, તો ધર્મ કિયા સો વાર
" જો કિસીકા લીયા નહિ, તો દીયા વાર હજાર "

માટે પાપ કર્મોથી ડરીને ચાલવું એજ શ્રેય છે.

દેહદર્શી—જીવાત્માઓમાં બીજો વર્ગ માનવજાતિનો છે.

(૨) માનવ જાત-પહેલા જડવાદી કરતાં ઉચ્ચ પદ ભોગવનાર-મનુષ્યોનો છે. તેવા જીવોમાં રજ, તમ, અને સત્વ ગુણોનું, મિશ્રિતપણે પ્રધાનપણું જણાય છે. રજોગુણને તમોગુણથી, તે ગુણોના વેગથી તેઓ કામભોગની ઇચ્છાઓને તાબે થાય છે ખરા, પણ વિચારને પામી, અનર્થ કરવામાં ભાગ લેતા નથી. અન્ય જીવોને પરમાર્થિક કાર્યોમાં મદદરૂપ થાય છે. દોષાધ્યાન તેમનામાં કંઈક અંશે રહેલું છે. સત્વગુણ મિશ્રિત કાર્ય હોવાથી તેઓ બુદ્ધિનો પ્રકાશ કરી શકે છે. રૂડા ગુણો કેળવી શકે છે, નિતિ, સદાચાર, અહિંસા, બ્રહ્મચર્ય, શમ, દમ, આર્જવ, ઇત્યાદિક આચરવાનું, તથા સેવવાનું, તેમનું કેન્દ્રસ્થાન હોય છે. આશાના પાશથી બંધાએલા છે, છતાં તેઓ સ્રી કે પુરૂષ-ગમે તે જાતિમાં, વર્ણમાં, અન્યાય પ્રપંચને સ્થાન આપતા નથી, અને બીજાના હિતને નુકશાન નહિ કરતાં, રૂડા ગુણોનું લાલન પાલન કરી, જનસમાજ-સેવા, તથા દેશ સેવા, મંદિરોની સેવા, ગુરૂ સેવા ઇત્યાદિક સદાચારો આચરી શકે છે.

**इन्द्रियार्थेषु वैराग्यम्, अनहंकार एवच**
**जन्म मृत्यु जरा व्याधि दुःख दोषानु दर्शनम् ॥**

દૈહિક સુખમાં, ઈદ્રિઓના અર્થોમાં, સંયમ પાળવા, ત્યાગ રાખવા, તથા અહંકાર ઓછો થાય તેમ વર્તવા, જન્મ, જરા, અને મૃત્યુના તાપનાં દુ:ખ, કેમ ઓછાં થાય, તેમ દોષોનું ફરી ફરી વિચારવાપણું, માનવ જાતમાં રહેલ છે, તેથી તેઓ માનવી કહેવાય છે. દૈવીગુણોનું જેમ બને તેમ સેવન કરે છે. દયા, પરોપકાર, દાન, દમ, યજ્ઞ, તપ, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, ભૂતોમાં દયા, સરળતા, લજ્જા, ચપળતા, તેજ, ક્ષમા, ધીરજ, શૌચ, અદ્રોહ વિગેરે ગુણોને જેમ બને તેમ આચરણમાં મુકી, જીવન પ્રકાશવાળું બનાવે છે. પુણ્ય કર્મવાળા બને છે; અને આત્માને ઉચ્ચપદ પ્રાપ્ત કરાવે છે. જે શાસ્ત્રવિધિના નિયમોને છોડીને પોતાને ગમે તેમ વર્તે છે, તે સિદ્ધિ પામતા નથી તો પછી આત્મસુખ, બ્રહ્મસુખ કે પરમગતિ ક્યાંથી હોય ?

દરેક માણસ જે જે ક્રિયા કરે છે, તે ગુણના વેગે કરીનેજ કરે છે; અને રજતમ તથા સત્વગુણો જે પ્રવર્તે છે, તેનું કારણ–જીવનાં પૂર્વ કર્મ, તે પ્રમાણે બુદ્ધિ–અને તે પ્રમાણે ક્રિયામાં પ્રવર્તાય છે. કર્મ પણ ત્રણ પ્રકારનાં છે. (૧) સંચિત, (૨) પ્રારબ્ધ ને (૩) ક્રિયમાણ. કર્મો વડેજ જીવનું સુખ દુ:ખનું ભોકતાપણું સમજવાનુ છે. કર્મો સંચિત

થઇ કારણ રૂપે જીવ–ચેતન સાથે સદા એકત્ર રહે છે. આ પ્રમાણે કાર્ય અને કારણ ભેદ તેણે કરીને જીવનું જન્મ મરણ ને શરીર ધારવાપણું છે. જેનું કારણ શરીર નાશ થાય, તે મનુષ્યનો કાર્ય રૂપે મળતો, ૨૪ તત્વનો માયાનો–જડ રૂપ દેહ, કારણ શરીર ભેગો નાશ પામે છે. બીજ ગયું તો પછી ઉગવાનું કેમ બને ?

જીવ માત્ર પંચ વિષયને આધારે જીવે છે, પણ વિષય વગર, તેના ભોગ વગર, ક્ષણ માત્ર પણ જીવ રહિ શકતો નથી. જેમ વૃક્ષ તેના મૂળ વડે લીલું રહે છે, એક મૂળ હોય, તો પણ લીલું રહે છે, તેમ જીવ વિષયથી છેટો રહે, ત્યાગ પાળે, વિષયને ન અડે, તો પણ વિષયનું ઐશ્વર્યનું, અંતરમાં ચિંતવન થાય છે, વિષયનું ચિંતવન સહજ હોય, તોપણ તે જન્મ મરણનો હેતુ બને છે. યોગી પુરૂષો સમાધિ કરે છે, ને ચિત્તને નિર્વાસનીક કરવા પ્રયત્ન કરે છે, તોપણ સમાધિમાંથી ઉઠે એટલે યોગીને વિષયનું ચિંતન કરાવી દેહરૂપ કરી મૂકે છે.

જ્યારે જીવ મોટા ભક્ત થકી ભગવાનના સ્વરૂપને ઓળખી, ભગવાનના સ્વરૂપનું ચિંતવન કરે, અને ઉપશમને પામે, ત્યારે ભગવાનની મૂર્તિના પ્રતાપે, ચિત્ત નિર્વાસનીકથાય છે, અને પંચ વિષય કે માયાનાં આવરણ તે તેને જન્મ મરણના હેતુ થતાં જ નથી એવો ભગવાનની મૂર્તિનો અલૌકિક પ્રતાપ છે.

જ્યારે જીવને જાગ્રત અવસ્થામાં અતિ સ્નેહે કરીને, ભગવાનની મૂર્તિ ( સાક્ષાત્ સ્વરૂપ ) ને વિષે લક્ષ્ય થાય,

ત્યારે પ્રથમ જાગ્રત અવસ્થાનો લય થાય છે, પશ્ચાત્, સ્વપ્ન ને સુષુપ્તિ અવસ્થાનો લય થાય છે. જ્યારે ચિંતવન કરતાં કરતાં સ્વપ્નમાં ભગવાનનિ મૂર્તિનો લક્ષ થાય છે, ત્યારે પ્રથમ સ્વપ્નનો લય થાય છે, પશ્ચાત્ જાગ્રત અને અને સુષુપ્તિનો લય થાય છે. જ્યારે ભગવાનનિ મૂર્તિનું ચિંતવન કરતે કરતે ઉપશમ દશાને જીવ પામે છે, ચિત્તનો નિરોધ થાય છે, ત્યારે પ્રથમ સુષુપ્તિ અવસ્થાનો લય થાય છે, પશ્ચાત્ જાગ્રતને સ્વપ્ન અવસ્થાનો લય થાય છે. અર્થાત્ પ્રતિલોમ વૃત્તિએ કરીને, ભગવાનની મૂત્તિમાં સ્થિર થએલ પુરૂષને માયા ને પંચવિષય ક્યારેય પણ જન્મ મરણના હેતુ થતા નથી. માટે ભગવાનનો આશરો કરવો, જેથી તેમના પ્રતાપથી, એક, બે, કે પાંચ જન્મે, માયાનું ક્ષેત્ર, અવિદ્યા, તેનો સમૂળો નાશ થાય, અને પરમ સુખનો આનંદ અનુભવાય-મહા સુખીઆ થઇ જવાય.

## (૪) આત્મદર્શી પુરૂષ.

આત્માને દેખવાવાળા, સત્તાપણે વર્તવાવાળા પુરૂષો ઘણા જ થોડા હોય છે. તેમાં બે વર્ગના ભક્તો માલુમ પડે છે.

(૧) પહેલો વર્ગ-ઉત્તમ પુરૂષોનો છે. તેઓ જીજ્ઞાસુ ને મુક્ત, ગણાય છે. વિષયી ને પામર, પુરૂષોનો આ વર્ગમાં સમાવેશ થતો નથી. જે ભકતો ભગવાનના સ્વરૂપના આગ્રહી છે તેવા વિજળી જેવા ને વડવાનળ અગ્નિ જેવા ઉત્તમ જ્ઞાની પુરૂષો જ આત્મદર્શી કહેવાય છે. જેની લક્ષણો અમે આપીએ છીએ.

( ૧ ) ઉત્તમ જ્ઞાની-મુક્ત પુરૂષની દૃષ્ટિ, તે બ્રહ્મદૃષ્ટિ છે. સૃષ્ટિની દૃષ્ટિ તેમની નથી. પંચ વિષયનું જીવન તેમનું ટળી ગયેલું છે, જેથી જ્યાં જ્યાં તે દૃષ્ટિ કરે છે, ત્યાં ત્યાં તે પરમાત્માને જ દેખી રહ્યા છે. ભગવાનની પેઠેજ તેઓ નિર્બંધ છે, છતાં પોતાનાં દૈવી ગુણો, જે દર્શાય છે, તે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ તથા સમર્થપણું, પ્રતાપ, વિગેરેને છુપાવીને સમર્થ થકા મનુષ્ય જેવા થઇ સર્વના સેવક થઈ વર્તે છે; છાકોટો દેખાડવાની, કે ભક્તિની કે રૂડા ગુણો વર્તે છે, તેની જરા પણ અહંવૃત્તિ તેમના જીવનમાં જણાતી નથી. સર્વથી નાના થઇ અનંત જીવોને પોતાના સંબંધે કરીને બ્રહ્મરૂપ કરી મૂકે છે, એવો અપાર પરોપકાર તેમની વૃત્તિમાં સદા રહેલો જ છે. વિષયમ, દેશકાળ, સંગ ઈત્યાદિકને જોગે કરીને પણ તેમની બુદ્ધિ ભેદાતી નથી. એટલે જ્યાં જેટલું ગ્રહણ કરવા યોગ્ય હોય તેટલું જ તેઓ ગ્રહણ કરે છે. બ્રહ્મ સ્વરૂપે વર્તે છે. ઇંદ્રિયો, મન ઈત્યાદિકને પોતાને વશ વર્તાવે છે, અને એજ તેમની મોટાઇ છે ને સાધુતા છે. એવા મોટાને જીવ શું ઓળખી શકે ? નજ ઓળખી શકે. જે જીવ ઓળખી શકે છે, તે જીવ અવિદ્યા રૂપી માયાને તરી જાય છે. આવિ સ્થિતિવાળો મુક્ત, આત્મા-પરમાત્મામાં, સ્થિર, મતિવાળો ગણાય છે.

## ( ૨ ) જીજ્ઞાસુ જ્ઞાની પુરૂષની લક્ષણા.

ઉંચી ગતિમાં ધર્મને માર્ગે ચાલનાર, આત્મામાં સ્થિર મતિવાળો પુરુષ કહેવાય છે.

(૧) મન, દેહ, હું નથી ઇંદ્રિયોને નિયમમાં કરે છે.

(૨) પ્રિયને વિયોગે દુઃખી નથી. પ્રિય મળ્યે છતે નિસ્પૃહી રહે છે.

(૩) શુભ દેખી રાજી ન થાય. અશુભ કહેતાં દુઃખ દેખી કલેશ ન પામે.

(૪) સુખ–દુઃખ, માન–અપમાન સમ છે, ને મનને ભગવાનને વિષે સ્થાપન કરે છે. ને બુદ્ધિને ભગવાનને વિષે ઠેરવે છે. સંપત્તિને વિષે તૃષ્ણા નથી. દુઃખે દુઃખાતો નથી ચિત્તમાંથી રાગ, ભય, ને ક્રોધ ગયાં છે. ભોગને ભોગવતો થકો નિર્ભય રહે છે. ઇદ્રિયોને નિયમમાં કરે છે. આત્માને વિષે જેને સ્થિતિ થઈ છે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય–છે. ને જીવનમુકત કહેવાય છે. કાચબાની પેઠે પોતાનાં અંગ સંકોચી લે છે. તે દશે ઈંદ્રિયો, અંતઃકરણના જે જે ગુણો પ્રવર્ત્યા હોય તેને દબાવીને ભગવાન સન્મુખ વર્તે છે. એવા પુરુષ વહાલાને વિયોગે દુઃખી નથી દુઃખ આપનાર પદાર્થના યોગે કરી દુઃખી નથી, એટલે દેહના જોગે કરી, જે ગુણ પ્રવર્તે તેમાં આનંદ તથા દુઃખ માનતો નથી. એટલે સુખ–દુઃખ, હાણ–વૃદ્ધિ, ખોટ–લાભ, વિગેરેમાં સમાનતા–સમદૃષ્ટિ રહે છે, એવા જીવન મુક્તની ધીરજ ડગતી નથી. આ દુનિયાના તરંગોમાં આવતાં સુખ દુઃખને આનંદથી ભોગવે છે. જ્યાં વિષય દીઠા કે તે તરફ ઈંદ્રિયો ગોચર થાય, પરંતુ પોતાના કાર્યમાં સાવધ હોવાથી તેનું નામ રૂપ યથાર્થ જાણીને તે વિષયમાં જતાં ઇંદ્રિયોને વાળે છે. એટલે જીવન મુક્તમાં ભેદ દૃષ્ટિ રહે છે તે દ્રષ્ટિના પણ ત્રણ પ્રકાર છે.

(૧) ગુણની દૃષ્ટિ–એટલે સારા નરસાપણું, જ્યેષ્ઠ–કનિષ્ઠપણાનો ભાવ રહ્યા કરે છે.

(૨) કૃત્યદૃષ્ટિ એટલે–ધર્મ, જ્ઞાન, વૈરાગ્યાદિક, શુભ ગુણો રાખવાપણું, પાળવાપણું ને પંચ વર્તમાને યુકત વર્તવાપણું, અને સર્વ સાધનને અમલમાં મુકવાપણું.

(૩) અહંપણું–સારાગુણો, ધર્મ ભકિત, વૈરાગ્યાદિક સત્વાદિક ગુણોનું અહંપણું, એને વિષે પોતાપણું માનવાનું અને હું ભકિત કરૂં છું એવી રીતે કંઇક અહંપણાનો ભાવ, જેની ભાવનામાં રહેવાપણું, તથા મૂર્તિ આદિક પ્રતિમાઓને વિષે, તથા કલ્યાણકારી ગુણોને વિષે, અધિકપણું મનાય છે; અને પ્રગટ સ્વરૂપ, ને મોટા ભકતમાં ગૌણપણું આવી જાય છે. સત્તાપણે રહે છે. ઇંદ્રિયોને કાબુમ રાખે છે. ભગવાનમાં વૃત્તિ રાખે છે, અને દેહ જુદો ખડખડે છે. તરવારને મ્યાનની પેઠે, દેહ જુદો જણાય છે. સુકા ગોટલામાં ગોટલી ખડખડે છે, તેમ દેહના ભાવને સમજે છે. શમદમાદિક ગુણો, પરોપકાર વિગેરે ગુણોમાં અધિકપણું રહે છે. સારાપણાનું અભિમાન રહે છે. એ દૃષ્ટિથી જીવનમુકત વૃત્તિને ભગવાનનાં ચરણાર્વિંદમાં રાખે છે. જે ઇંદ્રિયો વિષયનું ધ્યાન કરવા બેસે તે ઇંદ્રિયોને વિષયથી રોકે, આંખને રૂપથી, નાકને ગંધથી, એટલે આહાર તેને ન મળે તેથી આંખ વિષયનો અનુભવ ન કરે, આહાર ન મળે તેથી દેહનાં વિષય નિવૃત્ત થાય છે; પણ તે તે વિષયના ભાવ–રાગ, મનની લાલસા, તે કાંઇ મટી જતી નથી. લાડુ ન લીએ પણ તેનો લીધેલ સ્વાદ સ્મરણ થાય, તે પરથી મન થાય. આંખ બંધ કરવાથી એ રાગ જતો નથી. એટલે

ધ્યાન કરનાર બહારના વિષયોથી ઇંદ્રિયોને રોકી શકે પણ ભીતરનો રાગ ટાળી શકતો નથી. એ દેહવાળા—જીવનો રાગ તો જ્યારે તે પ્રકૃતિથી પર એવો આત્મા તેનો સાક્ષાત્કાર કરે ત્યારે જાય. તે સાક્ષાત્કાર થવાથી વિષયનો રાગ બરાબર છુટી જાય છે. જીવન મુકત—સાધન દશાવાળા, સાધનને બળે તપ, ત્યાગ, વૃત, દાનાદિકે કરીને, સત્તાપણે વર્તે છે, ને માયારૂપી વરસાદે ઓલાતા નથી; પણ દેશકાળે લેવાય છે ખરા. સંકલ્પ સમાવે છે, ને ઇંદ્રિયોની વૃત્તિ વિષયમાં પ્રવેશ કરે, તો તેને પાછી વાળી શકે છે; અને સત્તાપણે વર્તવામાં કાંઇ વિક્ષેપ થાય તો અંતઃકરણમાં દાઝ થાય, ને દેહ રૂપે વર્તાઈ જવાય તો ઘણી દાઝ થાય છે.

જીવાત્માને ઉંચી ગતિમાં મુકવો, આ લોકમાંથી દેવ-લોકમાં જવું, વૈભવ ભોગવવા, એ પણ એક જાતનું કલ્યાણ છે. દેવ કોટિમાંથી ઈશ્વર કોટિમાં જવું, એ પણ એક જાતનું કલ્યાણ છે. પરંતુ આત્યંતિક કલ્યાણની સમજણ જુદી છે. જે સમજણથી જીવાત્મા માયાનાં સઘળાં તત્વ, તથા તેના ગુણના રાગમાં ન લેવાય. વૃતિ કોઈ પણ તત્વના રાગમાં લોભાય નહિ. આઠ આવરણનો પાર પામી શકાય. પ્રકૃતિના કોઇ કાર્યમાં રાગ વર્તે નહિ. સર્વેને વિષે અનાશક્તિ થઈ જાય. ભગ-વાન ને ભગવાનના ભક્તને વિષે દ્દઢ પ્રીતિ થાય. મોટપને સારપ ભગવાનમાં જ મનાય. દેહનો સદા અનાદર વર્તે. સુખદુઃખમાં લેવાય નહિ ને ગમે તેમ દેહ વર્તાવે એવું નિર્વાસનિકપણું પ્રાપ્ત કરી, દ્દઢ પ્રીતિએ કરી ભગવાનમાં જોડાય છે. ભગવાનને આકારે વર્તે છે. અને એજ મોક્ષની રીતિ છે. ભગવાનની દૃષ્ટિને પામવું એજ પરમ કલ્યાણ છે.

આ સંસારમાં સર્વે જીવ પ્રાણી માત્રને સારૂં એ વહાલું લાગે છે અને અનાદિકાળથી ખોટાનો ત્યાગ કરે-છે. રાજાથી રંક સુધી, દેવ કોટિ, દેવ, દાનવ વિગેરે કલ્યાણના જ ભુખ્યા છે ને શ્રેય ઇચ્છી રહ્યા છે. પરંતુ શ્રેય થવું એ દરેકના સંસ્કાર ઉપર આધાર રાખે છે. આપણે ધર્મ પ્રમાણે રહીશું, નીતિના નિયમો પાળીશું, સદાચાર પ્રમાણે વર્તીશું, તો આપણે સુખ મેળવી શકીશું, અને આપણું શ્રેય કરી શકીશું. સત્સંગ કરવો, સારી સોબત કરવી, કુસંગનો ત્યાગ કરવો, અને વ્યસની, વ્યભિચારી, પુરૂષોનો સંગ કયારેય ન કરવો. માણસ કુસંગથી ભુંડા સંસ્કારને પ્રાપ્ત થાય છે. દુનિયાની દરેક વસ્તુના ગુણ તથા રૂપ જુદાં જુદાં છે; અને દરેક વસ્તુનું ગ્રહણ કરવાથી તેના ગુણ આપણા અંતઃકરણમાં સ્ફુરે છે. સારા પદાર્થના સંસ્કાર સારા થાય છે, બુદ્ધિ નિર્મળ થાય છે અને ભુંડા પદાર્થના જોગે સંસ્કાર ભુંડા થાય છે, ને બુદ્ધિ ભ્રષ્ટ થાય છે. તે પ્રમાણે ક્રિયમાણ થયાં જાય છે; ને સંસ્કારને અનુસરીને શ્રેય તથા અશ્રેય થાય છે.

કુસંગીની ટોળી દારૂ તથા ભાંગના શીશા પીતી હોય, ગમે તેવા શબ્દ બોલતી હોય, ત્યાં ગમે તેવા પુરૂષ જાય, તો તેને તેવાજ સંસ્કાર લાગે છે; ને તેના વિચારમાં ફેર પડી જાય છે. ભુંડો સંગ ભુંડી ગતિજ કરાવે છે. ક્રિયમાણ ભુડાં કરાવે છે, ને જનસમાજને ભુંડી ગતિમાં નાખે છે. જીવનો સહજ સ્વભાવ એવો છે કે, માયાના પંચવિષય તરફ પહેલી દૃષ્ટિ કરે છે, અને મન અનેક ભોગના તથા પદાર્થના ભાવમાં જીવને ગુંચવી નાખે છે. જેથી દુનિયાના

વહેવારમાં જીવ વહેલો પ્રવર્તે છે, અને સાધુ સંતના સમાગમ તરફ તથા સત્સંગ કરવા તરફ તેની વૃત્તિ મોળી રહે છે. આ કારણથી જીવ સારા સંસ્કારને પ્રાપ્ત કરી શકતો નથી. હજારો મનુષ્યો નાટક–ચેટકમાં તથા રાગ–રાગણીમાં તથા વૈભવ–વિલાસમાં પડેલા માલમ પડે છે. અનેક પ્રકારના શબ્દો સાંભળે છે, ને તેના ગુણ અંતઃકરણમાં પ્રવર્તે છે, અનેક પ્રકારનાં રૂપ અને તેના ગુણ જોયા કરે છે. મોહ વશ થાય છે તેથી દુઃખને ભોગવે છે તો પણ દુઃખમાંથી તેની વૃત્તિ ક્યારેય પાછી વળતી નથી. કારણ કે દુઃખના ડુંગર તથા દાવાનળ જેવા દુઃખમાં પણ તે સુખનો માર્ગ જોઈ રહે છે. રંકથી માંડીને મોટા રાજા સુધી દરેક મનુષ્ય જાણે છે કે ભગવાનનું સુખ અપાર છે. ભગવાનને સુખના સિંધુ જાણે છે તોપણ જીવની વૃત્તિ ભગવાન તરફ થતી નથી, અને ભગવાનમાં ચિત્ત ચોટતું નથી. કારણ કે બ્રહ્મ, અને પરબ્રહ્મ, એ અગમ્ય છે દેખી શકાતાં નથી. તેમ અનુભવમાં તેમનું સુખ આવી શકે તેમ નથી. વહેવારની ચાલતી વસ્તુઓ દેખાય છે. તેના ગુણ જણાય છે; અને વહેવાર ચલાવવાને માટે દરેક જીવ પ્રાણી વસ્તુભોગને માટે સતત પ્રયત્ન કરે છે. અને આખી જીંદગી તેમાં હોમી દે છે. પણ સુખ પ્રાપ્ત કરી શકતો નથી અને ક્યારેય સંતોષને પામતો નથી. થોડું મળ્યે વધારેને માટે પ્રવૃતિના માર્ગમાં ફર્યા કરે છે, પણ તૃષ્ણા ક્યારેય તૃપ્ત થતી નથી. પરમાત્માનું સુખ અપાર છે. તે તરફ દૃષ્ટિ થઈ નથી. સમાગમ હાથ આવ્યો નથી. જો સાચા સંતનો સમાગમ મળે તો સત્યાસત્ય વસ્તુનું ભાન કરાવે છે. જગતના સર્વ પદાર્થ કાળનું ભક્ષણ છે. સર્વે

રૂપ અરૂપપણાને પામે છે; અને સર્વે પદાર્થ ઉપાધિવાળા દેખાય છે. સમાગમથી–રૂડા સાધુના સંગથી ભગવાન તરફ પ્રીતિ થાય છે, અને જગતના પદાર્થ તરફ ભાવના મોળી થતી જાય છે. આત્મામાં જેમ જેમ સુખ આવતું જાય છે, તેમ તેમ માયાના સઘળા કાર્યને વિષે અરૂચી થતી જાય છે, ને જીવાત્મા કલ્યાણના માર્ગમાં જતો જાય છે. કપિલ–દેવ ભગવાને દેવહુતિ પ્રત્યે કહ્યું છે જે

**प्रसंग मजरं पाश मात्मनः कवयोविदुः सएव साधुषु कृतो मोक्ष द्वारमपा वृत्तम् ॥**

આ જીવને દેહ અને દેહના સંબંધીને વિષે દૃઢ પ્રસંગ છે તેવોને તેવોજ પ્રસંગ ભગવાનના એકાંતિક સાધુને વિષે થાય તો, એ જીવને મોક્ષનું દ્વાર ઉઘાડું થાય છે; અને ભાગવત ધર્મનું પોષણ પણ એવા ભગવાનના એકાંતિક સાધુના પ્રસંગ થકીજ થાય છે.

માણુસની શ્રાપિત બુદ્ધિ મટે છે. બુદ્ધિ શુદ્ધ થાય–છે. નવા સંસ્કાર ઉદય થાય છે. અને તેમનાં ભુંડાં પ્રારબ્ધ ફરી જઈ રૂડાં પ્રારબ્ધ થાય છે. મોટાનો સમાગમ અનેક ખોટો ટાળે છે. અને અભયપદ આપે છે.

## શ્રેય સંસ્કાર પ્રમાણે અનેક પ્રકારનાં છે.

નીતિવાન પુરૂષો નીતિને રસ્તે ચાલી સારાં કર્મ કરે–છે. પોતાનું વર્તન સુધારે છે. પોતાના ચારિત્ર બળ વડે સુખી જીંદગી ભોગવે છે; અને આત્માને ઉંચી ગતિમાં મુકતા જાય છે. પોતાના આ યોગ બળેકરીને બીજા જન્મમાં

તેથી આત્માને શમ દમાદિક રૂડા ગુણોમાં પ્રવર્તાવે છે. એ પ્રમાણે આત્માનું શ્રેય કરતો, અનેક જન્મે સિદ્ધ દશાને પામે છે. ભગવાન પણ તેની સહાયમાં રહે છે. તેના સંસ્કારના યોગ બળે સાધુનો સમાગમ પણ મેળવી આપે છે.

બીજો વર્ગ ભગવાનને માનનારો ભગવાનની નિષ્ટામાં પ્રવર્તેલો છે. આવા પુરૂષો, ધર્મ નિયમમાં રહે છે. સંપ્રદાય–ના ધોરણ પ્રમાણે વર્તે છે. દેવ દર્શન કરવાં, મંદિરમાં જવું, લીંપવું, ગુંપવું, મંદિરોને અર્થે જે સેવા બને તે કરવી, એ તેમનો મુખ્ય ધર્મ છે. આ વર્ગમાં ઘણાં બાઇ ભાઇ સમાએલાં છે. લાખો માણસ આ પ્રમાણે ભજન ભકિત તથા સેવા કરે છે. અને વહેવાર પણ ચલાવ્યાં જાય છે. નહાવું, ધોવું, વીગેરે તમામ ક્રિયા આશ્રમ પ્રમાણે કરે છે. પુસ્તકો વાંચે છે. કથા સાંભળે છે. સામાન્ય સમાગમ કરે છે. વાસના ટાળવાના ઉપાય કરે છે. પરંતુ વાસના ટળી શકતી નથી. અનેક લાલસાઓમાં લેવાય છે. માયાના ત્રણ ગુણના રાગમાં–કામ, ક્રોધ, મોહ, ને ઈર્ષાએ કરીને વિક્ષેપને પામે છે. મનમાં બહુ બળે છે, અને દુઃખી થઈ ભગવાનની દરરોજ પ્રાર્થના કર્યા કરે છે.

વાસના પ્રમાણે ફરી દેહને ધરે છે. પાછા દેવલોકમાં જાય છે. પુણ્ય ભોગવે છે, ફરી જન્મ ધરે છે. એમ અનેક વાર જન્મ મરણને પામે છે. પણ જ્યારે ત્યારે મોટા પરમ ભાગવત સંતનો આશરો થાય, ત્યારે સર્વ રાગને ટાળી શકે છે; ભગવાનના કલ્યાણકારી ગુણ મેળવી શકે છે; અને આત્યંતિક કલ્યાણને પામે છે.

ત્રીજો વર્ગ વૃત કરનારો છે. ઇંદ્રિયો કબજે કરવી, મનને વશ કરવા, વૃતં કરવાં, સર્વ નિયમો દ્દઢ પાળવા, કિર્તન બોલવાં, કથા કરવી, તથા માળા ફેરવવાના નિયમને ધારવું, ચાંદ્રાયણ વૃત કરવાં, આવા અનેક યોગના નિયમો પાળી, ધર્મ પરાયણ વર્તનાર જગતના પદાર્થથી તથા વિષયથી છેટા રહે છે. પરંતુ મનના તથા ચિતના સંકલ્પો જેવાને તેવાજ દોડયા કરે છે. કોઇ મોહ વશ થાય છે. કોઈ કામને તો કોઈ માનને વશ થાય છે. એમ અનેક દોષોથી આવા યોગ સિદ્ધ મનુષ્યો વિક્ષેપને પામે છે; અને ગુણના વેગે કરીને મન તેમના આત્માને દુ:ખી કરી મુકે છે. પણ મન જીતી શકાતું નથી. ભગવાનને પ્રાર્થના કરે છે, અને પ્રાયશ્ચિત કર્યા કરે છે, યોગ સિદ્ધ કરતાં કરતાં મનને સ્થિર કરવાને માટે ઘણા જન્મ ધરે છે. તે પછી મોટા સંતનો આશરો થાય ત્યારે સમજણની દ્દઢતા કરે છે. અને ઉપાસના સિદ્ધ કરી ભગવાનને પામે છે. દ્દઢ આશરો કર્યા વગર અનાશકિતરૂપ જે સનાતન વૈરાગ્ય તેને પામતા નથી.

ચોથો વર્ગ ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ને ભક્તિ, એ ચાર સાધન સિદ્ધ કરવાવાળો, એકાંતિક ધર્મને રસ્તે ચાલનારો છે. તેમાં કોઇને ધર્મ નિષ્ટા પ્રધાન વર્તે છે. ધર્મમાં સેવાનું અંગ મુખ્ય રહે છે. ભગવાનના ચરિત્રોની કથા સાંભળે છે; ને સેવા પરાયણ વર્તે છે. જ્ઞાન પણ સિદ્ધ કરતા જાય છે. સર્વ રૂડા ગુણો પ્રાપ્ત કરવા માટે, કથા, વાર્તા, ભજન, ભક્તિ, કર્યાં કરે છે. પરંતુ મોટા ગુરૂ સાથે અંતરાય રહેલો હોવાથી

સમજણની ઘણા પ્રકારની કસર માલમ પડે છે. સાધનને બળે સુખીયા રહે છે. કૃતાર્થ પણું માને છે. પરંતુ ભગવાનના સ્વરૂપમાં અખંડ વૃત્તિ રહેતી નથી. મન અનેક સંકલ્પોમાં જોડાય છે. કદાપિ મંદિરોની સેવા કરવાના નિર્ગુણ સંકલ્પો થાય છે, પણ જ્ઞાનના, સમજણના, તથા ઉપાસના સિદ્ધ કરવાના, સંકલ્પ થાતા નથી. જેથી પુરૂષોત્તમપણાની દૃષ્ટિને પામી શકતા નથી.

જીવ માયાને તરે ને પરમ કલ્યાણને પામે તેને માટે ભગવાન તથા ભગવાનની સાક્ષાત્ સ્થિતિવાળા એકાંતિક સાધુ તેનું મહાત્મ્ય સમજે તેના ચરિત્ર ગાય, સુણે, ને સાંભળે, એવી મહાત્મ્યે સહિત ભકિતએ કરીને જે ભકત વર્તે છે તેને કલ્યાણના માર્ગમાં સમજવું કાંઇ બાકી રહ્યું નથી. મોટા સાધુની અનુવૃત્તિ રાખે તેમનામાં વિશ્વાસ લાવે અને તેમનાં ચરિત્રોને નિર્દોષ સમજે તેવો ભકત પરમ કલ્યાણને પામી રહ્યો છે, ને માયાને તરી રહ્યો છે. આ વાર્તા, એક વાર કહ્યે સમજો અથવા લાખવાર કહ્યે સમજો, આજ સમજો, અથવા લાખ વર્ષ કેડે સમજો, પણ એ વાત સમજે જ છુટકો છે. નારદ, શુકજી, એ સર્વેએ ભગવાનના પ્રત્યક્ષ સંત તેને જ કલ્યાણના દાતા બતાવ્યા છે.

વેદ પુરાણને દરેક શાસ્ત્રમાં એમ બતાવ્યું છે કે, ભગવાનના મોટા સંત એજ કલ્યાણના આપનારા છે, ને ભગવાનને પમાડનારા છે. એ સંત મોટા મોટા ઈશ્વરને તથા મોટા મોટા દેવતાઓને પણ દુર્લભ છે. એવા સંતની પ્રાપ્તિ થઇ ત્યારે એ મુમુક્ષુને એથી ઉપરાંત બીજું કોઇ કલ્યાણ

નથી. એજ પરમ કલ્યાણ છે. અને મોટા સંતની સેવા તો બહુ મોટા પુન્યવાળાને મળે છે. માટે ભગવાનના સંત સાથે તો દૃઢ હેત રાખવું. તેમની સેવામાં ધન, ધામ, કુટુંબ, પરિવાર, એ સર્વેને જોડી દે તથા તેમનાથી બીજું કાંઇ વહાલું રાખે નહિ, એવા જે ભક્ત તેના સર્વે વિકાર માત્ર ટળી જાય છે, અને ભગવાનના અક્ષર ધામને પામે છે. પણ એને ભગવાન બીજે રહેવા દેતા નથી. પોતાના સમીપ પણાને પમાડે છે લોયા. ૭ વર. ૧૦–૧૧.

દાસપણું, પ્રીતિ, ને સમજણ, એ અંગની પુષ્ટિ મોટા સંતથીજ થાય છે. અને એ અંગસિદ્ધ કરાવનાર પણ સિદ્ધ પુરૂષજ છે. જીવ સર્વે ક્રિયા ઇંદ્રિયો દ્વારે કરે છે. ઇંદ્રિયોને વશ કરનાર, તથા ઇંદ્રિઓને વર્તાવનાર મન છે. મન ગુણના તથા રાગના વેગે કરીને જીવને દીન બનાવી મુકે છે. મન કહે છે તેમ કરે છે, એવો આ જીવનો સ્વભાવ છે. પણ જો એનો જીવ અતિશે બળને પામ્યો હોય, તો તેના અંતઃકરણની વૃત્તિ એજ જીવની વૃતિ થાય છે. પછી ઇંદ્રિયોમાં જે જે ક્રિયા થાય છે તથા અંતઃકરણમાં જે જે ભાવ ઉપજે છે, તે સવેનું જાણપણું જીવને રહ્યા કરે છે. અને ઇંદ્રિયો. અંતઃકરણને જ્યાં ઘટિત હોય ત્યાં તેટલું વર્તવા દે ને ઘટિત ન હોય ત્યાં ઇંદ્રિયો, અંતઃકરણનું ન ચાલવા દે. જેનો જીવ અતિશે બળને પામ્યો હોય તેને તો ભુડું સ્વપ્ન પણ આવે નહિ. મનની વૃત્તિ એજ જીવની વૃત્તિ એમ નિરંતર વર્ત્યા કરે. માટે જીવ બળીયો થાય, સારા સંસ્કારને પામે, એવો ઉપાય કરવો. જીવને સત્તાપણે રહેવું,

પણ ઇંદ્રિયો અંતઃકરણ ભેળું ભળવું નહિ. એવી રીતે સત્તારૂપે રહેતાં થકાં એનો જીવ બળને પામે છે. અને એથી પણ બળ પામવાનો એક અતિશે મોટો ઉપાય છે. ભગવાનને ભગવાનના જે સંત તેને વિષે પ્રીતિ હોય, ને તેની સેવાને વિષે અતિશે શ્રદ્ધા હોય, ને ભગવાનની નવધા ભક્તિએ યુક્ત હોય, તેના જીવને તો તત્કાળ અતિશે બળ આવેછે. માટે જીવને બળ પામવાને અર્થે ભગવાનને ભગવાનના ભક્તની સેવા બરોબર બીજો કોઇ ઉપાય નથી.

જ્યારે જીવને અંત સમો આવે છે ત્યારે અનંત પ્રકારની આધિને વ્યાધિ પ્રગટ થઈ આવે છે. પણ ભગવાનને ભગવાનના સંતનું દર્શન થાય છે, ત્યારે સર્વે દુઃખનો નાશ થઈ જાય છે. અને જીવનું પરમ કલ્યાણ થાય છે. પંચ મહાપાપના કરનારાનો કોઇ દિવસ છુટકો થાય છે પણ ભગવાનના ભક્તના દ્રોહના કરનારાનો કોઈ દિવસ છુટકો થતો નથી.

એટલા માટે ભક્તિ માર્ગમાં પ્રવર્તેલા ભક્તોને તથા સર્વેને ખાસ ધ્યાનમાં રાખવું કે જાણે અજાણે પણ ભગવાનના ભક્તનો અપરાધ ન થાય. આપણાથી આ વિશ્વારણ્યમાં, સંસાર સમુદ્ર તરવાને માટે જેટલું કર્તવ્ય પરાયણ રહેવાય તેટલું રહેવું, પણ નાનાથી મોટા જીવને કદી પણ દુભવવો નહિ. આપણી ભૂલો જોવી, પણ સામાની ભૂલો તો જોવી જ નહિ. દોષ દૃષ્ટિમાં જ હાનિ છે. તે જીવનો અવનતિનો માર્ગ છે. ગુણ ગ્રાહી થાવું. જેમાંથી જે ગુણ મળે, તે ગ્રહણ કરવો. જેમ દત્તાત્રેયે, પૃથ્વી, જળ, તથા દરેક વસ્તુમાંથી ગુણ જ લીધો છે; ને ક્ષમા, ધૈર્ય, શાંતિ, શમ,

દમ, વિગેરે આચરી પોતે ગુરૂ તરીકે હાલ કહેવાયા છે. જીવને તરવાનો પણ એજ શ્રેષ્ઠ ઉપાય છે.

ખાસ ધ્યાનમાં રાખવાનું કે જીવના રાગની અનેક ગ્રંથીઓ, જેવી કે-કર્મગ્રંથી, મૈથુનગ્રંથી, અહંને મમત્વગ્રંથી, ઈચ્છાગ્રંથી, એ આદિક અનેક અવિદ્યારૂપી ગાંઠો કપાઇ જાય છે, ને જીવાત્મા શુદ્ધ સ્વરૂપ બને છે. તેના શંશય છેદાઈ જાય છે. વિત્ત, લોક, ને દેશ, ઈષ્ણા પણ નાશ પામે છે, ત્યારે જ તે ભગવાનના સ્વરૂપને સાક્ષીમાં દેખે-છે. આ સ્થિતિ ન થાય, ત્યાં સુધી તેને શીર સંસાર સમુદ્રમાં જન્મ ને મરણ ભોગવવું પડે છે. એ સિદ્ધાંત છે.

" જ્ઞાન પણ ૪ પ્રકારના છે" (૧) સત્વજ્ઞાન, (૨) આત્મામાં તમ મિશ્રિત જ્ઞાન (થ) ત્રીજુ આત્મામાં રજમિશ્રિતજ્ઞાન, (૪) ચોથું ગુણાતીત જ્ઞાન. એ ચારે પ્રકારનાં જ્ઞાનને જે સમજે છે, તે ગુણાતીત થાય છે.

(૧) જીવાત્મામાં-સાત્વિકગુણ પ્રધાન હોય, તો સત્વ ગુણોને સેવી, સાત્વિક જ્ઞાન બળે, સત્તાપણે વર્તી શકે છે. સર્વે ધર્મનાં અંગ દયા, સત્ય, શૌચ, ક્ષમા, શાંતિ, અહિંસા, બ્રહ્મચર્ય, પરોપરોર, આત્મજ્ઞાન, ઇત્યાદિક આચરી શકે છે. જીવ બળને પામે છે, ને જીવનમુક્તપણે-સત્તાપણે વર્તી શકે છે. (૨) જીવાત્મા તમોગુણ મિશ્રિત હોય, ત્યારે પ્રમાદ, મોહ, ને અંધતમ વર્તે છે, તેથી તામસીજ્ઞાન કહેતાં અજ્ઞાનને આધારે, ન થાય તેવાં પાપ કર્મો આચરેછે, દુરાચાર, વ્યભિચાર, ને લંપટપણું, પ્રાપ્ત થાય છે. (૩) જીવા-

ત્મા રજ મિશ્રિત જ્ઞાને યુકત હોય છે, ત્યારે રજોગુણથી લોભી, ઇંદ્રિયારામને અર્થારામ બની જાય છે. સકામભાવ પ્રધાન રહે છે ને ઇચ્છા તૃપ્ત થવા માટે જ ભગવાનને આરાધે છે. (૪) આ ત્રણે પ્રકારથી ગુણાતીત જ્ઞાન નિરાળું છે. અને તે જ્ઞાન ઉપરનું સાત્વિકજ્ઞાન, આત્મ સત્તા ધારણ કરવાથી પણ પ્રાપ્ત થતું નથી. તે બ્રહ્મ વિદ્યા તો બ્રહ્મસંગી સત્પુરૂષ થકી જ મેળવાય છે.

પણ શાસ્ત્ર વાંચવાથી, તથા અનુભવથી, તથા શબ્દ માત્રના અર્થ જાણવાથી; તથા કંઠે કરવાથી, પ્રાપ્ત થઇ શકતું જ નથા, એમ શાસ્ત્રમાં જણાવેલું છે.

**॥ अथ तश्चास्य स्वरुपेषु भेदोज्ञेयोन सर्वथा ॥**

બ્રહ્મ વિદ્યાના ભોમિયા, સાચા સંત સુજાણ.
દેવાનંદ કહે હરિદાસમાં પિવો અમૃત રસપાન.
સેવો સાચા હરિ સંતને.

બ્રહ્મ વિદ્યા પ્રાપ્ત કરેલ ભકત, ભગવાનના સ્વરૂપને અંગો અંગમાં ધારીને બ્રહ્મ સ્વરૂપે વર્તે છે. માટે તે ભકતનું સ્વરૂપ પણ શુદ્ધ બ્રહ્મ છે, અને શ્રી હરિ સાથે તેમનું અભેદપણું છે. જેથી તે ગુણાતીત કરે છે. ત્રણે જ્ઞાનથી પર પરમાત્માનું સ્વરૂપ હોવાથી તે પ્રાપ્ત કરાવે છે. એ સિદ્ધાંત વાર્તા છે.

## જીવાત્માને રમવાની ત્રણ અવસ્થા.

આ સંસાર સમુદ્રને વિષે જન્મેલા જીવો પોત પોતાના પ્રારબ્ધ અનુસારે દેહની પ્રાપ્તી મેળવે છે. પ્રલયકાળે કારણ શરીરે યુકત થકા સર્વે જીવો માયાને વિષે લીન

હતા. તે ઉત્પત્તિ કાળે કારણ અવસ્થામાંથી, કાર્યાવસ્થામાં સ્થૂળ, સૂક્ષ્મ દેહને પામીને દેવ, મનુષ્ય, પશુ, પક્ષિ આદિક અનેક રૂપે પ્રગટ થાતા હવા. માયાને વિષે કારણ શરીર યુકત રહ્યા એવા જે અનંત જીવો તે ઉત્પત્તિ કાળને વિષે કર્મફળપ્રદાતા એવા જે બ્રહ્મમૂર્તિ–પરમાત્મા, તેની દૃષ્ટિને પામીને, પોત પોતાના કર્મને અનુસારે નાના પ્રકારના દેહને પામે છે. ત્રણ દેહ–સ્થૂળ, સૂક્ષ્મ, ને કારણ, તેને ધારણ કરી જીવાત્મા, બાલ્યાવસ્થા, યુવાવસ્થા, ને જરા અવસ્થાને, ભોગવે–છે. સર્ગ તથા વિસર્ગ રૂપી નવ અવસ્થા જીવાત્મા અનુભવેછે.

(૧) ઉત્પત્તિના ૩ સર્ગ–પુરુષને સ્ત્રી–માયા, તેમના સંયોગથી વિર્યના બિંદુમાંથી, પેશીરૂપે ગર્ભનું ઉત્પત્ર થવું. (૨) તે ગર્ભની સ્થિતિ થવી ને હાથ, પગ, અવયવ, તમામ ભાગ બાળકરૂપે સ્થિતિને પામવા, (૩) પૂર્ણ અવસ્થા થએ, પૂરેમાસે પ્રસવ થવો. આ પ્રમાણે બાળક ઉત્પન્ન થાય, તે પછી સ્થિતિના ૩ સર્ગ, દેહ છોડવો, તે પછી સર્વે ચોવીસ તત્વ, માયાના ક્ષેત્રમાં મળી જાય છે. અને છેવટના પ્રલયમાં જીવાત્મા, કારણ શરીરે યુકત થકો માયા–મૂળપ્રકૃત્તિને વિષે લીન થાય છે.

કારણ શરીર એજ જીવની માયા છે. કારણ શરીરમાંજ સ્થુળ, સૂક્ષ્મ દેહ, બીજ રૂપે કરીને રહેલા છે. કારણ શરીરરૂપી માયા છે તે અવિદ્યાત્મક છે, વજ્ર સાર જેવી છે, તે કોઇ રીતે જીવથી જુદ્દી પડતી નથી, તે અનાદિ જીવને વળગેલી છે. સંચિત કર્મે યુકત છે. જેમ પૃથ્વીને અને ગંધને નિત્ય સંબંધ છે, જળ અને રસને નિત્ય સંબંધ છે, અગ્નિને

અને પ્રકાશને નિત્ય સંબધ છે, બીજને અને ફોતરાને નિત્ય સંબંધ છે, તેમ જીવાત્માને અને કારણ શરીર—લીંગ દેહને, નિત્ય સંબંધ છે. જેથી વારંવાર સંસૃતિને પામે છે. જે જીવાત્મા, ત્રણે અવસ્થાને ખોટી માની નિસ્પૃહ રહે છે, અસત્ય જાણે છે, સચ્ચીદાનંદરૂપ જે પોતાનો આત્મા તેને વિષે પ્રીતિ રાખી, આત્માના પ્રકાશી, મૂળબ્રહ્મ, જે પરમાત્માના સ્વરૂપમાં અધીક પ્રીતિ રાખી, તે સ્વરૂપની ભાવના કરે છે, તે ભક્ત, ભગવાનને પ્રતાપે કરીને કારણ શરીર રૂપ જે માયા, તેને બાળવા સમર્થ થાય છે, અને માયાને તરી જાય છે. બાકીના જીવોને સંસાર ચક્રમાં પડવું પડે છે. તેમાં પ્રથમ બાલ્યાવસ્થાની પ્રાપ્તી થાય છે.

## (૧) બાલ્યાવસ્થા

જીવાત્મા ગર્ભનું ધારણ કરે છે, ત્યારે તેને માતાના ઉદરમાં ઘણાં કષ્ટ ભોગવવાં પડે છે. પરમાત્માનું તેને ભાન થાય છે, અને ભગવાનને આજીજી કરે છે કે, હે પ્રભો! હું હવે મનુષ્યદેહ પામી તમારૂં ભજન કરીશ, તમારૂં રટણ કરીશ. હે દયાળુ! હું કોલ આપું છું કે, આ ગર્ભવાસના વિકટ ખાડામાંથી મને ઉગારી લેજો. જન્મ્યા પછી કોલ આપેલો કોલને ઠેકાણે રહે છે, ભગવાનને ભૂલી જાય છે, અને બાળક બાળ ચેષ્ટામાં માતા વિગેરેના માયાના ક્ષેત્રમાં રમ્યા કરે છે. બાલ્યાવસ્થાને વિષે એ જીવ મહા દીન બની જાય છે, અસમર્થ બની જાય છે. મૂર્ખપણું, પ્રબળ ઇચ્છા, ચપળપણું, ભ્રાંતિ, ભય, દીનપણું, બળવાપણું, એ આદિક અનેક વિકારો એ જીવને પ્રાપ્ત થાય છે. આ અવસ્થા મહા વિકારવાન છે; અને બાળક જે પદાર્થને

દેખે છે, તે પદાર્થને સારૂ દોડયા કરે છે. જેમ માંકડો ઠરીને નથી બેસતો, તેમ બાળક રમ્યા કરે છે. કોઇ બાળક ઉપર ક્રોધ કરે છે, તો તેના ઉપર અંતરમાં બળતો રહે છે, પણ તેને તે પુગી શકતો નથી. સર્વકાળે મોટી મોટી ઇચ્છાને કરે- છે. તૃષ્ણાએ કરીને બળતો રહે છે. ક્ષણે ક્ષણે અને પળે પળે વિકારને પામે છે. શાંતિને કયારેય અનુભવતો નથી. જેમ પાંજરામાં પૂરેલો વાઘ દીન બની જાય છે, તેમ એ ચૈતન્ય-જીવાત્મા, બાળકપણે કરીને દીન થઇ જાય છે. બાળકપણામાં વિચાર તથા વિવેક નહિ હોવાથી, મુંઢપણાને તાબે થઇ, બાળક જે જે ઇચ્છા કરે છે, તે વિચાર્યા વિના કરે છે. બાળક મુંઢ છે, મુંગા જેવો છે, અજ્ઞાનિ છે; કાંકે એ અવસ્થાને વિષે, આત્મા, પરમાત્માને ઓળખવાનાં સાધન તેને માલમ પડતાં નથી. આત્મજ્ઞાને રહિત એવો જે બાળક, તે ક્ષણવાર સુખ માને છે, વળી તપતો રહે છે, રહે છે, કલેશને પામે છે. જેમ ઊની લોઢીપર જળ નાંખીએ, ત્યારે ક્ષણ ટાઢી થાય, અને વળી તપવા માંડે છે, તેમ આત્મજ્ઞાને રહીત એવો જે બાળક તેની સ્થિતિ થયા કરે છે. જે બાળકને સ્વસ્વરૂપ જે આત્મા, તેના પ્રકાશી બ્રહ્મનું -સાક્ષી બ્રહ્મનું, જ્ઞાન છે, તે બાળક દુખાતો નથી, તપતો નથી. ધ્રુવજી જેવા, પ્રહ્લાદ જેવા, સાક્ષી બ્રહ્મના જ્ઞાનવાળા, મુમુક્ષુજીવો, બાલ્યાવસ્થામાં પણ સુખીઆ ગણાયા છે. દેહાભિ- માની જીવ, ધ્રુવ, પ્રહ્લાદ, જેવા ભગવદ ભકતને દેખીને કષ્ટ પામ્યા છે. હિરણ્યાક્ષ, પોતાના દિકરા પ્રહ્લાદને દેખીને મહા દુઃખીઓ થયો છે. દેહાભિમાની જીવો, ઘુડ જેવા છે. જેમ રાત્રી વ્યતીત થયે સતે સૂરજ ઊગે છે, તેણે કરીને ઘુડઆદિક કષ્ટ

ને પામે છે, તેમ વિશ્વાભિમાની જીવ, ભગવદ્ ભકતને દેખાને દુઃખી થાય છે.

જે બાલ્યાવસ્થાને દેખીને, બાળચેષ્ટા કરે છે તે પણ મૂર્ખ છે. આ અવસ્થા અપવિત્ર છે, અસ્થિર છે. બાળક, કુતરાની માફક ક્ષણ ક્ષણમાં અપમાનને પામે છે, અપમાનને ખમે છે, ભયને પામે છે, પોતાથી મોટા તથા પશુ પંખી, વિગેરે તમામથી ભયને ત્રાસ પામે છે. જેમ સ્ત્રીના નેત્ર ચપળ છે, તેમ, તેથી પણ, મન તથા બાળક અધીક ચંચળ છે. જેવું મન ચંચળ છે, તેવોજ બાળક પણ ચંચળ છે. મનનુંજ રૂપ બાળક છે. બાલ્યાવસ્થા વેશ્યા જેવી છે. જેમ વશ્યાનું મન એક પુરૂષને વિષે નથી ઠરતું, તમ બાળકનું ચિત્ત એક પદાર્થને વિષે નથી ઠરતું. બાળકની ચેષ્ટાને અનુસારે જે બાળકની પેઠે વર્તે છે, તે મોટો છે તોપણ તેને બાળક જેવોજ સમજવો. વિચારે રહીત એવો જે બાળક, તેના જેવી જે ચેષ્ટા કરે છે, બાળક જેવી બોલી કરે છે, સુખ, દુઃખ, ઈચ્છા, દ્વેષ, તેણે કરીને સર્વકાળે, બાળકના સ્નેહે કરીને જે તપેલો રહે છે, તે પુરુષ પણ બાળક જેવોજ મુંઢ છે. જેમ ગરૂડને દેખીને સર્પને ભય લાગે છે, જમને દેખીને મુમુક્ષુ જીવને ભય લાગે છે. તેમ બાળકને તેના વિદ્યાગુરૂ થકી ભય લાગે છે બાળકને કાંઇ કષ્ટ થાય છે, ત્યારે ઝાડની માફક બોલી શકતો નથી, કહી શકતો નથી, દુઃખ નિવારણ કરી શકતો નથી, અને મોટા દુઃખને પામે છે, બળ્યાં કરે છે, રડયા કરે છે. વળી જેમ જળનાં બીંદુ સ્થીર નથી તેમ બાળક અને તેનો સંગી તે કયારેય પણ સ્થીર નથી થાતા. એ પરમ દુઃખરૂપ અવસ્થા છે, મહા મૂર્ખ અવસ્થા છે. બાળક કોઇ વખત

ચંદ્રમા માગેછે, કોઈ વખત ન અપાય તેવી માગણી કરે-છે, અને બાળક જેવા થઇને જે પુરૂષ તેની સાથે લાડ કરે છે, તેને તાપે તપે છે, તે સર્વે દેહાભિમાની પુરૂષો છે. ને મૂર્ખ છે, પશુ જેવા છે. અપાર દુઃખોનો અનુભવ બાળકને થાયછે. દુઃખદ અવસ્થાની ઇચ્છા જે જીવ રાખે છે, તે અંધકારમાંજ રમે છે, માટે હે જીજ્ઞાસુજનો! આ વિશ્વારણ્યમાં સંસૃતીને પામવાનીઇચ્છા ન રાખવી. સર્વના આધાર બ્રહ્મમૂર્તિ ભગવાન છે, સર્વગત વિભુ, અતિશે સૂક્ષ્મ છે. સર્વભૂત પ્રાણી માત્રના આત્મા છે, અપાર છે, નીત્ય છે, સત્ય વસ્તુ છે, બ્રહ્મભૂત પ્રાણી માત્રની ઉત્પત્તિનું કારણ છે, અગ્રાહ્ય છે, અગોચર છે, અવર્ણ્ય છે, અવ્યય છે, એ બ્રહ્મને વિષે નાનાં પ્રકારપણું નથી. એવા મૂર્તિમાન બ્રહ્મ, પરમાત્માના સાક્ષાત્ સંબંધથી, જીવાત્માને એકત્વે-વિજ્ઞાને કરીને અવિદ્યાં કહેતાં માયાની નિવૃત્તિ થાય છે.

## (૨) યુવાવસ્થા

અતિ દુઃખરૂપ બાલ્યાવસ્થાને અંતે યુવાવસ્થા જીવને પ્રાપ્ત થાય છે. આ અવસ્થા પણ સંસાર સમુદ્રમાં પડવાને અર્થે અધીક દુઃખદાયક છે. યુવાવસ્થામાં કામરૂપ પીશાચ જીવને વળગે છે, અને તે પીશાચ વિષય ભોગવ્યાની ઇચ્છા તથા સંકલ્પને બહુજ વિસ્તારેછે. જેમ સૂર્યના ઉગવા થકી સૂર્યમુખી કમળ ઉઘડી આવે છે, તેમ ચિત્તરૂપી કમળ, વિષય વિકારરૂપ સૂર્યને દેખીને ઉઘડી આવે છે. જીવ જે નાના પ્રકારનાં ભોજન જમેછે, તે ભોજન ભોજન પ્રત્યે જુદા જુદા સ્વાદછે, અને જુદા જુદા ગુણોછે, તે ભોજન જમવે કરીને તેના ગુણ અંતઃકરણ તથા શરીરમાં પ્રવર્તે છે. નાટક ચેટ-

કના શબ્દો, વ્યભિચારીણિ સ્ત્રીના હાવભાવના શબ્દો, સાંભળનારના મનને ભ્રષ્ટ કરી નાંખે છે. તેમ રૂપ, તથા સ્પર્શના ગુણ પણ તે પ્રમાણે જીવના અંતઃકરણને ભ્રષ્ટ કરનારા છે. ભુંડા પંચવિષયને જોગે કરીને જીવની બુદ્ધિ ભ્રષ્ટ થઇ જાય છે. માટે શાસ્ત્રમાં વિધિનિષેધ જે બતાવ્યો છે કે રૂડા વિષય ગ્રહણ કરવા, પવિત્ર રહેવું, મોટા પવિત્ર સંતની પ્રસાદી જમવી, વર્ણાશ્રમ ધર્મની પવિત્ર મર્યાદા પાળવી, મોટા સંત, દેવ તથા ગુરૂને ચઢયાં એવાં જે પુષ્પ, ચંદન, તેની સુગંધિ લેવી, અને વિષયને સમજ્યા વિના જે પુરૂષ વિષય ભોગવશે, સારાસારનો વિભાગ નહિ કરે, તે ગમે તેવો મોટો હશે, તોપણ તેની બુદ્ધિ ભેદાઇ જાશે, તો પછી દેહાભિમાની પુરૂષનું તો પૃછવાનુંજ શું? યુવાવસ્થામાં કામરૂપી પિચાશનું બળ પ્રબળ હોવાથી આહાર જો શુદ્ધ કરવામાં આવે, તો અંતઃકરણ શુદ્ધ થાય છે, અને કામનાનું જોર કમી થાય છે. આ યુવાવસ્થામાં, વિષયની ઇચ્છારૂપી પાંખડીઓ બહુ વિસ્તાર પામે છે, નાના પ્રકારના વિષયના સંકલ્પો સ્ફુરી આવે છે, સ્ત્રીના અનેક ઘાટ સંકલ્પ થાય છે, સ્ત્રીગમનમાં પડી દુરાચારને પણ કરે છે, ને મહા દુઃખને પામે છે. જેટલા વિષય ભોગવેછે તેટલાજ રોગથી તે પીડાય છે. જેમ ગરીબ માણસ દ્રવ્યવાળાને આશરે રહે છે, તેમ યુવાવસ્થાને આશરીને, સર્વે કામ, ક્રોધાદિક દોષ રૂપ શત્રુ, તે જીવના હૃદયને વિષે આવીને ભેળા થઇને રહે છે.

**काम एष क्रोध एष रजोगुण समुद्भवः ॥**
**महाशनो महापाप्मा विद्धयेन मिह वैरिणम् ॥**

જે પાપ થાય છે તેનું કારણ "કામ" તેજ જ્યારે વિઘ્ન પામે ત્યારે ક્રોધનું રૂપ ધારણ કરે છે. કામથી ક્રોધ, ક્રોધથી લોભ, વિગેરે વિકારનું ક્ષેત્ર રજોગુણ છે. રજોગુણ–તે પૂર્વ સંચિત કર્મની આત્માને લાગેલી વાસના, વિષય દીઠા કે તે જાગૃત થાય છે તેને શાસ્ત્રમાં "મહા અશન" કહ્યો છે. જેમ વિષય સેવે, તેમ વધુ કામના જાગે. ખસવાળાને ખણવાથી વધુ ચળ ઉઠે છે, તેમ કામને તૃપ્તી થતી જ નથી. સ્ત્રી, ધન, માન, સામન, સુગંધ, સ્વાદ એ વિષયોમાં કોઈથી વિઘ્ન થાય તો તે વિઘ્ન નાંખનાર ઉપર તે પાપી જીવ એવો તો ક્રુર બની જાય છે કે, તે મહાપાપી, ગમે તેવું પાપ કરી નાંખે છે. ક્રોધી પુરૂષ ગમે તેવું અવિચારી કામ કરી નાંખે છે, માટે કામ, ક્રોધ, એજ વેરી છે. એજ પાપો કરાવે છે, અને જીવાત્માને વાસના રૂપે તપાવે છે.

**आवृतं ज्ञान मेतेन ज्ञानिनो नित्य वैरिणा ॥**

જ્ઞાનીનું જ્ઞાન પણ કામ રૂપી પિશાચે આવૃત કરેલ છે, તે ન પુરાય એવો અગ્ની છે, નિત્ય વૈરી છે, અનાદિથી લાગેલ છે. તેની શાંતી ભોગ ભોગવવાથી થવીજ અસંભવીત-છે. જેમ દારૂનું ભરેલું પાત્ર દેખવા માત્ર સુંદર છે, પણ જ્યારે જીવ તેમાંથી પીવે છે, ત્યારે પીનારો, ઘેલો થઇ દીન થઈ જાય છે, બેહાલ થાય છે, ફજેત થાયછે, અને નિરાદર પામે છે, તેમ ભોગ વિલાસના ભરેલા વિષયો, સ્ત્રી, દ્રવ્યાદિક સુંદર લાગે છે, પણ ભોગવનાર તૃષ્ણાએ કરીને ઉન્મત્ત થઇને વિષયને આધીન થઇ જાયછે. કામ, ક્રોધ, લોભ, મોહ, અને અહંકાર એ આદિ જે ચોર, તે પુરૂષને લુંટવા લાગેછે, તેનું જ્ઞાન રૂપી જે ધન, તેને હરી

લઇ જાય છે. અને તે મુમુક્ષુ તદ્દન દેહનો કીડો બની દેહ-રૂપ થઈ જાય છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, અહંકાર, ચપળતા, આશા, તૃષ્ણા, વિગેરે તમામ દોષથી તે પુરૂષ ઘેરાઇ જાય છે. તેનું ચિત્ત વિભ્રાંતને પામી જાય છે; અને અશાંતિવાળો થઈ, ધીરજ ગુમાવીને મહા દુઃખીઓ થાય છે. કારણ કે ચિત્તને શાંતિતો ભગવાનને આશરે કરીને-જથાય છે. ભગવાનના આશરા વગરના જીવો, બ્રહ્મવિદ્યાના જ્ઞાને રહિત એવા જીવનાં ચિત્ત અશાંત છે; જેમ બાણ કમાનમાંથી છુટીને નિશાન સામું દોડે છે, તેમ ભગવાનથી વિમુખ જીવોનું નિશાન, વિષયભોગ છે, વિષયને ભોગવતા થકા કદી પણ તૃષ્ણાની નિવૃત્તિ થાતીનથી, અને અંતે મહા દુઃખીથઇ, તૃષ્ણાએ કરીને બંધાણો થકો જન્મ, મૃત્યુ, કે ગર્ભવાસ, ને લખ ચોરાશીનાં અસહ્ય દુઃખો ભોગવે-છે. વિજળીના ઝળકારાની પેઠે આ જોબન પણ ક્ષણભંગુર-છે. સમુદ્રને વિષે તરંગ ઉપજીને મટી જાય છે, તેમ આ યુવાવસ્થા આવીને મટી જાય છે.

વળી સ્વપ્ન જેવી આ અવસ્થા પુરૂષને છળી જાય છે; સંસૃતીનું કારણ થાય છે, ને મુમુક્ષુને પરમ શત્રુરૂપ બની જન્મમરણનું કારણ થાય છે. જે પુરૂષ, સંત સમા-ગમથી વિચારને પામી, યુવાવસ્થારૂપ શત્રુના શસ્ત્ર જે કામ, ક્રોધાદિક દોષ તે થકી બચ્યો છે, તે પુરૂષને ધન્ય છે. દેખવા માત્રમાં તો યુવાવસ્થા સુંદર છે, મોહક છે, પણ તૃષ્ણાએ કરીને જીર્ણ થઇ ગઇ છે. કારણકે જે માયાનું ક્ષેત્ર-સ્ત્રી, ધન, પદાર્થ વિગેરે તે સર્વે નાશવંત છે, તેના ભોગ

સુંદર લાગે છે, પણ તેનો વિયોગ થાય છે, ત્યારે તે સર્વે અતીશે દુઃખરૂપ થાય છે. સારૂં પદાર્થ કે સારો છોકરો, કે સારી સ્ત્રીનો વિયોગ થાય છે, ત્યારે તેને સંભારીને હંમેશ બળ્યાં કરે છે, જેમ વનનું વૃક્ષ અગ્નિએ કરીને બળતું રહે છે, તેમ તે પુરૂષ, વિષયના વિયોગે કરીને બળતો રહે છે.

યુવાવસ્થા રૂપ નદી છે, તેને વિષે વિષયના ભોગની ઇચ્છારૂપ અનેક તરંગ ઉઠે છે, અને કયારેય પણ એ તરંગોની શાંતી થાતી નથી. આ અવસ્થા, બુદ્ધિવાનની બુદ્ધિને હણી લે છે. જ્ઞાનીના રૂડા ગુણો શમ, દમ, જ્ઞાન, વૈરાગ્યાદિક ગુણોને હરી લે છે. યુવાવસ્થારૂપ વેલી છે, તે વેલી પુષ્ટ થાય છે અને તેની ઉપર ચિત્ત રૂપી ભમરો, તૃષ્ણારૂપી સુગંધીએ કરીને, મદોન્મત બની, ગુંજારવ કરે-છે; અને જીવને ભગવાન સંબંધી વિચારને ભુલાવી દે છે. જેમ વાયુ છે તે ખડને ઉખેડીને લઈ જાય છે, તેમ ચિત્ત રૂપી ભમરો, જીવાત્માને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ, શ્રદ્ધા સંતોષ, દયા, શૌચ, વિગેરે કલ્યાણકારી ગુણોમાંથી પાછો પાડીને, જીવને દુઃખ દેવાને અર્થે સંસ્રુતીનું કારણ બને-છે. સંસારરૂપી, વિષયની સુગંધીએ સહીત, તૃષ્ણાએ કરીને ચિત્તરૂપી ભમરો, જીવાત્માને સંસ્રુતી રૂપી, પાંખડીઓએ કરીને ઇંદ્રિઓ દ્વારે અનેક ભોગ ભોગવાવે છે. સંસારરૂપી રાત્રી છે, તેને યુવાવસ્થા ચંદ્રમાની પેઠે પ્રકાશે છે. યુવાવસ્થાને ધારણ કરેલ જીવાત્મા, વિચાર શુન્ય બની જાય છે. શાસ્ત્રની મર્યાદાને માનતો નથી, લોકની મર્યાદાને માનતો નથી, ધર્મ, અધર્મનો વિચાર પણ કરતો નથી, અને શુભ,

અશુભ કર્મનું જ્ઞાન ખોઇને, આધી, વ્યાધીના તાપે કરીને સદા બળતો રહે છે. જેમ જળ વિના મચ્છને શાંતિ નથી, તેમ જીવાત્માને આત્મા પરમાત્માના વિચાર વિના, ક્યારેય પણ માયાના ક્ષેત્રમાં શાંતિ થતી નથી. માયાનું ક્ષેત્ર જ કાળને આધીન છે ને નાશવંત છે, એટલે તેમાં સુખ, શાંતિ, ક્યાંથી હોય ? ઝાંઝવાંનાં જળ દેખીને મૃગ દોડે છે, અને જળની અપ્રાપ્તીએ કરીને દુઃખી થાય છે, તેમ સત્સંગથી જુદો પડયો એવો જે પુરૂષ, તે સદાકાળ માયાના પદાર્થથી વાસનાએ કરીને બળતો રહે છે, પણ તૃપ્તીને નથી પામતો મનુષ્ય દેહતો ઉત્તમ છે, પણ જેનાં ભાગ્ય ફુટયાં છે, તેવાનેજ સંત સમાજનો વિયોગ થાય છે. જેમ બાળકના હાથમાં ચિંતામણી આપી હોય, તેનું તેને મહાત્મ્ય નથી ને આનંદ નથી, તેમ મનુષ્યદેહ ચિંતામણી રૂપ મળી છે, પણ હાથમાં આવેલી ચિંતામણી તે ગુમાવી નિરાદર કરે છે, દેહની આવર્દાને વૃથા ખોવે છે. પરમાત્માને ઓળખતો નથી, તે મોટો અભાગીયો છે. કારણકે બાળકપણામાં તે મહા જડ જેવો મૂર્ખ હોય છે, યુવાવસ્થાને વિષે, સંત સમાજથી વિમુખ બનીને, વિચાર વગરનો બની, પરમદુઃખના ક્ષેત્ર રૂપ એવાં જે કર્મ તેને પોતાના સારૂ વાવે છે, તેના પુરૂષાર્થનો, આત્મા–પરમાત્માની પ્રાપ્તીનો, નાશ કરે છે.

સિંહ પોતાના બાહુબળે કરીને પશુને મારવા દોડે છે, તેમ જીવાત્માનું મન, સંકલ્પના બળે કરીને વિષય રૂપી શિકાર પર દોડે છે. સમુદ્રનું તરવું જેટલુ કઠણ છે, તેટલું

જ કઠણ કામ યુવાવસ્થાનું છે. ગમે તેવો સમુદ્ર જો નાવ —કે આગબોટ મળે તો તરી જવાય છે, તેમ ગમે તેવો જીવ, મોટા સંત રૂપી નાવથી, ભગવાનના આશરાથી, જન્મ મરણરૂપી મહા સમુદ્રને તરી જવા સમર્થ—થાય છે, સંત સમાજના આશરા વિના—સાચા ગુરૂના સંબંધ વિના, યુવાસ્થાને વિષે નિર્દોષપણે રહેવું મહા કઠણ છે. કુવા કે વાવ આગળ રાખનો ઢગલો હોય, તો વાયુએ કરીને રાખથી તેનું પાણી મલીન બની જાય છે, તેમ જીવના નિર્મળ ચિત્તરૂપી પાણીને—યુવાવસ્થાના સંગી કામ, ક્રોધાદિક અનેક વિકારો મલીન કરી, ભ્રષ્ટ કરી નાંખે છે. આવા પરમ દુઃખનું કારણ જે યુવાવસ્થા, તે ઈચ્છવા યોગ્ય નથી. જેમ આકાશને વિષે ફુલવાડીનું થવું આશ્ચર્ય રૂપ છે, તેમ આ યુવાવસ્થાને વિષે, સંતના સંબંધ વિના, મનને વિચારે કરીને, એકલા પુરૂષાર્થે કરીને દયા, ક્ષમા, શાંતિ, વૈરાગ્ય, જ્ઞાન વિગેરેનું ઉપજવું આશ્ચર્યરૂપ છે. જેને સત્સંગ નથી, સત્પુરૂષનો સંબંધ નથી, તેને વિષે એકે ગુણ રહેતો નથી. યુવાવસ્થાને વિષે, પાપે રહિત, નિર્વિઘ્ન રહેવાનું કારણ તો સંત સમાજ છે, અને પરમ મોક્ષનું કારણ પણ સંતનો પ્રસંગ જ છે. આત્મા—પરમાત્માના પદની પ્રાપ્તિનું કારણ પણ સાચા સંતજ છે.

## ( ૩ ) વૃદ્ધ અવસ્થા-જરા અવસ્થા.

યુવાવસ્થાને અંતે જરાવસ્થા જીવને પ્રાપ્ત થાય છે, અને શરીર જર્જરીભૂત થઇ જાય છે. બુદ્ધિ પણ ક્ષીણ થઈ જાય છે. જે પુરૂષ સંતનો સમાગમ નથી કરતો,

તેનું જીવીત વ્યર્થ થઈ જાય છે. નદીના કાંઠા ઉપર ઉગેલું વૃક્ષ, પાણીના પ્રવાહે કરીને અતીશે જીર્ણ થઇ જાય છે, તેમ જરાવસ્થાને વિષે શરીર જર્જરીભૂત થઈ જાય છે. વળી પવને કરીને પાંદડાં જીર્ણ થઈ જાય છે, મેઘ પણ જર્જરીભૂત થઇ જાય છે, તેમ વૃદ્ધાવસ્થાને વિષે શરીરના તમામ ભાગ સુકાવા માંડે છે, જીણ થવા લાગે છે, અને રોગ માત્ર સર્વે આવીને પ્રાપ્ત થાય છે. શરીર કૃષ થઇ આખું શરીર બેડોળ દેખાય છે. સ્ત્રી, પુત્ર કલત્રાદિક જે સંબંધીજનો તે ડોસાનો ત્યાગ કરે છે. પાકા ફળનો જેમ વૃક્ષ ત્યાગ કરે છે, તેમ સર્વે સગાં તે ઘરડાનો ત્યાગ કરે છે. વારંવાર અપમાન કરે છે. વળી ઘરડાને જોઇને, છોકરાં તથા સ્ત્રીઓ હાંસી કરે છે, ચાળા પાડે છે, એની બુદ્ધિ નાઠી છે, ગાંડો થયો છે, એમ કહીને હસે છે. જેમ કમળ ઉપર હીમના કાંકરા પડી કમળ કાણું થઈ જીર્ણ થાય છે, જેમ ઘણા કાળનું વૃક્ષ, જેના મધ્યને વિષે જીવ પડી ઘુંણુ ખાઈ જાય છે, અને વૃક્ષને વિષે શક્તિ કાંઇ રહેતી નથી, તેમ જરાવસ્થાને વિષે, શરીર લાંબુ, બેડોળ બની જાય છે, શક્તિ કાંઇ રહેતી નથી, માનસીક સર્વે શક્તિઓ ક્ષીણ પડી જાય છે, ક્રોધશક્તિ પ્રબળ થાય છે, અને સર્વે દુઃખ એકઠાં થઇને રહે છે, પુરૂષ મહા હીન બની જાય છે, પણ મને કરીને કામના વૃદ્ધિને પામે છે. જેમ સુંદર વૃક્ષને દેખી હાથી તે વૃક્ષ ખાઈ જાય છે, તેમ જરાવસ્થાનું શરીર, કાળ ખાઈ જાય છે. આ અવસ્થા મહા ભુંડી છે. શરીર અમંગળ રૂપ બની જાય છે. સદા વિકારને પામતું જાય છે; અપવિત્ર રહે છે, અને નવે દ્વારમાંથી નરક ઝરે છે. હાડ, માંસ, ત્વચા, ગ્રંથીઓ, આંખ, નાક, કાન, મોં,

વાળનાં છીદ્રો, શીશ્નુ ને ગુદા આદિક નવ દ્વારમાંથી પાણી નીકળે છે, શરીર તેથી ગંધાય છે. એ શરીર જડ, દુઃખરૂપ ને મોથ્યા છે, છતાં ચેતન આત્માના સંયોગે કરીને, દેહ રૂપાળો, ચૈતન્ય સરખો ભાસે છે. કારણ કે આત્મા, દેહના તમામ ભાગમાં વ્યાપીને રહેલો છે. હાડ, માંસ, રૂધીર, ને વિષ્ટાનો ભરેલો જે આ દેહ, તે પરમ દુઃખનું સ્થાનક છે. જો જીવ, બ્રહ્મસ્વરૂપ એવા જે સંત તેને ઓળખીને, ભગવાનનો દૃઢ આશરો કરે છે, તો એ દેહ મહા સુખનું સ્થાનક બની, જીવના મોક્ષનો હેતુ થાય છે, એટલા માટેજ મનુષ્યદેહ દેવતાઓ પણ ઇચ્છે છે. અને દેવતા, રૂષી, મુની, ઇશ્વર જેવા ભગવાનને પામવા મનુષ્યદેહની પ્રભુ પાસે માગણી કરે છે.

માટે હે જીજ્ઞાસુજનો ! આ મહા દુર્લભ મળેલો દેહ ગુમાવી બેસશો નહિ. પ્રભુ ભજી લો, પ્રભુને સંભારી લો. જે પુરૂષે શરીર રૂપી નાવને પામીને, પોતાના આત્માને સંસાર સમુદ્ર થકી પાર કર્યો છે, તે પુરૂષ સુખી છે અને તેજ જન્મ્યો કહેવાય છે.

જીવ માત્ર બાલ્યાવસ્થા, રમતમાં મુઢ બની ગુમાવેછે, યુવાવસ્થા ભોગ–વિલાસ, ને સ્ત્રીના પાસમાં, ગુમાવી બેસેછે, સંસાર વ્યવહાર મુખ્ય કરી ઉપાધી વધારતો જીવ, ઘડીભર નવરો થતો નથી, ને પરમાત્મા સન્મુખ વળતો નથી. બુઢાપણુમાં તેની શક્તિ ઘટવાથી, બુદ્ધિ ક્ષીણ થવાથી, દીન બની જઇ, વિચાર વગરનો થઇ જાય છે. આ પ્રમાણે જીવાત્મા માનવ દેહની ત્રણે અવસ્થા ગુમાવી બેસી, સ્વાર્થી

પરમ દુઃખના ક્ષેત્ર રૂપ એવાં જે પાપાચારથી થએલાં કર્મ તેને પોતા સારૂ વાવે છે, અને અભાગીઓ બની, આત્મ-હત્યારો વારંવાર સંસ્રતીનું કારણ બને છે.

અમંગળ રૂપ જે દેહ, તેને વિષે જીવાત્મા અહંકાર યુક્ત વર્તે છે. નાના પ્રકારના અભિમાનના શબ્દને બોલે છે. જેમ કોઠલામાં બેઠેલો બિલાડો નાના પ્રકારના અવાજ ને કરે છે, તેમ આ શરીરમાં અહંકાર રૂપી બિલાડો, હું, હું, કરતો રહે છે, મૌન કયારેય નથી સેવતો. અહંકારે રહિત બોલવું તેજ રૂડું છે. શરીરરૂપી વૃક્ષ છે, ભુજા તેની ડાળીઓ—છે, આંગળીઓ તેનાં પાંદડાં છે, સાથળ તેનું થડ છે, માંસ ને ચામડી તેની છાલ છે, વાસના તેનું મૂળ છે સુખ રૂપી વિકારો તેનાં ફળ છે, તૃષ્ણા રૂપી એને વિષે ઘુંણ છે, તે શરીરરૂપી વૃક્ષને ખાતો રહે છે. અને જરાવસ્થા લાવીને મોત એને ઢુંકડું આવે છે. કરેલાં તમામ કર્મો અંત સમે સ્ફુરી આવે છે, અને જીવ મહા દુઃખી થઈ નર્કમાં દુઃખો ભોગવે છે. એટલામાટે મોટા સંતનો આશરો કરવો. પ્રભુને ઓળખી લેવા, અને “ દેહ મરો અથવા જીવો ” પણ આ માનવદેહ, ભગવાન અર્થે કરી દેવો. મન, કર્મ, વચને, મોટા સંતકે ભગવાનના સાક્ષાત્ સ્વરૂપના ભોગી થઇ જવું, એટલે મનુષ્યદેહ ધર્યાનું સાર્થક થઇ રહ્યું સમજવું.



## પ્રકરણ ૩



# જીવાત્માના શરીરની લક્ષણા.



કારણ શરીરના હોવાથીજ જીવ શરીર ધારણ કરે છે. તે કારણ શરીર તેજ વાસના, સ્વભાવ કે પ્રકૃતિ-જે અંતકાળે જીવ (આત્મા) સાથે સદા એકાત્મપણે જોડાએલ-છે. જે જે શુભાશુભ કર્મો જીવ દેહમાં રહિ કરે છે, તેના પરિણામે અંતે સંચિત કર્મયુક્ત લીંગદેહ, ચેતન સાથે એવો તો વજ્રસાર જોડાએલછે કે તે જીવને જન્મ મરણનું અનેકવાર રમણ કરાવે છે. માટે કારણદેહ-જેમાં બીજ-રૂપે સૂક્ષ્મને સ્થૂળ શરીરો રહેલા છે. તે કારણ દેહને લીધે જ, જીવ કાર્યાવસ્થામાં મોટો દેહ ધારણ કરે છે. એટલે આ દેખાતા શરીરમાં ત્રણે દેહ રહેલા છે. કારણ દેહમાં જે બીજ રૂપે, માયાનાં તમામ, ચોવીસ તત્વો રહેલાં-છે, તે ગુણ:પૂર્વક જ સ્થૂળને સુક્ષ્મ શરીરો દેખાઈ આવે છે.

**॥ कारण भावात् कार्य भावः ॥** કારણ શરીરને લીધે જ કાર્ય-આ શરીર છે. અને **कारण गुण पूर्वकः कार्य गुणो दृष्टः ॥** જેવાં ૨૪ તત્વ સૂક્ષ્મ રૂપે, વાસના લીંગ દેહમાં બીજ રૂપે રહેલાં છે. તે સઘળાં તત્વો કાર્ય જે શરીર તેમાં દેખાય છે. અને ચેતન-આત્મા, તેમાં વ્યાપીને રહેલ છે. સર્વ શરીરમાં સામાન્ય ને હૃદયાકાશમાં માંસના ચક્ર

સાથે વિશેષ સત્તાએ વ્યાપીને રહેલો છે. જીવાત્મામાં ભગવાન અંતર્યામી શક્તિએ સાક્ષીપણે રહેલા છે. એમ દેહ વિશિષ્ટ જીવાત્માને જીવાત્મા, વિશિષ્ટ બ્રહ્મ–પરમાત્મા સદા નિત્ય સંબંધ ધરાવે છે. એટલે જીવના કર્માનુસાર–જે જીવને જેનો સંબંધ થવાનો સંસ્કાર છે, તે માતપિતાથી, તેને સર્જાવે છે. અને તે જીવને તે પ્રમાણે જ પુત્ર પરિવારનો સંબંધ સર્જાવે છે. એટલે મહાપ્રભુ કર્તા, અને અકર્તા, બેય રૂપે વર્તે છે. **कर्ता** એટલે કોઇ જીવ, ઇશ્વર પોતાની મેળે સ્વતંત્રપણે કાર્ય કરવા સમર્થ નથી. પણ પ્રભુ જગત્ સર્જાવે છે તોજ કાર્ય થાય છે. અને **अकर्ता** એટલે જીવના સંચિત કર્મ પ્રમાણે, માયાના રાગથી જીવ, સંસાર માગે છે, એટલે નિયંતા ભગવાન તેને સંસાર સર્જાવી આપે છે. એટલે કારણ–વાસના ટળે તો જ જન્મ મરણ ટળે છે.

**॥ कारणाऽभावात्कार्याऽभावः ॥** કારણ દેહનો નાશ થાય તો આ સંસારનો તે જીવાત્મા નાશ દેખે છે. એટલે જન્મમરણથી સદાને માટે છૂટે છે. ને ભગવાનના આનંદને ભોગવે છે, મહાસુખીઓ થાય છે. વાસના ટાળે તેજ પુરૂષ સંસારનો નાશ કરે છે એ સિદ્ધાંત છે. આ પ્રમાણે આપણને શરીર પ્રાપ્ર થયું છે તેની રચના.

(૧) સ્થૂળ શરીર–જે આ દેખાય છે તે–જેમાં, પૃથ્વી, જળ, તેજ, વાયુ, ને આકાશ, એ પાંચે દ્રવ્યો મિશ્રિતપણે એકે એક અવયવમાં રહેલાં છે. તેમ ઇશ્વરના વૈરાટ દેહમાં, પણ આ દ્રવ્યો પોતપોતાના કાર્ય સોતાં, એટલે પૃથ્વી આ દેખાય છે તે રૂપે, જળ, જળ રૂપે, ને તેજ સૂર્યના-

રાયણના પ્રકાશરૂપે, એમ પાંચે દ્રવ્યો મહાભૂત તે તેમના આત્માના પ્રભા ને પ્રતાપે યુક્ત છે. ઇશ્વરના દેહને વિષે વ્યાપીને રહેલાં છે. અને કાર્યમાં મદદરૂપે વર્તે છે, અનેક આપણા જેવા જીવોના દેહને સર્જાવવા સાધનભૂત થાય છે.

૨ સૂક્ષ્મ શરીર–તે પંચકોષ, પંચપ્રાણ, પંચતન્માત્રાને ચાર અંતઃકરણ, મન, બુદ્ધિ, ચિત્તને અહંકાર, એ મળી, ૧૯ ઓગણીશ તત્ત્વનું બનેલું છે.

પંચકોષ–(૧) અન્નમય કોષ તે ચામડીથી લઇને હાડ–માંસમાં પૃથ્વીમય છે. (૨) પ્રાણમય કોષ, જેમાં પ્રાણવાયુ, જે બહારથી માંહિ જાય છે. અપાનવાયુ, જે માંહિથી બહાર આવે છે. સમાનવાયુ, જે સર્વત્ર શરીરમાં રસ પહોંચાડે છે. ચોથો, ઉદાનવાયુ, જેથી કંઠ, બોલવાનું બળ ને બીજું બળ થાય છે. વ્યાનવાયુ, જેથી શરીરમાં હીલચાલ થયાં જાય છે.

(૩) મનોમય કોષ–જેમાં વાક્, પાદ, પાણિ, વાયુ ને ઉપસ્થ, એ પાંચ ઇંદ્રિયોનો સંબંધ, મન તથા અહંકાર ધરાવે છે. અને જે વડે મનના અહંકાર યુક્ત સંકલ્પ વિકલ્પો ને ક્રિયા કરાય છે, કામના કરાય છે, ને મન ઈંદ્રિયો ઉપર રાજ્ય ભોગવાય છે.

(૪) વિજ્ઞાનમય કોષ–જેમાં બુદ્ધિનો પ્રકાશ છે. જે વડે જીવ, શંસય, નિશ્ચય, નિંદ્રા, ને સ્મૃતિનું કાર્ય કરી જ્ઞાન સંપાદન કરે છે. આ કોષમાં ચિત્તનો સંબંધ રહે છે.

(૫) આનંદમય કોષ–જેનો નિત્ય સંબંધ ચિત્તને છે. ચિત્ત અતિ નિર્મળ છે, સૌકોષ કરતાં ચિત્ત વધારે નિર્મળ–

છે, અને તેજ પ્રભુના સ્વરૂપમાં જો જોડાય તો જીવાત્માને બ્રહ્મનું સુખ એટલે બ્રહ્માનંદ પ્રાપ્ત કરાવે છે. ચિત્તના દેવતા વસુદેવ ભગવાન છે. ને મહતત્વ જોડે ચિત્તનો સંબંધ છે. અર્થાત્ સમાધિવાળા યોગીઓ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા, ને સમાધિ, એ સાધનો કરી પ્રાણનો નિરોધ કરે છે, પાંચે વાયુ રોકે-છે, ત્યારે તે ભેળે ચિત્તનો પણ નિરોધ થાય છે, એટલે જીવનો આત્મા સમાધિમાં જાય છે. આ ઘણોજ કઠણ માર્ગ-છે પણ તેથી સ્હેલો માર્ગ, મહા પ્રભુએ બતાવેલોછે કે જો, ચિત્ત નિર્વાસનીક થઇને ભગવાનના સ્વરૂપને વિષે જ જોડાય તો, અષ્ટાંગ યોગની સમાધિ કર્યા વગર, ચિત્તનો ભગવાનના સ્વરૂપમાં નિરોધ થાય છે, અને હમેશાં નિ-ર્વિકલ્પ સમાધિનું સુખ તે જીવાત્મા ભોગવે છે. કારણકે ચિત્ત અતિ નિર્મળ છે, ને તેના દેવના વાસુદેવ ભગવાન છે, એટલે જો ભગવાનનું સ્વરૂપ ઓળખાય, તો ચિત્ત તેમાં સ્થિર થઇ જાય છે. કારણ કે ચિત્તનો ચોટવાનો સ્વભાવ છે, તે સારૂં દેખે, વા નરતું દેખે તે પણ ચિંતવે છે. ને તે પછી મન સંકલ્પ કરે છે, અહંકારે યુક્ત જીવને દબાવીને સર્વે ક્રિયામાં પ્રેરે છે. ને દેહની ક્રિયા થયાં જાય છે.

મનને અહંકારનો ગાઢ સંબંધ છે તેથી ચિત્ત સારૂં ચિંતવે, ને ભુંડા ઘાટ પર લક્ષ ન થવા દે, તોજ મન જીતાય તેમ છે. જેથી ભગવાનના સંબંધે કરીને જ્યારે ચિ-ત્તજ બહુ નિર્મળ થાય છે ને સ્વરૂપને ઓળખી શકે છે, ત્યારે ભગવાન તેના દેવતા છે. એટલે ચિત્ત નિર્વાસની-

ક થઇ સર્વે ઉપર વિજય મેળવી બુદ્ધિ સાથે એકતા કરી, મન તથા અહંકારને વશ વર્તાવેછે. એટલા માટેજ, સાક્ષાત્ ભગવાન કાં સંતના સમાગમની તથા સંબધની ખાસ જરૂર સર્વે શાસ્ત્રોમાં બતાવેલી છે. (આ સંબંધી સંપૂર્ણ હેવાલ ભાગવત ધર્મ. ભાગ ૨. માં આપેલો છે )

આ પ્રમાણે જીવ, મનને વશ વર્તી સર્વ કર્મ, ઉપાસના, ને જ્ઞાનના વ્યવહારો શરીર વડે કર્યાં જાયછે, તે કર્મો સાક્ષીરૂપે ભગવાન દેખે છે. આ ત્રણ દેહ, સ્થૂળ, સૂક્ષ્મને કારણ, ને તેની અવસ્થા પણ ત્રણ છે સ્થૂળ-દેહની જાગ્રતઅવસ્થા, સૂક્ષ્મદેહની સ્વપ્નાવસ્થા, ને કારણદેહની સુષુપ્તીઅવસ્થા છે. આ ત્રણે અવસ્થાના પ્રકાશક ભગવાન છે. એટલે જાગ્રતઅવસ્થામાંથી જીવ પોતે સ્વપ્નમાં જવા માગે તો તે જઇ શકતો જ નથી. ને સ્વપ્નમાંથી જાગ્રતમાં પોતાની મેળે આવી શકતો નથી. ને ઘાડ ઉંઘમાંથી તે પોતાની મેળે સ્વપ્નમાં તથા જાગ્રતમાં જઇ શકતો જ નથી. કર્મફળ પ્રદાતા ભગવાન તેને જ્ઞાનશક્તિ, ક્રિયાશક્તિ, ને ઇચ્છા શક્તિવડે, જ્યારે જે કાર્ય કરવાનું હોય, તે પ્રમાણે તેને પ્રેરીને ઉંઘમાંથી જગાડે છે, ને સર્વ જ્ઞાન, તથા ક્રિયા કરવાનું ભાન કરાવે છે. એટલે જીવ, ક્રિયામાં મનના સંકલ્પ પ્રમાણે ક્રિયા વિગેરે કર્યાં જાય છે. જ્યારે મન ચોરી, વ્યભિચાર, વિગેરે કરવાનો સંકલ્પ-કરે છે, ત્યારે જીવમાં રહેલા અંતર્યામી ભગવાન ના પાડે છે, પણ જીવ, મનને તાબે થઇ તે પાપાચાર કરવા મંડી પડે-છે, એટલે તે કર્મફળ ભગવાન ભોગવાવેછે.

દેહ અને ઈંદ્રિઆદીકના સ્વરૂપનો જે વક્તા તે સર્વ સ્વરૂપને જુદું જુદું કરીને શ્રોતાને સમજાવેછે. ને તે સમજાવનારો વક્તા તે દેહાદિક સર્વના પ્રમાણને કરનારોછે, ને જાણનારોછે અને એ સર્વથી જુદોછે. એને જ જીવ કહેવામાં આવેછે. અને જે શ્રોતા છે તે દેહાદીકના રૂપને જુદાં જુદાં સમજેછે, એનું પ્રમાણ કરેછે, એને જાણે છે, અને એ સર્વથી જુદો છે, અને એને જ જીવ કહેવામાં આવે-છે. દેહને વિષે જીવ, નખથી શીખા પર્યંત વ્યાપીને રહ્યો-છે, અને દેહને વિષે સુખ દુઃખનો ભોક્તા થાયછે; ત્યારે તે સુખ દુઃખને જીવ પોતાને વિષે માનીને સુખ દુઃખને ભોગવે છે. પણ દેહના સુખ દુઃખથી જીવાત્મા ન્યારો છે. અને જ્યારે ન્યારો સમજેછે ત્યારે એ જીવાત્મા સ્વરૂપને-આત્માને ઓળખી શકે છે. કારણશરીરને લીધે જીવને દેહની પ્રાપ્તી થાયછે અને દેહ સુક્ષ્મ શરીરનું જ બંધાય-છે પણ આત્માનું નથી બંધાતુ. આથી કરીને સુખ દુઃખ, ખોટ લાભ, જય પરાજય, તથા માન અપમાન, એ સર્વે આ જડ દેહને ભોગવવાં પડે છે, અને જીવ, દેહને પોતાનો માની જ્યાં સુધી તેને તાબે થાય છે, ત્યાં સુધી એ જીવ અવિદ્યારૂપી અંધારાના લીધે પોતાને ભોક્તા માને છે. પરંતુ આત્માને કંઈ પણ સુખ દુઃખ લાગતું નથી. આત્મા એ જડ દેહથી જુદો જ છે, અને નાશવંત દેહને વળગેલાં દુઃખો આત્માને વળગતાં નથી. આત્મા એ સર્વથી અસંગી છે. પરંતુ દેહની અંદર રહેતાં સુધી તેના સંબંધને લીધે નાશવંત દેહનાં સુખ દુઃખોનો જીવાત્મા પોતાને ભોક્તા માને-છે; એજ જીવનું જીવપણું છે. પંચતત્વથી ઘડાયેલું શરીર,

પૃથ્વીને આધારે છે. પૃથ્વીતત્વ જળને આધારે છે, જળ તેજને આધારે છે, તેજ વાયુને આધારે છે, વાયુ આકાશને આધારે છે, ને સર્વ પંચમહાભુત પ્રકૃત્તિને આધારે છે, અને પ્રાણ ને પ્રકૃતી જોડે રહે છે. એ સઘળાંને પોતાપણાની ભાવના કરનાર જીવ, આવદ્યારૂપી અંધારાને લીધે સર્વને વિષે ભોક્તાપણું માને છે. પરંતુ જીવાત્મા ચૈતન્ય પ્રકૃતિ છે; અને કારણશરીરને લીધે, વાસનાને લીધે, વ્યાપ્યપ્રકૃતિ જે દેહ તેને વિષે વ્યાપક પણે રહેલો છે; એટલે જીવાત્મા સર્વથી જુદો છે. દેહ ઇંદ્રીઓ મનથી જુદો છે, અજર છે, અમર છે. આ શરીરને વિષે બુદ્ધિ વ્યાપીને રહી છે, ને તે બુદ્ધિને વિષે જીવ રહ્યો છે; પણ તે જીવ જણાતો નથી ને એકલી બુદ્ધિ જણાય છે. જેમ અગ્નિની જવાળા ઘટે છે ને વધે છે, તે વાયુએ કરીને વધે છે ને ઘટે છે, પણ વાયુ જણાતો નથી; તેમ જવાળાને ઠેકાણે બુદ્ધિ જાણવી ને વાયુને ઠેકાણે જીવ જાણવો. એ જીવ કેવો છે તો બુદ્ધિએ કર્યો જે નિશ્ચય તેને જાણે છે. અને મનના સંકલ્પને પણ જાણે છે. એમ અંતઃકરણ ને દશ ઇંદ્રિયો તેના જે વિષય એ સર્વેને જીવ જાણે છે. જીવ એક દેશસ્થ જણાય છે, અને બરછીની અણી જેવો તીણો જણાય છે, અને અતિશે સુક્ષ્મ જણાય છે, તે બુદ્ધિએ સહીત છે માટે એવો સુક્ષ્મ જણાય છે; પણ જ્યારે એ જીવને દેહ, ઇંદ્રિયો, અંતઃકરણ, દેવતા ને વિષય તેના પ્રકાશપણે જાણીએ, ત્યારે જીવ બહુ મોટો જણાય છે, અને વ્યાપક જણાય છે. એવી રીતે સર્વ દેહને વિષે જીવ સમાનપણે વ્યાપીને રહ્યો છે. માટે જીવનું સ્વરૂપ જેને જેવું ભાસ્યું તેવું તે

કહે છે. પણ મોટા પુરૂષ કે જેની નિરાવરણ દૃષ્ટિ છે, તે જેવો આત્મા છે તેવો દેખે છે; પણ ઇંદ્રીઓના જે વિભાગ તથા દેહ, તે એમની દ્રષ્ટિમાં આવતા નથી. જેમ કોઇ પુરૂષ આકાશની દ્રષ્ટિને પામ્યો હોય, તેની દ્રષ્ટિએ બીજાં ચાર ભુત નથી આવતાં તેમ જેની નીરાવરણ દ્રષ્ટિ થાય છે તેને દેહ, મન, ઇંદ્રિયો તેણે કરીને જણાતા જે જીવના પ્રકાશના ભેદ તે દ્રષ્ટિમાં નથી આવતા; અને જેવો જીવ છે તેવો યથાર્થ જણાય છે. અને તેને જ સમ્યક્ આત્મદર્શન કહેવામાં આવે-છે; અને એવા આત્મદર્શનવાળાને દેહના જોગે કરીને જે ગુણ પ્રવર્તતો હોય એટલે સુખ, દુઃખ, હાણ, વૃદ્ધિ, જય, પરાજય, માન, અપમાન, ઇત્યાદિક એ દોષોથી તે પુરૂષ લેવાતો નથી, ને તેની ધીરજ ડગતી નથી, અને જીવન મુક્તપણે સદાવર્તે છે. તેના દેહથી આત્મા જુદો ખડખડે છે, જેમ સુકા ગોટલામાં ગોટલી ખડખડે છે, તેવી રીતે એવા આત્મદર્શી પુરૂષનો આત્મા દેહથી જુદો જણાય છે.

જ્યાં સુધી જીવાત્માનું દર્શન યથાર્થપણે થયું નથી, ત્યાં સુધી. દેહના સર્વ વિકારોથી તે જીવ વિક્ષેપને પામે-છે. આ દેહની ત્રણ અવસ્થા છે; અને જીવાત્મા તેને વિષે રહીને ભોગને ભોગવે છે. જાગૃતઅવસ્થા છે તે વૈરાજ પુરૂષની જે સ્થીતિ અવસ્થા તેનું કારજ છે, ને સત્વ ગુણાત્મક છે, નેત્ર સ્થાનકને વિષે રહી છે, એવી જે જાગ્રત-અવસ્થા તેને વિષે વિશ્વાભિમાની નામે જે આ જીવાત્મા તે જે તે સ્થુલ દેહના અભિમાને સહીત થકો દશ ઇંદ્રિયોને ચાર અંતઃકરણે કરીને વિવેકે સહીત યથાર્થપણે પોતાના પૂર્વ કર્મને અનુસારે બાહ્ય શબ્દાદિક પંચ વિષયના ભોગને

ભોગવે છે. તેને સત્વગુણ પ્રધાન એવી જાગ્રત અવસ્થા કહીએ. અને એ જાગૃતને વિષે જો એ જીવાત્મા ભ્રાંતિયે કરીને અયથાર્થપણે બાહ્ય વિષયભોગને ભોગવે છે, તો તેને જાગૃતને વિષે સ્વપ્ને કહીએ; અને એ જીવાત્મા જે તે જાગૃતનેવિષે શોક તથા શમાદિકે કરીને વિવેક રહીત થકો જો બાહ્ય વિષયભોગને ભોગવે છે, તો તેને જાગૃતને વિષે સુસુપ્તિ કહીએ; અને જે સ્વપ્નાવસ્થા છે, તે હિરણ્ય ગર્ભની જે ઉત્પતિ અવસ્થા તેનું કારજ છે, ને રજોગુણાત્મક છે ને કંઠસ્થાનકને વિષે રહી છે; એવી જે સ્વપ્નાવસ્થા તેને વિષે તેજસાભિમાની નામે જે જીવાત્મા તે સુક્ષ્મદેહના અભિમાને સહિત રહ્યો થકો, ઇંદ્રીઓ અંતઃકરણે કરીને પૂર્વ કર્મને અનુસારે સુખ દુઃખરૂપ વાસનામય ભોગને ભોગવે છે. તેને રજોગુણ પ્રધાન સ્વપ્નાવસ્થા કહીએ, અને એ સ્વપ્નને વિષે એ જીવાત્મા જે તે જ્યારે જાગૃતની પેઠેજ વિવેકે કરીને જાણતો થકો, વાસનામય ભોગને ભોગવે છે; ત્યારે તેને સ્વપ્નને વિષે જાગ્રતાવસ્થા કહીએ; અને એ સ્વપ્નને વિષે જણાતા જે વાસનામય ભોગ તેમને એ જીવાત્મા જે તે ભોગવતો થકો, પણ જો જડપણે કરીને ન જાણે તો તેને સ્વપ્નને વિષે સુસુપ્તી કહીએ; અને એ સુસુપ્તી અવસ્થા છે તે ઇશ્વરની જે પ્રલય અવસ્થા તેનું કારજ છે, ને તમોગુણાત્મક છે, ને હૃદયસ્થાનકને વિષે રહી છે, એવી જે સુસુપ્તિ અવસ્થા તે જ્યારે એ જીવને આવે છે, ત્યારે ઇંદ્રીઓ અંતઃકરણની જે વૃત્તિઓ, તથા વિષયભોગની વાસના, તથા જ્ઞાતાપણું, ને કર્તાપણું, એ સર્વ કારણદેહને વિષે લીન થઈ જાય છે. અને તે કારણ-

દેહનો અભિમાની જે પ્રાજ્ઞ નામે જીવાત્મા તેનું પ્રધાન-પુરૂષરૂપ સગુણ બ્રહ્મના લેશ સુખને વિષે અતિશે લીન-પણું થઇ જાય છે; તેને તમોગુણ પ્રધાન સુસુપ્તીઅવસ્થા કહીએ. અને એ સુસુપ્તીને વિષે કર્મ સંસ્કારે કરીને કર્તા-વૃત્તિનું જે ઉત્પન્ન થવું તેને સુસુપ્તીને વિષે સ્વપ્ન કહીએ. વળી જાગૃત, ને સ્નપ્નને વિષે જે પીડા તેના તાપ થકી, વળી જે સુસુપ્તીના સુખને વિષે પ્રવેશ કરતી જે કર્તા-વૃત્તિ તેના પ્રતિલોમપણાનું જે જ્ઞાન તેને સુસુપ્તીને વિષે જાગૃત કહીએ. એવી રીતે એક એક અવસ્થાને વિષે બીજી બે બે અવસ્થાઓ રહી છે. અને એ જે અવસ્થાના ભેદ તેનું જે જ્ઞાન તે જીવાત્માને જે વડે થાય છે, અને તે અ-વસ્થાને વીષે એ જીવને કર્માનુસારે જે ફળના પમાડનારા છે તેને તુર્યપદ કહે છે, અંતર્યામી કહે છે, દ્રષ્ટા કહે છે, બ્રહ્મ કહે છે. અને પરબ્રહ્મ કહે છે, (સારંગપુર. ૬. વચનામૃત) જીવાત્મા જાગૃતઅવસ્થાને વિષે સ્નેહે કરીને પ્રગટ ભગવાનની મુર્તીને વિષે લક્ષ કરે છે, ત્યારે પ્રથમ જાગ્રત-અવસ્થાનો લય થાય છે, ને પછી સ્વપ્નનો, ને તે પછી સુસુપ્તીનો લય થાય છે, જ્યારે મને કરીને ચિંતવન કરતો કરતો, સ્વપ્નને વિષે ભગવાનની મુર્તીમાં લક્ષ થાય છે, ત્યારે પ્રથમ સ્વપ્નનો લય થાય છે, ને પછી જાગૃતનો, અને પછી સુસુપ્તીનો લય થાય છે. જ્યારે એ જીવ ભગવાનની મુર્તીનું ચીંતવન કરતે કરતે, ઉપસમપણે કરીને લક્ષ કરે છે, ત્યારે પ્રથમ સુસુપ્તીનો લય થાય છે, ને પછી જાગૃતનો, ને પછી સ્વપ્નનો લય થાય છે. જીવને જ્યારે સત્વગુણ પ્રધાનપણે વર્તતો હોય, ત્યારે જે કર્મ કરે ત કર્મનું ફળ જાગૃત અવસ્થા છે. જ્યારે રજોગુણ પ્રધાનપણે વર્તે, ને તે સમયમાં

જે કર્મ કરે તે કર્મનું ફળ સ્વપ્નાવસ્થા છે. અને જ્યારે આ જીવ તમોગુણ પ્રધાનપણે વર્તતો હોય ને તે સમયમાં જે કર્મ કરે, તેનું ફળ તે સુસુપ્તી અવસ્થા છે. અને સુસુપ્તા અવસ્થાને વિષે જીવાત્માપણાની શીલા જેવો જડ થઇ જાય છે; અને કોઈ પ્રકારનું જ્ઞાન રહેતું નથી, કે હું બ્રાહ્મણ છું, કે મૂર્ખ છું, કે હું પંડીત છું, કે હું મનુષ્ય છું, કે દેવ છું, કે પાપી છું, કે ધર્મવાળો છું, ઈત્યાદિક કોઇ પ્રકારનું જ્ઞાન રહેતું નથી. એ અવસ્થાને વિષે જીવ જાય છે, ત્યારે એને ભગવાન પ્રકાશી રહ્યા છે; અને ભગવાન, જ્ઞાનશક્તિએ કરીને સુસુપ્તીમાંથી જગાડે છે. જીવ જ્યારે જાગ્રતને વિષે ક્રિયાને કરે છે, ત્યારે ભગવાનની જે ક્રિયાશક્તિ તેણે કરીને એ જીવ ક્રિયામાં જોડાય છે. એને ભગવાનની ક્રિયા-શક્તિ કહેવામાં આવે છે. એ જીવને કોઇ પદાર્થની ઇચ્છા થાય છે, તે પરમેશ્વરની ઈચ્છાશક્તિને અવલંબને કરીને પ્રાપ્ત થાય છે તેને ઈચ્છાશક્તિ કહીએ. જીવાત્મા જાગૃત, સ્વપ્ન, ને સુસુપ્તી, એ ત્રણ અવસ્થામાં જે જે ભોગ ભોગવે-છે તે ભોગના ભોગવાવનારા તથા કર્મફળપ્રદાતા જે ભગવાન, તે એ જીવને જ્યારે કર્મ ફળને ભોગવાવેછે ત્યારે એ જીવ ભોગવવાને સમર્થ થાય છે. નહિતર જીવ પોતાની મેળે કોઇ પણ અવસ્થાના ભોગને ભોગવવાને સમર્થ નથી. કારણ કે, જાગૃત અવસ્થાના ફળને ભોગવતો હોય અને જીવ એમ ઇચ્છે જે મારે સ્વપ્નમાં જાવું છે, તો એ જીવ એની મેળે સ્વપ્નમાં જઈ શકતો નથી. તેમજ સ્વપ્નમાંથી, જાગૃતમાં આવવાને ઈચ્છે, તો જાગૃતમાં અવાય નહિ. અને સુસુપ્તીમાં પણ જવાય નહિ. કારણ કે તેના નિયંતા ને પ્રેરક

ભગવાન છે, તે એની વૃત્તિઓને રૂંધી રાખે છે. અને કર્મ-ફલના ભોગવાવનારા ભગવાન, તે એ જીવને જે અવસ્થામાં કર્મફળને ભોગવાવે તેનેજ ભોગવી શકે છે, પણ એ જીવાત્મા પોતાની ઈચ્છાએ કરીને અથવા કર્મે કરીને કર્મનાં ફળને ભોગવી શકતો નથી. માટે કારણશરીર છુટે તો જ જીવાત્મા સુખી થાય. કારણશરીર છે તે જીવની માયા છે. તેજ કારણશરીર, વાસનાશરીર તે સ્થુલ, સૂક્ષ્મરૂપે, થાય છે. માટે સ્થુલ, સૂક્ષ્મ, ને કારણશરીર, એ સર્વ જીવની માયા છે. તેવી જ રીતે વિરાટ, સુત્રાત્મા, ને આવ્યાકૃત, એ ઈશ્વરની માયા છે. જીવની કારણશરીર રૂપ જે માયા તે વજ્રસાર જેવી છે. તે કોઇ રીતે જીવથી જુદી પડતી-નથી. ગમે તેટલાં શાસ્ત્ર વાંચો, ગમે તેટલાં કઠણ કઠણ નિયમો ધારો, તોપણ કારણશરીર વેગળું થતું નથી. એને દૂર કરવાને માટે ભગવાનના સાક્ષાત્ સ્વરૂપને પામેલા મોટા સંતનો એ જીવાત્માને સમાગમ મળે, અને તે સંતને વચને કરીને પરમેશ્વરનું સ્વરૂપ ઓળખ્યામાં આવે, ને તે પર-મેશ્વરના સ્વરૂપનું ધ્યાન કરે, ને તે પરમેશ્વરના વચનને હૃદયમાં ધારે, તેણે કરીને એ કારણશરીર છે તે બળીને નાશ પામી જાય છે. ( કા. ૧૨ ) જેમ આંબલીનુ બીજ હોય તેને જ્યારે અગ્નિમાં શેકે ત્યારે તેના ઉપરની છાલ બળીને ખાખ જેવી થઇ જાય છે, અને તે બીજ ઉગવાને શક્તિવાન થતું નથી, તેમ બ્રહ્મસ્વરૂપ ભગવાન કે મોટા સંતનો સંબંધ થાય, તો તેમના સંબંધે કરીને ચિત્તનો વિજય થાય છે. ને સર્વે મન તથા અહંકારના વિકારોને દબાવી જીવાત્માને પરમ આનંદ ભોગવવા દે છે, બ્રહ્મ રૂપ

ફરી ફરી તે સંસારમાં જન્મ મરણના હેતુ બનવા દેતું નથી. આ પ્રમાણે નિર્વાસનીક બની જાય છે. અને કારણ શરીરનો નાશ થાય છે.

જે, મહાકારણદેહ, ને તેની તુર્યાવસ્થા તે ઇશ્વરી અવસ્થાઓ છે. એટલે યોગી, અષ્ટાંગ યોગ સાધે છે ને પ્રાણનો નિરોધ કરે છે, તે સાથે ચિત્તનો નિરોધ થાય છે, એટલે જીવ સમાધિમાં વિભુતિનાં સ્થાન—આ જગતના ઇશ્વર આદિનાં સ્વરૂપને દેખે છે. અપાર ઐશ્વર્ય, સત્તા, પ્રભા, વિભુતીઓ દેખાય છે. તે ઐશ્વર્યનો મોહ પણ ન રાખવો. એટલે જે જીવને, ભગવાનનું જ્ઞાન પ્રાપ્ત થાય છે, તેજ જીવ, ભગવાનના પ્રતાપે કરીને, સંતના સંબંધે કરીને, ઐશ્વર્યવાન, શામ્યાવસ્થારૂપ, જે પ્રતાપવાળી માયા, તેનો પણ સંબંધ છોડી દઇને, અંત સમે પરમાત્માની મૂર્તિનું સુખ ભોગવે છે. કારણ કે ભગવાનતો સર્વના કારણ છે. ને અપાર ઐશ્વર્યવાન છે. સકળ ઐશ્વર્યના દાતા- છે, ને તુર્યાતીત છે. અર્થાત, ચારે અવસ્થાથીપર, ભગવાન ગુણાતીત સ્વરૂપ છે. એટલે જીવાત્માને ગુણાતીત કરી, પોતાની મૂર્તિનું સુખ આપે છે, અને જીવનો આત્મા સકળ ઐશ્વર્યવાન ભગવાનના જેવો બની, ભગવાનને અપાર દેખે છે. માટે મુમુક્ષુજને આ ચોથી તુર્યાવસ્થા તેની પણ અંતસમે ક્યારેય પણ ઇચ્છા કરવી નહિ, એજ સારનું સાર છે.

જીવાત્મા, આ ત્રણે શરીર, ને ત્રણે અવસ્થા, તથા સામ્યાવસ્થા, તેથી જુદો છે. તે અવસ્થાઓનો ભોક્તા છે તે કાર્યને કારણ ઉપાધિથીજ તેનું ભોક્તાપણું ને કર્તાપણું છે. જ્યારે તે મહામુક્તના સંબંધે કરીને બળવાળો થાય છે,

ત્યારે તેને આ એકેય અવસ્થા અંતસમે નડી શકતી નથી. મહાપ્રભુ તેનાપર કૃપા કરી, સંતના સંબંધથી, તેના આત્માનો દિવ્ય દેહ, પોતાજેવો, દિવ્યવિગ્રહ બનાવે છે, ને જીવાત્મા સદાને માટે સુખી થઇ જાય છે. ભગવાન જેવા પ્રતાપે યુક્ત બની નિર્બંધ થાય છે. ઉપર જણાવેલી ચારે અવસ્થા જાગ્રત, સ્વપ્ન ,સુષુપ્તી, અને તુર્યા, ચારદેહ, પંચકોષ, પંચપ્રવાહ, ચારેલંગ, કર્તા, ક્રિયા ને કર્મ, કાર્ય, અને મહાકારણ ઉપાધી, એ સર્વેનો લય કેવી રીતે થાય છે, તુર્યાતીત, અને ગુણાતીત કેમ બને છે, તે પરમ મોક્ષવિધિ આ સ્થળે હું જણાવતો નથી. તે વિષય ઘણોજ ગહન છે અને તે "ભાગવત ધર્મ રહસ્યના ભા-રમાં" બહુજ સારી રીતે ચર્ચવવામાં આવેલો છે, તે વાંચવા ભલામણ છે.

## શરીરની લક્ષણા—

સ્થુળ શરીર-જડ છે, દુ:ખરૂપ છે ને મિથ્યા છે. તે બાળ, જોબન, ને વૃદ્ધપણું, ધારણ કરે છે. શરીર મહા અમંગળ રૂપ છે. તેમાં લાળ, વિષ્ટાને લોહી ભરેલું છે, પણ ચૈતન્યના સંબંધે કરીને દેહ રૂપાળો લાગે છે. પણ શરીર તો ક્ષણે ક્ષણે વિકારવાન છે. અનેક રોગ તેમાં થાય છે ને જીવને તે દુ:ખ ભોગવવા પડે છે. અગ્નિને સંગે કરીને જેમ લોહું તેજસ્વી, ને લાલ, જણાય છે, તેમ જીવાત્માના સંબંધે કરીને દેહ, જેતે ચૈતન્ય જેવો ભાસે છે, પણ તે હાડ, માંસ, વિષ્ટા, ને મુત્રે, કરીને પૂર્ણ છે. તેનાં નવે દ્વારે નર્ક ઝરે છે. આ દેહ તે મહાદુ:ખનું સ્થાનક છે. ઇષ્ટને પામીને તે જીવ ભેગો આનંદ ભોગવે છે, અને અનીષ્ટને પામીને તે શોકવાન

થાય છે. આવું દુઃખરૂપ, મીથ્યા, ને જડરૂપ શરીર, તેની ઈચ્છા ન રાખવી; અજ્ઞાને કરીનેજ ઉપજ્યું છે, અને તેનો ક્ષણે ક્ષણે નાશ જોવામાં આવે છે. આ શરીરને વિષે જે અહંકાર સ્ફુરે છે તેજ મહા દુઃખ ઉપજાવે છે. મન તથા અહંકાર એ બેજ મહાબળવાળા જીવાત્માના કટ્ટા શત્રુ છે. તે જીવને માયાના પ્રપંચમાં અનેક પાપ કર્મો કરાવવા મંડી પડે છે. અને તે બેને આશરીને તમામ દોષો કામ, ક્રોધાદિક શરીરમાં રહેલા છે, ને જીવને દબાવી પોતાને વશ વર્તાવે છે. મન જીવ સાથે નિકટ સંબંધ ધરાવે છે ને સંકલ્પો કરી, ક્રિયામાં પ્રવર્તાવે છે, એટલે ઇંદ્રિયો વડે મન, વિષયભોગ ભોગવવા તત્પર બની જીવને પ્રેરે છે.

## ઇંદ્રિયો–પાંચ જ્ઞાન ને પાંચ કર્મેન્દ્રિયો.

જે યોગી, ઇંદ્રિયોને વિષય ગ્રહણ નથી કરવા દેતો, તે ઇંદ્રિયોને શુદ્ધ કરી જાણે છે. અને ત્યારેજ મન ઢીલું પડી જાય છે.

ઇંદ્રિયો, કેમ જીતાય–દરેક ઇંદ્રિના જે આહાર છે તે ન અપાય તો તે જીતાય છે. આંખને રૂપનો આહાર, જીવ્હાને સ્વાદનો આહાર, કાનને શબ્દ કહેતાં વાર્તાલાપ, ને નાટક ચેટકના રાગ સાંભળવા ગમે છે. નાકને સુગંધ, સારા ખુશબોદાર તેનો આહાર, ત્વચાને સ્પર્શનો એ આદિક આહાર જેના છે તે નિયમમાં રહી કરાય તો ઇંદ્રિયો જીતાય છે. ખાસ કરીને, ધર્મ, દયા, શૌચ, શમ, દમ, ઇત્યાદિક, બીજું તપ, ત્રીજું વૈરાગ્ય, ને ચોથું નિયમ, એ ચાર આચરવામાં આવે તો ઇંદ્રિયો જીતાય છે.

## મનની લક્ષણા—

મનની લક્ષણા, મન એ સર્વે દુઃખનું કારણ છે.

(૧)લી લક્ષણા ઇંદ્રિયોને નિયમમાં રાખવાની છે. અને ઇંદ્રિયો દ્વારા વિષયરૂપી ભોગના જોગે કરીને, જીવને દુઃખીઓ કરે છે. ને ભગવાનના માર્ગમાંથી પાડી નાંખે છે.

(૨) બીજું સંકલ્પવિકલ્પ રૂપ કામનાથી અનેક સંકલ્પને કરેછે, જીવને દીન બનાવી મુકે છે, ને જીવને કર્મમાં બુડાવી દે છે. એક સંકલ્પ સમ્યો, ને બીજો ઉઠયો, એમ હજારો સંકલ્પ વિકલ્પ કરાવનારૂં મન છે. (૩) મનની ત્રીજી લક્ષણા કામના છે. સ્ત્રી આદિક પદાર્થની રૂચીને તેનાથી સર્વે ભોગની કામના પેદા થાય છે, મનનું સ્વરૂપ બાળક જેવું છે ઘડીકમાં મરે છે, ઘડીકમાં જીવે છે, ઘડીકમાં બ્રહ્માંડમાં ફરી આવે છે, હારે છે, જીતે છે. એવી રીતે બાળકની પેઠે આ સંસાર રૂપી સમુદ્રમાં મન જીવને રમાડી રહ્યું છે. જેમ બાળકો દડનાં દેહેરાં કરે છે, ને દડના લાડવા વીગેરે રમકડાં બનાવે-છે, તેમ આ કાયારૂપી નગરને વિષે મન, ઇંદ્રિયોને લડાવે છે. અને જીવને પદાર્થોના ભોગ વિલાસની કામનાથી અનેક સંકલ્પને તાબે કરે છે, ને તેવાં તેવાં કર્મમાં પ્રેરે છે, એ મનનું મુખ્ય કામ છે. માંકડાની પેઠે કયાંયે જીવને બેસવા દેતું નથી. જયાં સુધી ગુણની ક્રિયા છે, સ્વભાવ છે, ત્યાં સુધી પ્રકૃતિ ટળતી નથી; અને મન, તે કર્મના આધારે—સ્વભાવે જીવને વર્તાવે છે, ને ક્રિયાને તાબે કરે છે. અને જીવને કર્મ વશ કરી આ સંસાર સમુદ્રમાં—બંધનમાં નાખી દે છે. તેથી કરી જીવ ક્રિયામાં બંધાય છે. ને સ્ત્રી ધનાદિક પદાર્થમાંથી પાછો

વળી શકતો નથી. જ્ઞાની અને મોટા મોટા પણ પ્રકૃતિ વશ વર્તે છે. ત્યાગી પણ મને કરીને લુંટાયા છે. ઇંદ્ર જેવા ગૌતમની સ્ત્રીમાં લેવાયા છે. શીવ પણ મોહની સ્વરૂપમાં મોહ પામ્યા છે. સૌભરી ઋષિ પણ માછલીનો સંગમ જોઇ મોહને ચાળે ચઢી ગયા છે, ને માંધાતાની કન્યાઓને પરણ્યા- છે. નારદ બ્રહ્માદિક દેવ, ને વશિષ્ટ પરાશર વિગેરે ઋષિઓમાં ગુણનો પ્રવેશ જણાણો છે. એવી રીતે મન, મોટા મોટાને પણ ગુણના વેગે કરીને વશ વર્તાવે છે. માટે મનનો વિશ્વાસ કરે તો કામના ઉદે થાય. તે પછી ક્રોધ, મદ, લોભ, વિગેરે દુર્ગુણોને અવકાશ મળે છે. સર્વે દોષનું કારણ મન છે, સ્વભાવ છે, ગુણનો વેગ છે.

મનને રમવાનું ક્ષેત્ર ગૃહસ્થાશ્રમ છે. અને ગૃહસ્થા- શ્રમ એ કર્મકાંડનું ક્ષેત્ર છે. સમગ્ર કામ માત્રનો કુંડીઓ- છે. અવિદ્યાએ કરીને સંત સમાગમથી નોખો પડેલો પુરૂષ, તેને સાચું માની આ સંસારના પ્રવાહમાં રમ્યા કરે- છે. ને માયાના ગુણને તાબે થઇ મન જેમ વર્તાવે છે તેમ વર્તે છે. રજો ગુણ દોષ માત્રનું કારણ છે. તેને વિષે મન જીવને પ્રવર્તાવે છે. જીવ કર્મવશ થઇ કર્મમાં ખુડે છે. ને લોક, ભોગ, સ્ત્રી, ધનાદિક પદાર્થમાં, રચ્યો પચ્યો રહે છે. ને પોતાના મનને પાછું વાળી ભગવાનના વિચારને પામતો- નથી. આવી રીતે મન દેહનો રાજા છે, ઈંદ્રિયોનો રાજા છે. તે ઈંદ્રિયોને સંસારના માર્ગમાં દોરી, ભગવાનના સમીપ પણામાં જતાં, જીવને પાછો પાડી નાખે છે.

દુનિયાના કહેવાતા પદાર્થમાં ગુણ અવગુણ રહેલા છે,

પણ કોઇપણ પદાર્થ સુખવા દુઃખ આપી શકતું નથી. એક કાળે એક વસ્તુ સુખરૂપ છે. અને તેની તે વસ્તુ દુઃખ ઉપજાવે છે. દાખલા તરીકે સારાં મિષ્ટાન્ન ખાતી વખતે સારાં લાગે છે. અને તેના તે મિષ્ટાન થોડા વખત પછી અપવિત્ર થઈ પડે છે, ને ખાવાં ગમતાં પણ નથી. તેવીરીતે સ્ત્રી ધનાદિક પદાર્થ પણ સુખ દુઃખના હેતુ છે. વાંઝીયાને ઘેર પુત્ર આવે છે ત્યારે સુખ શાન્તી જેવું જણાય છે. અને તેનો તે પુત્ર મરી જાય છે, ત્યારે તેનાં માબાપને દુઃખ ઉપજાવે-છે. પણ આ દુનિયાની કોઈપણ વસ્તુ સુખ દુઃખનો હેતુ નથી. પણ મનનો અનુકુળ તથા પ્રતિકુળ ભાવ, સુખવા દુઃખનું કારણ છે.

મનનું રૂપ જીવ થકી જુદું નથી. જેમ ઉનાળામાં લુક હોય, તથા જેમ શિયાળામાં હીમ હોય, અને માણુસના દેહમાં લુક પેસે તથા શિયાળામાં હીમ પેસે ત્યારે તે માણુસ મરી જાય, તેમ મન ઇંદ્રિયો દ્વારે, વિષય સન્મુખ જાય છે, ત્યારે તે વિષય જો દુઃખદાયી હોય તો મન તપીને ઉનાળાની લુક જેવું થાય છે અને તે વિષય જો સુખદાયક હોય તો તેને વિષે મન શિયાળાના હીમ જેવું થાય છે. તે જ્યારે દુઃખદાઈ વિષયને ભોગવીને લુક સરખું ઉનું થઇને જીવના હૃદયમાં પેસે છે, ત્યારે જીવને અતિશે દુઃખીયો કરીને કલ્યાણુના માર્ગમાંથી પાડી નાખે છે. એ તે લુક લાગીને મરે તેમ જાણુવું. અને જ્યારે એ મન સુખદાયી વિષયમાં સુખને ભોગવે ત્યારે ટાઢું હીમ સરખું થઇને જીવના હૃદયમાં પેસે છે, અને જીવને સુખીઓ કરીને કલ્યાણુના માર્ગ-

માંથી પાડી નાખે છે, એ તે હિમનો વા આવે ને મરે તેમ જાણવું, માટે જેનું મન ભુંડા વિષયને દેખીને તપે પણ નહિ અને સારા વિષયને દેખીને ટાઢું પણ થાય નહિ, એવી રીતે જેનું મન અવિકારી રહેતું હોય, તેને પરમ ભાગવત સંત જાણવા. અને એવું મન થાવું એ કાંઇ થોડી વાત નથી. અને મનનો સ્વભાવ એવો છે કે જો મનને વિષય ભોગવવા ન દે, તો પણ, દુઃખીયું થાય છે ને જો ભોગવવા દઇએ તો ભગવાનના માર્ગમાંથી વિમુખ થઇ જીવને દુઃખીયો કરે છે. માટે જેણે મન જીત્યું છે ને મનને વશ વર્તાવે છે, એવા જ્ઞાની પુરૂષો એજ સાધુ છે.

## મન કેવી રીતે જીતાય છે.

વૈરાગ્ય, સ્વધર્મ, તપ, ને નિયમ, એ ચાર સાધને કરીને ઇંદ્રિયો જીતાય છે. અને ભગવાનની મહાત્યે સહિત જે નવધા ભક્તિ તેણે કરીને મન જીતાય છે. મન જીતવાનું સાધન તો એક ભગવાનના સ્વરૂપનું જ્ઞાન, ને મહિમા એ બેજ છે. મન જીત્યું તેણે સર્વે જીત્યું ને વિશ્વ ઉપર વિજય મેળવી શકે છે. પ્રલ્હાદ નિષ્કામી ભક્ત હતો અને તેણે પોતાના ગુરુ દ્વારે ભગવાનની અલૈકિક ભક્તિ સિદ્ધ કરી. અને દયા, સમાનતા, શૌચ, ક્ષમા, ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, વિગેરે ગુણો સિદ્ધ કર્યા ને ભગવાનને વિષે દ્દઢ પ્રીતિથી જોડાયો. મન વશ વર્તાવી અનેક દુઃખો તેને ભક્તિ માર્ગમાં સહન કરવાં પડયાં છે ને ભક્તિમાંથી કોઈ પણ વખતે કોઈ કાળે જરાપણ સંકોચ ખાધો નથી. વિષ્ણુપુરાણમાં આ આખ્યાન સારી રીતે વર્ણવેલું છે. તેના બાપ હિરણ્ય-

કશ્યપે તેને ભક્તિમાંથી પાડવા માટે ઘણા ઉપાયો કામે લગાડયા. તેને મારવા સારૂ મારા પણ મોકલ્યા છે, તથા ત્રિશુળ શક્તિ તેના જીવનો નાશ કરવાને તેના ઉપર ફેંકવામાં આવી છે. છતાં ભગવાનની દૃઢ ભક્તિથી ભગવાને તેની સર્વ જગ્યાએ રક્ષા કરી છે; ને ઝેર, અગ્નિ, તથા શસ્ત્રો, તેને કંઇ પણ કરી શકયાં નથી. તેવા દૃઢ ભક્તોને જન્મ મરણનો ભય રહેતો નથી; અને જન્મ, જરા, મૃત્યુ, ને ભય, એથી તેઓ કોઇ પણ કાળે ડરતા નથી.

જે જે ભક્ત, કે જીવ, મોટા ભગવદ્ભક્તનો આશરો કરે છે, તેજ રૂડા ગુણો સેવી ભગવાનના સ્વરૂપને ઓળખી શકે છે. જ્યારે તેનું ચિત્ત તથા બુદ્ધિ જીવાત્મામાં નિશ્ચય કરે છે, કે આજ સત્ય વસ્તુ છે, ચિત્ત તથા બુદ્ધિ બહુ નિર્મળ થતી જાય છે, ને ત્યારે મન તથા અહંકાર એ બે દોસ્તોનું કાંઇ ચાલી શકતું નથી, ને જીવાત્મા મન ઉપર કાબુ મેળવી ઇંદ્રિયોને ભોગમાંથી રોકી શકે છે. મન ઢીલું પડે છે, ને આખરે જીવને તાબે વર્તે છે. આ સિવાય કોઇ પણ રસ્તો મનને જીતવાનો છેજ નહિ. માટે ભગવાનના સ્વરૂપને ઓળખવું ને સાધુ સમાગમ હમેશાં કર્યા કરવો. જેથી આ નાશવંત દેહના ફાંસામાંથી ઉગરી જવાય, ને હમેશાની કાર્ય ઉપાધી જીવની ટળી જાય. ધર્મ આચરવો, ને સમાગમ કરવો એજ શ્રેય છે.

"મન મત્ત થઇ કોટિ સાધન કરે, સદ્‌ગુરૂ શબ્દવિન સર્વે કાચું,
મુક્તાનંદ વચન ગુરૂ દેવનું, સેવ, તું રૂપ એ શુદ્ધ સાચું.
અડસઠ તિરથ સદગુરૂ ચરણમાં જાણશે જે જન હશે પુરા,
મન, કર્મ, વચન મોહ મનનો તજી, ભજે ગુરૂ બ્રહ્મ તેસંતસુરા."

# પ્રકરણ ૪.

## જીવની માયા.

જીવને—અવિદ્યારૂપી, અવિદ્યાત્મક લિંગ શરીર, અનાદિથી વળગેલું જ છે. પૂર્વજન્મને વિષે જે જે કર્મ કર્યાં છે, તે તમામ કર્મો, પરિપકવ અવસ્થાને પામીને, જીવ, જે ચેતન તેની સાથે ભેળાં, એક રસ થઇ ગયાં છે. જેમ લોઢાને વિષે અગ્નિનો પ્રવેશ થવાથી, લોઢું અગ્નિરૂપ લાલ બની જાય છે, તેમ જીવનાં શુભાશુભ કર્મો પરિપકવ પણાને પામીને ચૈતન્ય સાથે મળી રહ્યાં એવાં જે સંચિત કર્મ, તેજ જીવની માયા છે, ને જીવની સંસ્કૃતીનું કારણ છે. અને તેનેજ સ્વભાવ, વાસના, પ્રકૃતિ કે કારણશરીર કહેવામાં આવે છે. જે કારણશરીર વડે જીવાત્મા, આ સંસાર રૂપી સમુદ્રમાં અનેક પ્રકારના ખેલને ભજવી બતાવે છે.

પ્રથમ इच्छा, પદાર્થોની પ્રાપ્તિની અભિલાષા, જીવને થાય છે. તે ઇચ્છા પૂરી પાડવા માટે प्रयत्न પુરૂષાર્થ—બળ વાપરે છે, ને અનેક પ્રકારના સંકલ્પ કરી, અહંકારે યુક્ત गति, ગતિ કરે છે, ગતિ કરવામાં અનેક પ્રકારનાં સુખ, તથા દુઃખોનું તે જીવ સહન કરે છે અને अन्तर्विकार જેવા કે આનંદ, વિલાપ, રાગ, દ્વેષ, શોક, ને તાબે થઈ અનેક ને હાની કરે છે. સ્વાર્થ સિદ્ધ કરવા વેર પણ બાંધે છે.

અને અનેકતરેહના માયાના, સત્વ, રજ, ને તમમિશ્રિત ગુણોનો પ્રકાશ કરી, અહંકારે યુક્ત આ સંસારમાં ખેલે-છે. જીવ પોતે આ કર્મભૂમિમાં કર્મ કરવાને સ્વતંત્ર છે, તેથી દેશકાળાદિક તથા સંગાદિકના વિપરીતપણાથી, શુભ તથા અશુભ કર્મો કરવા મંડી પડે છે, અને તેનાં પરિણામ ભોગવે છે. જો ભગવાનના સ્વરૂપ સંબંધી જ્ઞાન, કોઈ મોટા ભગવદ્ ભક્તના સંગથી તથા સમાગમથી તે જીવને પ્રાપ્ત થાય છે, તો ભગવાનના સ્વરૂપ સંબંધી જે જ્ઞાન, તેજ જીવ સાથે અખંડિત વર્તમાન રહે છે. જ્યાં દેહ ધરે છે, ત્યાં તે જ્ઞાનનો જોગ તેને મળી આવે છે; ભરતજી મૃગના દેહને પામ્યા, તો પણ અધ્યાત્મિક જ્ઞાન તેમને તે દેહમાં સ્ફુરી આવ્યું, ને મૃગના દેહનો ત્યાગ કર્યો.

આ પ્રમાણે પરમાત્મા સંબંધી જે જ્ઞાન તે જીવમાં સદા રહે છે જ. અને જીવની અવિદ્યા મુકાવી, જીવને સંસાર-ની માયામાંથી મુક્તપણાને પમાડે છે. જીવાત્મા અનેક કર્મો કરી કર્તાપણું તથા ભોક્તાપણું ધરાવે છે, જીવ કરવા-વાળો છે, અને તેમાં તે સ્વતંત્ર છે, ત્યારે પરમાત્મા તેનાં કર્મફળ આપવામાં સદા સ્વતંત્ર છે; જેવું જીવોનું કર્મ, તે પ્રમાણે દંડ દેવા તથા નિયમન કરવા તે એકજ યોગ્ય છે. દાખલા તરીકે—કોઈ ગૃહસ્થ ને કહે કે તું ગરીબ માળી, બનીજા, અને માળીને કહે કે તું સાહુકાર બની જા, તો સાહુકાર કદી માળી બનનાર નથી, પણ માળી તો સાહુકાર બનવા સબળ ઇચ્છા કરે, પ્રયત્ન કરે, પુરૂષાર્થ વાપરી, વિદ્યા કળામાં હોશિયાર બને, તો તે માળી, ફુલ વીણવાના

ધંધામાંથી મુક્ત થઇ, ગૃહસ્થ બને એમાં નવાઇ નથી. કોઇ ગરીબ થવા, અથવા નીચ થવા ઇચ્છા રાખતું નથી. પણ દરેકને ઉચ્ચ થવાની ચાહના તો રહે છે જ, અને તે રૂએ કર્મો જે કરાય, તે પ્રમાણેજ ફળપ્રદાતા મહાપ્રભુ તે જીવને સંસારમાં સંબંધ કરાવી ફળ ભોગવાવે છે. એક વિદ્વાન, એક ધનવાન, તો એક સાવ ગરીબ, ભિખારીને ઘેર અવતરે છે. એકને જન્મથી લઇને સર્વથા સુખ, તો બીજા જીવને સર્વ પ્રકારનું દુઃખ મળે છે, એક જ્યારે જન્મે છે, ત્યારથી જ સુંદર સુગંધિ યુક્ત પાણીથી સ્નાન, અપાર સારવાર, ને દુધ વિગેરે તમામ સાધન તે બાળકને પ્રાપ્ત થાય છે; નોકર, ચાકર, રમકડાં તથા અપાર લાડમાં તેને ખમા, ખમા કહેવામાં આવે છે; ત્યારે બીજા બાળકનો જન્મ, રસ્તામાં કે જંગલમાં થાય છે. દુધના બદલામાં ઠોંસા, લપડાક આદિ અપાર અપમાનથી પીડાય છે, રડે-છે, ને કોઇ તેનો ભાવપણ પૂછતું નથી. આ પ્રમાણે સઘળા જીવોને, પશુ પંખી, તથા નીચ ઉંચ જાતીનો દેહ, પોતપોતાના કર્માનુસારે પ્રાપ્ત થાય છે, કારણકે, પરમાત્મા જેવો કોઇ ન્યાયી નથી, તેજ નિયમન કરે છે.

નાસ્તિકો—ભગવાન નહિ માનનાર, કર્મવાદીઓ, જડવાદવાળા, એમ બોલે છે કે, પુણ્ય કે પાપ, નરક કે સ્વર્ગ, કોણ જોઇ આવ્યું છે. ? જેથી સ્વછંદપણે વર્તે છે. ભોગ, એશારામ, વિગેરે અનેક પ્રકારના કુસંગથી અધર્મ યુક્ત થઈ જાય છે; અને ભગવાનની જે માયા તે અંતકાળે તેવા જીવોને અનેક પ્રકારનાં નરકનાં દુઃખો ભોગવાવે

છે. એટલા માટે જેવાં તમારાં કર્મો, તેવીજ તમારી પ્રાપ્તિ થનારી છે એ સિદ્ધાંત છે. પૂર્વ જન્મના પાપ પુણ્યાનુસાર હાલ આપણો બધાનો જન્મ છે, અને હાલ જે કર્મો, શુભાશુભ થાય, તે પ્રમાણે તથા સંચિત કર્માનુસાર, ભવિષ્યમાં તેવા દેહની પ્રાપ્તિ થાય છે. શાસ્ત્રો પણ જણાવી રહ્યાં છે કે—

**अध्यात्मज्ञान योगेन चित्तशुद्धिःप्रजायते ॥**
**चित्तशुद्धया कृतं कार्यं वस्तुतःस्वोन्नति प्रदम् ॥**

આત્મા, પરમાત્માના શુભ આશ્રયના યોગવડેજ આપણા અંતઃકરણ તથા ચિત્તની શુદ્ધિ થાય છે, અને અંતઃકરણની ચિત્તશુદ્ધિ વડે કરેલાં કર્મ ભક્તિરૂપ થઈ, આપણી ઉન્નતિ સિદ્ધ કરાવે છે. સાબુ અને જળ વડે જેમ મલીન વસ્ત્રની શુદ્ધિ થાય છે, તેમ ભગવાનના સ્વરૂપના સંબંધથી, બ્રહ્મવિદ્યાના પ્રકાશથી, અનેક પ્રકારની અહંતા–મમતારૂપી જીવની માયાનો નાશ થાય છે, ચિત્ત–બુદ્ધિ નિર્મળ બને છે. કરોડો ઉપાયો કરો, પણ ભગવાનના શુભ આશ્રય વિના, તમારા અશુભ સંસ્કારોનો નાશ કદી થનાર નથી. વિચાર કરો, તમે કોણ? તમારૂં મન કોણ? મનની સાથે દેહનો શો સંબંધ છે, આત્માનો શો સંબંધ છે? એ સાથે બ્રહ્મસ્વરૂપ જે ભગવાન તેનો કેવો સંબંધ છે? આ પ્રશ્નોનું સમાધાન ખરેખર અધ્યાત્મજ્ઞાનથી જ, મોટાના સમાગમથી જ જણાયછે, પણ પોતાની મેળે, વાંચવાથી કે ભણવાથી સમાધાન થઇ શકતું જ નથી, ને યથાર્થ ભગવાનનું સ્વરૂપ સમજાતું પણ નથી. કર્મફળ–

પ્રદાતા ભગવનને તું ઓળખ, તેની શોધ કર, એટલે તે તને મળી આવશે. ત્હારે ભગવાનની ઓળખ કરવી હોય, તો મોટા ભક્તને ઓળખી સમાગમ કરી લે, એટલે ત્હારાં અંધકારનાં બારણાં ઉઘડશે. મહાપ્રભુની અંતર્યામી-શક્તિને ઓળખી લ્યો, જે કર્મફળ આપનારછે ને સાક્ષી-છે, તે શુભકર્મમાં પ્રકાશ કરી જીવાત્માને સાત્વિક-જ્ઞાનના બળ વડે, આનંદ તથા સુખ અનુભવાવે છે. માટે જે પુરૂષો આંધળા બની, પરમ દયાળુ ભગવાનના સ્વરૂપને નથી ઓળખતા, તે અંધારાથી ઘેરાઇ જાય છે, તેનાં પ્રકાશનાં બારણાં એટલે સુધી બંધ પડી જાય છે કે, તે ક્યાં જાય છે તેની પણ તેને ખબર રહેતી નથી; પણ તમ, ને પ્રમાદ, વધી પડે છે. ઉત્તમ માણસ તો તેજ છે કે, જે પોતાના આત્મસ્વરૂપને ઓળખે છે, ભગવાનના સ્વરૂપને ઓળખે છે, અને બન્ને સ્વરૂપને ઓળખીને, પરિપૂર્ણ થવાને માટે, ઘણોજ યત્ન કરે છે. ભગવાન તેના આવા ખરા પુરૂષાર્થને ઓળખીને તેની મદદમાં રહે છે, અને તેનો અંધકાર નાશ કરાવે છે. જ્યાં સુધી માયાની જાળમાં જીવ વહ્યા કરે છે, ત્યાં સુધી તેને સંસાર સમુદ્રમાં મચ્છની માફક ડુબકીયાં ખાવાંજ પડે છે, કર્મ કરવાનો વેગ—સત્વ, રજ, ને તમોગુણના પ્રધાનપણે જીવાત્મામાં જોવામાં આવે છે.

**तमसो लक्षणं कामो रजसस्त्वर्थ उच्यते ।**
**सत्वस्य लक्षणं धर्मः श्रैष्ठ्य मेषां यथोत्तरम् ॥**

તમોગુણનું ખાસ લક્ષણ, કામ, સ્ત્રીભોગ, ને વિષય-વાસના, અને પ્રમાદ છે. રજોગુણનું ખાસ લક્ષણ, સ્વાર્થ,

પૈસા ભેગા કરવા, તેથી જીવ, ઇંદ્રિયારામને અર્થારામ બની, અનેક પ્રપંચો કરે છે ને સ્વાર્થ સિદ્ધ કરે છે. આ બન્ને દોષથી—રજો, ને તમોગુણથી જ, જીવ ભગવાનના જ્ઞાનની અવગણના કરે છે. તમ કરતાં રજોગુણ કંઇક સારો છે, અને સત્વગુણ સૌથી શ્રેષ્ટ છે. સત્વગુણનું લક્ષણ, ધર્મને રસ્તે ચાલવું, ત્રીસ લક્ષણવાળો સનાતન જે ધર્મ, તેને ધારણ કરવો. અને તેથી જીવ બહુ બળને પામી, અધીક અધીક ઉચ્ચતર સ્થિતિને પામતો જાય છે.

જીવ, રજ, તમના વેગથી અતિશય પાપમાં પ્રવર્તે-છે, અને પાપ વધી જાય છે, ત્યારે તે જીવનો જન્મ લખ-ચોરાશીમાં, પશુ આદિક યોનીમાં થાય છે. પુણ્ય વધુને પાપાચાર ઓછો, તેથી તે દેવકોટિમાં જાય છે. પાપ તથા પુણ્ય સરખા પ્રમાણે હોય, તો તે જીવ માનવદેહ પામે છે.

## કર્મ પ્રમાણે જીવની સ્થિતિ.

શુભાશુભ કર્યાં કર્મ પ્રમાણેજ, જીવના દેહનો સંસ્કાર યોજાય છે ને તે પ્રમાણેજ તે જન્મને પામે છે. વળી તેમાં ઉત્તમ, મધ્યમ ને કનિષ્ટ સામગ્રીવાળા જીવો માલમ પડે-છે. તે પણ પાપ—પુણ્યના સમતોલપણે કરીને જ આ સં-સારમાં સ્થિતિ ભોગવે છે. અર્થાત્, સૌ સૌના કર્મોના પાપ-પુણ્યાનુસાર જ આ સંસાર જીવોને છે. સ્ત્રીનું શરીર ધારણ કરવા યોગ્ય હોય, તો તે ચેતનના સંસ્કાર પ્રમાણે સ્ત્રીનો દેહ સર્જાવે છે, અને પુરૂષનું શરીર ધારણ કરવા યોગ્ય સંસ્કાર હોય તો તે જીવનો દેહ, પુરૂષરૂપે સર્જાવે છે.

આ પ્રમાણે નાના પ્રકારની અનેક યોનીયુંમાં જીવ ભટકે છે, ને મહા દુઃખી થાય છે; પણ જ્યારે ત્યારે ભગવાનના સ્વરૂપને ઓળખશે, ને શુભ આશ્રય કરશે, ત્યારેજ તેનો સંસાર સમુદ્રમાં ડુબકી ખાવાનો–જન્મમરણનો, ત્રાસ મટનાર છે. કહ્યું છે કે–

॥ पापे क्षीणे दुःखम् नश्यति ॥

જેમ મૂળ કપાયાથી વૃક્ષ નાશ પામે છે, તેમ પાપને છોડવાથી, ધર્મનું સેવન કરવાથી, દુઃખનો નાશ થાય છે. જ્યાં સુધી દરેક મનુષ્ય પ્રભુને ઓળખી, ધર્મને રસ્તે નથી ચાલતો, અને પાપાચાર નથી છોડતો, ત્યાં સુધી તેને સુખ મળનાર નથી, ને દુઃખ છુટનારજ નથી; ગમે તો તે રાજા હોય, રાવ બહાદુર હોય, વા બ્રાહ્મણ હોય, વા પંડિત હોય, વા મહાત્મા ગણાતો હોય, નેતા ગણાતો હોય, તોપણ તત્વવેત્તાની સમજણમાં, તે દરેકને પરમાત્મા તરફથી એક સરખો જ ન્યાય મળે છે, મળ્યો છે, અને મળ્યાં જશે.

मानसं मन सैवायमुपभुंक्ते शुभाशुभम् ।
वाचा वाचा कृतं कर्म काये नैवच कायिकम् ॥

માણસ પોતાના સત્વ, રજ, ને તમોગુણને જાણીને, ભગવાનના શુભાશ્રયવડે, ઉત્તમ ગુણોવડે, સ્વધર્મ, તપ, જ્ઞાન, વૈરાગ્યાદિકનું સેવન કરે, અને મન વડે, વાણી વડે, અને શરીર વડે, શુભાશુભ કર્મો થયાં જાય છે, તેને જાણી લે, તોજ તેની અવિદ્યાનો અંત આવનાર છે. શરી-

રના ભાગો વડે, ચોરી, હિંસા, દુરાચાર, તથા દારૂ, માટી આદિકનું ગ્રહણ કરવામાં આવે છે તે કાયિક દોષો ગણાય છે, અને કોઇ સારાને મારવો, વિગેરે દોષોથી તેના જીવને વૃક્ષ તથા વ્યંડળ તથા પર્વતનો દેહ આવે છે. વળી વાણી વડે, કોઈ સારાનો દ્રોહ થાય, નઠારી વાણીથી તિરસ્કાર થાય, તો તે જીવનો જન્મ લખચોરાશીમાં અનેક નાના પ્રકારના પશુ, પક્ષીના વર્ગમાં થાય છે. અને મનના ભુંડા સંકલ્પ કરવાથી, પાપાચારમાં પ્રવૃત્ત થવાથી, ચાંડાલાદિક નીચ યોનીના દેહને તે જીવપ્રાપ્ત કરે છે. મન, વાણી, અને કાયાથી ઉપરના પાપાચાર ન કરાય, અને જીવાત્મા શુદ્ધ રૂડા ગુણો એટલે, ધર્મનાં લક્ષણ, શૌચ, દયા, સત્ય, ક્ષમા, પરોપકાર, આર્જવ, શાંતિ, આત્મજ્ઞાન, પરમાત્મજ્ઞાન, અક્રોધ, નિર્લોભ, ઈત્યાદિકનું સેવન કરે, તેને આચરી શકે, તો તે દેવતાના લોકમાં જાય છે. અને જેમ જેમ ઉચ્ચ પદ પ્રાપ્ત થાય, તેમ તેમ તેનું જ્ઞાન, બલ, તથા પ્રકાશ, વધતો જાય છે, અને આખરે, જન્મ ભૂમિમાં અવતરીને, તેના જ્ઞાનના બળ વડે, મોટા ભગવદ્ ભકતનો આશરો કરી, જ્યારે ત્યારે પણ ભગવાનના સ્વરૂપના સાક્ષાત્ જ્ઞાનનો અમૃતરસ પીવામાં આવશે, ત્યારેજ તેની અવિદ્યાની અર્થાત્ માયાનીગ્રંથીઓ, ઇચ્છા–કર્મગ્રંથી, મૈથુનગ્રંથી, અહં-મમત્વપણાની, વિગેરેની અનેક ગાંઠો ગળી જનાર છે. સંશય રહિત થનાર છે, અને પરમાત્માના સ્વરૂપના સાધર્મ્યપણાને પ્રાપ્ત કરી માયાથી મુકત થનાર છે.

આ પ્રમાણે અનંત પ્રકારની જીવની સ્થિતિ, અવિદ્યાને

લીધે થાય છે. (૧) રજ, તમવાળા પાપાચારમાં પ્રવર્તેલા જીવો, નીચ જાતિમાં અવતરે છે, અને મહાપાપ લાગેતો લખચોરાશી તેમને શિર છે.

(૨) તેથી ઉત્તમ પુરૂષો, રજ, તમ, ને સત્વ મિશ્રિત ગુણોવાળા, માનવ દેહમાં, ઉત્તમ, મધ્યમ, ને કનિષ્ટ પદ ભોગવે છે.

(૩) તેથી ઉત્તમ પુરૂષો-રાજા, ગૃહસ્થ, કે પંડિત, કે વકીલ, બારીસ્ટર, ઉત્તમ સ્ત્રી જાતિના અથવા પુરૂષના દેહને પામે છે.

(૪) તેથી ઉત્તમ પુરૂષો, સંયમી, યોગવાળા, સાત્વિક ગુણે યુકત, રાજ્યના નેતા, મહાત્મા, કે તપસ્વી વર્ગવાળા, ઉત્તમ દેહને પામે છે.

(૫) તેથી ઉત્તમ પુરૂષો, બ્રહ્મસ્વરૂપ ભગવાનને ઓળખનાર, આસ્તિક ભાવવાળા, ભગવદ્‌ભક્તો છે. તેના ત્રણ વર્ગ છે. ઉત્તમ, મધ્યમ, ને કનિષ્ટ, તેમાં ઉત્તમ વર્ગજ સાચા પુરૂષોનો છે-સંતનો છે. તે ગૃહસ્થ વા ત્યાગી ગમે તે આશ્રમમાં હોય, પણ તે સંતજ કહેવાય છે.

**॥ साध्नोति पराणि धर्मकार्य्याणि ससाधु : ॥**

જેણે એકાંતિકધર્મ સિદ્ધ કર્યો, ભગવાનનું સ્વરૂપ ધારણ કર્યું, જેનાં નાડીપ્રાણ સંકેલાઇને નિર્વિકલ્પસ્થિતિએ કરીને, બ્રહ્મસ્વરૂપ-જે ભગવાન તેને પામી રહ્યો હોય, જેને વિષમ દેશકાળાદિકે કરીને પણ, માયા પરાભવ નજ કરી શકે, એવો જે મુકતપુરૂષ, તે જો ત્યાગીના કે ગૃહસ્થના ગમે તે આશ્રમમાં હોય, તો પણ તે પૂજનીય છે, વંદનીય છે,

સ્મરણીય છે. અર્થાત્ આવા ભગવદ્ભકત મળવા એજ મહાદુર્લભ છે, અને એ મળે એટલે જીવને કાંઇ કરવાનું રહેતુંજ નથી. તે તેમના સંબધથી સહેજેજ માયાનાં આઠે આવરણને તરી જાય છે, અને અવિદ્યાથી મુકાય છે. એ સર્વ શાસ્ત્રનું રહસ્ય છે, અને સારનું પણ સાર છે.

આજકાલ અંધકારથી ઘેરાયેલા પુરૂષોને સનાતન-ધર્મની ખબર પણ નથી, અને સનાતનધર્મરક્ષક બની, કેવળ વર્ણાશ્રમધર્મનું પ્રતિપાદન કરી, સનાતનધર્મ પાળ-નાર, ભાગવતધર્મ સિદ્ધ કરનાર, પુરૂષોનો દ્રોહજ કરે છે. આમાં ખાસ બે વર્ગ છે.

(૧) એક વર્ગ—મર્યાદા પાળનાર, અહિંસા, બ્રહ્મચ-ર્યના નિયમ, સત્ય, શૌચ, દયા, પરોપકાર ઈત્યાદિક સેવા-ધર્મ ગ્રહણ કરી જગતના ભલાને માટે વિચરે છે, પરંતુ તેમના જીવની અવિદ્યારૂપી માયાના અંધકારથી, બ્રહ્મસ્વરૂપ ભગવાનને નિરાકાર જાણી, અનેક પુરૂષોના અવતારની, તેમનાં જીવન ચરિત્રોની નિંદા કરે છે. તેમની રૂચીની, જ્ઞાનાંસની અવગણના કરી, એવોતો દ્રોહ લઇ બેઠા છે કે, અવતાર માત્ર ખોટા, મૂર્તીઓ ખોટી, શંકરાચાર્ય ખોટા, રામાનુજાચાર્ય ખોટા, વીઠ્ઠલનાથજી ખોટા, કબીર, નાનક વિગેરે તમામ અવતારી મહાન્ પુરૂષોની ખોદણીજ કર્યા કરે છે.

(૨) બીજો વર્ગ—અધર્મને રસ્તે ચાલનાર, કલ્પિત ગ્રંથના આધારથી નિરાકારપક્ષનું ગ્રહણકરી, વર્ણ ન જોઇએ,

આશ્રમ ન જોઈએ, સૌ એકજ છીએ, પરમાત્માના અંશ છીએ, એમ કહી સર્વનું ખોદે છે. આ બંને વર્ગ, એવા તો અંધકારમાં, ધકેલાઇ ગએલા છે કે, તમોગુણપ્રધાન જ્ઞાનાંસથી તેઓ કયાં જાય છે? શું કરે છે, શું કરવા યોગ્ય નથી, તેની તેમને ખબરજ પડતી નથી. આ સંબંધી ચર્ચા કરવાનો મારો વિષય નથી, પરંતુ તેમની ભૂલો દર્શાવી આપવી એજ તત્વવેત્તા પુરૂષોનું કર્તવ્ય છે; કે જેથી મુમુક્ષુજનો મોટા પુરૂષોના દ્રોહમાં ન ઉતરે ને તેમના જીવનો નાશ ન કરે.

## સનાતન ધર્મ-એટલે શું? તેનાં સિદ્ધાંતો.

(૧) સનાતન ધર્મ-એજ ભાગવત ધર્મ છે. વેદમાં એ પ્રમાણે અનેક જગ્યાએ તથા અનેક સત્શાસ્ત્રો બતાવી આપે છે કે, ભગવાનના સંબંધથી જે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ને ભકિત, તથા ઉપાસના, જ્યાં જ્યાં જે જે નિવૃત્તિમાર્ગ કે પ્રવૃત્તિમાર્ગમાં રહેલાં માણસો, ધારણ કરે, તેજ મનુષ્યો સનાતન ધર્મના આશ્રીત ગણાય છે. સામાન્ય ધર્મ એ પ્રકારનો છે, અને તેના બે મોટા માર્ગ છે. નિવૃત્તિમાર્ગ જેમાં સાધુ, સન્યાસીઓનો સમાવેશ કરવામાં આવે છે, ને પ્રવૃત્તિ માર્ગ જેમાં વૈષ્ણવ, બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, વિગેરે ગૃહસ્થ હરિજનોનો સમાવેશ કરવામાં આવે. આ બંને માર્ગમાં જ્યાં જ્યાં, ભગવાનના યથાર્થ સ્વરૂપનો, બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્ સંબંધ જોવામાં આવે છે, તે ધર્મનેજ સનાતન-ધર્મ, યા ભાગવતધર્મ કહેવામાં આવે છે, અને તે ધર્મના સ્થાપનને અર્થેજ સત્પુરૂષો અથવા અવતારી પુરૂષોનું આ

પૃથ્વી ઉપર પધારવું થાય છે. પણ કેવળ વર્ણાશ્રમધર્મના સ્થાપનને અર્થે તેમનું વિચરવું નથી એ સિદ્ધાંત છે. કેવળ વર્ણાશ્રમધર્મ તો સપ્તરૂષી, મનુ ભગવાન, ઈત્યાદિક પ્રવૃતિ-ધર્મના આચાર્યોએ આ જગત્‌ના–જનસમાજના ભલાને માટે, ધર્મ, અર્થ, ને કામ, પ્રવર્તાવી, લોકોને સુખી કર્યા છે. પણ અવિદ્યાનો નાશ થવા માટે, તથા માયાના બન્ધનમાંથી મુકત થવા માટે, તો અવતારી પુરૂષોએ, મોટા સંતપુરૂષોએ, સનાતનધર્મ (ભાગવત ધર્મ)નું રહસ્ય જણાવ્યું છે, અને ભગવાનના સાક્ષાતસ્વરૂપે સહિત, જે ધર્મ છે, જે માર્ગ છે, તેજ સનાતન, વેદધર્મ, કહેતાં ભાગવતધર્મ કહેવાય છે.

**ऋचो अक्षरे परमे व्योमन् यास्मिन् देवा आधिविश्वे निषेदुः ।**
**यस्तन्नवेद किमृचा करिष्यति यइत द्विदुस्त इमे समासते ॥**

આ રૂગવેદ મંત્ર–૧ શું જણાવે છે? શબ્દાર્થ શું જણાવે છે? પરમધામ અક્ષર–સચ્ચિ દાનંદબ્રહ્મ, જેનું વ્યાપકપણું સર્વમાં છે એવું અતિ સૂક્ષ્મ ને અતિ મોટું જેમાં **निषेदुः** કહેતાં મહામુકતો, દેવકોટી, અનંત વિભુતીવાળા દેવો, પૃથ્વી, સૂર્ય, તથા અનંત બ્રહ્માં-ડોનું કાર્ય સ્થિત છે, એવી સર્વાધાર શકિત જે સચ્ચિદા-નંદબ્રહ્મ તેના કારણ જે બ્રહ્મસ્વરૂપ, મહા તેજોમય મૂર્તિમાન, દિવ્ય વિગ્રહ, ભગવાન, કે જે સ્વરૂપને આશરીને સર્વે વેદોનું જ્ઞાન રહેલું છે. **અર્થાત્** જ્ઞાનનો આશ્રય, અનંત ઐશ્વર્યનો આશ્રય, પ્રભાનો આશ્રય, જે દિવ્ય વિગ્રહ, સનાતન,

નિત્ય સાકારસ્વરૂપ ભગવાન છે, તે સ્વરૂપને જે નથી જાણતો, તે પુરૂષ, રૂગ્વેદાદિથી, કેવળ આશ્રમધર્મ આચરી વેદો ભણે કે મોઢે કરે, તો પણ શું ? કંઇ પણ સુખને તે પ્રાપ્ત થઈ શકે છે ? ના, ના. તેવો શુષ્કપંડિત જીવની માયાને તરી શકવા સમર્થ નથી. કારણ કે, બ્રહ્મસ્વરૂપ મૂર્તિ–ભગવાનને જેમ છે તેમ જાણ્યામાં જેને સંશય હોય, નિરાકાર જાણતો હોય, ને તે જો ઉર્ધ્વરેતા નૈષ્ટિક બ્રહ્મચારી હોય, તપ, ત્યાગ, વૈરાગ્યે, યુક્ત હોય, તો પણ તેનું કલ્યાણ થાવું અતિ કઠણ છે, અને અતિ સંસૃતિને પામી મહા દુ:ખી થાય છે. આ મહામંત્ર રૂગ્વેદનો ખાસ જણાવે છે કે, હે સુજ્ઞ જનો ! પરમધામ–અક્ષર–સચ્ચિદાનંદબ્રહ્મ, જેમાં મુક્તો, ને સર્વે બ્રહ્મસૃષ્ટિ, સદાય સ્થિત છે, તે વ્યાપક બ્રહ્મમાં, તેના કારણ, મૂર્તિમાન, બ્રહ્મસ્વરૂપ ભગવાન, સદા સર્વદા બિરાજમાન છે, તે સ્વરૂપને ઓળખીને, તે સ્વરૂપની ઉપાસના કરો, તોજ તમે અક્ષર–પરમ ધામને પામશો ને સદાને માટે સુખીયા થઇ જશો. તે નહિ કરો તો વેદો–ચ્યાર, ઉપનિષદ્, વિગેરે તમામ શાસ્ત્રોના પંડીતપણાથી, ધર્મના આચરવાથી, તમોને કંઇ પણ સુખની પ્રાપ્તિ પરમાત્મા સિદ્ધ કરવામાં થનાર નથી; અને ઉંડુ ઉંડુ ખોળો, તોપણ તમારી અવિદ્યારૂપી અંધકારની અનેક પ્રકારની સંશયગ્રંથીઓ ગળનાર નથી અને આત્યાંતિક મોક્ષ મળનારજ નથી.

માટે શબ્દવિલાસી ન થાઓ, મોટા સંત કહે તે માનો. અને તમોગુણ મિશ્રિત તમારી પંડીતાઈને છોડી દઇ

આશરો કરો, તોજ તમારૂં શ્રેય છે, અને શાસ્ત્રના સાચા અર્થ જાણી શકશો.

સનાતન ધર્મના (વેદ ધર્મના–ભાગવત ધર્મના) પાંચ ખાસ મુદ્દા જાળવશો. પાંચ સિદ્ધાંતો—

(૧) પહેલો સિદ્ધાંત–સત્ય એવા જે ભગવાન–બ્રહ્મ-મૂર્તિ તેના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન, મેળવવું તે છે.

(૨) બીજો સિદ્ધાંત–સત્ય એવો જે આત્મા–જીવાત્મા તેના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન મેળવવું તે છે.

(૩) ત્રીજો સિદ્ધાંત–ત્રીસ લક્ષણવાળો ધર્મ–વર્ણાશ્રમ ધર્મ, તથા શાસ્ત્રના નિયમ, તે આચરવા, તથા સેવવા તે છે.

(૪) ચોથો સિદ્ધાંત—આ ત્રણે સિદ્ધાંત આચરનાર જે પુરૂષ હોય, તે મહામુકત, તેનો સમાગમ કરી, તેની સેવા કરી, તે થકી સમજણ શીખવી, સમજવી ને એકાંતિકધર્મ ધારણ કરવો તે છે.

(૫) પાંચમો સિદ્ધાંત-કોઇ પણ યોગી, કોઇ મોટો પુરૂષ, કોઈ સાધુ, કે અવતારી પુરૂષે, જે જે વાદ ચલાવ્યા છે, જે જે રૂચી પ્રવર્તાવી છે, તે રૂચી તથા અભિપ્રાયમાંથી જે સારૂં હોય તેનું ગ્રહણ કરવું, ને લીલા વિભાગ, કે જે આચરણ તેમનાં હોય, તે આચરવાં નહિ, તેમ તેમનું ખંડન, મંડન પણ કરવું નહિ, કોઈનો દોષ જોવો નહિ, દોષા-ધ્યાન એજ જીવનો નાશ કરનાર છે. કારણ કે, ॥ **ब्रह्मद्रोही विनश्यति** ॥–જેનાથી જેવું નિરૂપણ થયું તેવું તેના બળ પ્રમાણે, બ્રહ્મ કહેતાં ભગવાનના સ્વરૂપનું નિરૂપણ, તે સાધુ

કે આચાર્યે કે પંડીતે કરેલું છે. તેમાં તેનો દોષ નથી. સર્વજ્ઞતો પરમાત્મા છે. તેથી તેના જેવું સ્વરૂપ નિરૂપણ તો કોઈથી થઈ શકે જ નહિ. માટે સર્વેના સિદ્ધાંતોમાંથી ગુણગ્રાહી થાવું ને અસત્યનો ત્યાગ કરવો, ને દ્રોહ તો ક્યારેય પણ નજ કરવો એ પાંચમો સિદ્ધાંત, વેદ ધર્મ—યા સનાતન, યા ભાગવત ધર્મનો છે. જે પુરૂષ આ પાંચે સિદ્ધાંતો બરાબર આચરી શકે છે તેજ પુરૂષની સો જન્મની કસર આને આ જન્મે ટળી જાય છે, ને પરમપદને પ્રાપ્ત કરે છે.

**कोनार्कि वैश्नव जाति बुद्धिः सर्वेश कृष्णो समधीनरेषु ॥**
**अर्चाहरौ यस्य परंशीलाधीसत् साध्वसस्साधुषु तुल्य बुद्धिः ॥**

બ્રહ્મ જે ભગવાનના યથાર્થ સ્વરૂપને ઓળખનાર ભક્ત, તેને વિષે જાતીપણાની બુદ્ધિ કરનાર, સર્વે દેવના દેવ, બ્રહ્મ સ્વરૂપ ભગવાન, પરમાત્મા તેને મુક્ત જેવા કે પુરૂષ જેવા કહેનાર, પ્રતિમાને વિષે પથ્થરની બુદ્ધિ જાણનાર, અને સાધુ, તથા અસાધુને સરખા કહેનાર દ્રોહીચારેનો દ્રોહ કરનાર, નારકી થાય છે, મહા દુઃખી થાય છે.

માટે કોઈનો દ્રોહ તો કરવો જ નહિ. સારૂં એજ આપણું એમ માની સત્યનું ગ્રહણ કરવું એજ જીવની માયા તરવાનો ઉત્તમ માર્ગ છે. વળી ભગવાનના સ્વરૂપનો દ્રોહ, ભગવાનના ભક્તનો દ્રોહ, ત્રીજું બ્રાહ્મણનો દ્રોહ, ને ચોથું ગરીબ પ્રકૃતિવાળા મનુષ્યનો દ્રોહ તો ક્યારેય પણ નજ કરવો. બ્રહ્મસ્વરૂપ ભગવાનને નિરાકાર કહેવા, તથા તે પુરૂષોત્તમના સ્વરૂપને બીજા પુરૂષ, કે અવતાર જેવા કહેવા,

એ પણ દ્રોહજ છે. બીજું ભગવાનના સાચા ભક્તનો દ્રોહ-કરવો, તેની અવગણના કરવી, એ પણ દ્રોહ છે. આ પ્રમાણે વેદ ધર્મ સુચવે છે. તેથી અવતાર કે મોટા પુરૂષનો દ્રોહ કરવો જ નહિ; પણ સર્વે આચાર્યોની રૂચી તથા તેમનો આપેલો બોધ ગ્રહણ કરવો; પણ ખંડન મંડન ન કરવું એજ માયા તરવાનો સર્વોત્તમ ઉપાય છે. વળી વેદમંત્ર નીચે પ્રમાણે જણાવે છે.

**द्वासुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।**
**तयोरन्यः पिप्पलं स्वाद्वत्य नश्नन्नयो अभिचाक शीति ॥**

**द्वा** કહેતાં પુરૂષ પ્રકૃતિનું કાર્ય અર્થાત્ અનંત બ્રહ્માંડો-ના કાર્ય અને કારણ ઉપાધીવાળા જડ, ચેતનના સમુહ-વાળા તમામ જીવો, અને બીજું બ્રહ્મ, એ બેઉ, એટલે બ્રહ્મ કહેતાં આત્મા અને અનાત્મા જે કાર્યરૂપી બ્રહ્માંડો, તે **सुपर्णा सयुजा सखाया** ચેતનતા અને પાલનાદિ ગુણોએ કરીને વાપ્ય-વ્યાપકભાવે કરીને સદા પરસપર સંયુક્ત મિત્રતા યુક્ત સનાતન અનાદિ છે. અર્થાત્ સચ્ચિદાનંદ બ્રહ્મ, અંતર્યામીપણે વિશેષ્ય પુરૂષને વિષે પ્રકાશ કરી માયા ને વિષે જોડાઇને અનંત બ્રહ્માંડોના કાર્યને ઉપજાવે છે.

બ્રહ્મસ્વરૂપ ભગવાન પોતાની દૃષ્ટિએ કરીને, પુરૂષને પ્રકૃતિ એ બે દ્વારે જગતની ઉત્પત્તિ, સ્થિતિ, ને પ્રલય, તેનું કારણ છે. કાર્ય અને કારણ ઉપાધીવાળા જીવ, ઇશ્વરના દેહોને ઉપજાવે છે; અને દેવ, દૈત્ય, મનુષ્ય, પશુ, પક્ષી આદિક સમગ્ર, સ્થાવર-જંગમ જે જીવ તેને સૃજે છે, અને વૃક્ષરૂપ

સંસારમાં બ્રહ્મસ્વરૂપ જે ભગવાન, તે જીવ જીવ પ્રત્યે અંતર્યામીરૂપે પ્રકાશી રહ્યા છે. જીવ માત્ર વૃક્ષરૂપ સંસારમાં પાપપુણ્યરૂપ ફળોનો સ્વાદકરી સારી પેઠે ભોગવે છે, અને કર્મફળપ્રદાતા ભગવાન તેમનાં કર્મફળ ભોગવાવવાને માટે જે દેહ થકી જેમ ઉપજ્યાની રીતિ હોય તેમ જીવોને ઉપજાવે છે. એમ ભગવાનની શક્તિ **अनश्नन्** કહેતાં નિર્વિકારી છે. આ પ્રમાણે અનાત્મા કહેતાં જીવ, ઈશ્વર, માયા ને પુરૂષનું જે ક્ષેત્ર, તેપણ અનાદિ છે. અને આત્મા કહેતાં બ્રહ્મની અંતર્યામી શક્તિ, તેપણ કાર્ય અને કારણ અવસ્થામાં સદા રહેલ છે; જે સર્વના કર્મફળ જૂદા જૂદાં રાખે છે. માટે જીવ, ઇશ્વર, માયા, પુરૂષ, ને પુરૂષોતમ, એવા જે બ્રહ્મસ્વરૂપ ભગવાન, એ સર્વેનાં ગુણ, કર્મ, સ્વભાવ, ને પ્રતાપ એક એકથી ભિન્ન છે ને અનાદિ છે.

સાંખ્યશાસ્ત્રના આચાર્ય કપીલ મુનીએ પોતાની રૂચી પ્રમાણે—જીવ, ઇશ્વર ને માયાનું એકાત્મપણું કહી, તેમને ચોવીશ તત્વ ભેળા ગણ્યા છે; અને પચવીશમા બ્રહ્મસ્વરૂપ ભગવાનને ગણ્યા છે. યોગશાસ્ત્રના આચાર્ય હિરણ્યગર્ભ રૂષીએ, માયાનાં ૨૪ તત્વ અને પચવીસમા જીવ, ઈશ્વરને ગણ્યા અને સૌથી વીલક્ષણ એવા છવીસમા બ્રહ્મસ્વરૂપ ભગવાનને ગણ્યા છે. જેને જેમ સમજાયું, તે પ્રમાણે મોટા પુરૂષોએ અભીપ્રાય દર્શાવેલો છે. દરેક પુરૂષે વેદશાસ્ત્રમાંથી જ પોતાની રૂચી દર્શાવી છે, પણ તેમાંથી સત્ય લેવું એજ મનુષ્યનું તથા પંડિતનું કર્તવ્ય છે, પણ તેના ઉપર ખંડન મંડન કરવું એજ અવિદ્યા છે. આ સંબંધી સંપૂર્ણ

ખુલાસો મારા બીજા બે ગ્રંથો ઉપરથી વિચારી લેશો. વાંચનાર જો ધ્યાન પૂર્વક વાંચશે તો તે ગ્રંથોની મતલબ સમજાશે. અધુરૂં કે ઉપરચોટીયું વાંચવાથી કંઈ અર્થ સરી શકે નહિ.

હે સુજ્ઞ જનો!—જે જાણવું તે દરેકના કરેલાં શાસ્ત્રમાંથી પુરૂ જાણવું. તેમાંથી જે રૂચી પોતાને સમજાય તે ગ્રહણ કરવો ને ન સમજાય, તેનો ખુલાસો કોઇ મોટા તત્વવેત્તા પુરૂષ પાસેથી સમજી લેવો; પણ જે લખાણ, આચાર્યોએ કરેલું હોય, તે તદ્દન નકામું છે, એમ કદી પણ ગણવું જ નહિ. રાગ, દ્વેષ, ઇર્ષા, કોઇને વિષે રાખવી જ નહિ, પણ તેમાં સત્ય શું છે, તેનો તપાસ કરવો, એટલે આપણે અંધારાથી ઘેરાયલા છીએ કે નહિં તેની ખબર પડશે. ખરેખર વેદશાસ્ત્રો, સત્શાસ્ત્રોમાંથી ભગવાનના યથાર્થ સ્વરૂપને નહિ જાણવાથી, બનાવટી ઠાઠના બેરંગી રંગમાં અંજાયા છો, તેથીજ પોપટીયા જ્ઞાન મેળવી, આચાર્યોએ કરેલાં સત્શાસ્ત્રો ખોટાં ગણો છો; યોગ, સાંખ્ય, ન્યાય, તર્ક, મીમાંસા, વેદાન્ત, જેમાંથી ભાગવત, યાજ્ઞવલક્ય સ્મૃતિ, પુરાણ, વિગેરે ઉપજાવવામાં આવેલાં છે, માટે એવાં શાસ્ત્રોની અવગણના કરવી એ કેવળ અધર્મ છે, એજ અવિદ્યા છે. દરેકમાંથી સારૂં, કે સત્ય, એજ તમારૂં માની, ભગવાનના યથાર્થ સ્વરૂપને જાણી તમારૂં મનુષ્ય જીવન સફળ કરો.

સર્વેને સુખ જોઇએ છીએ, પરમાત્માની પ્રાપ્તિ પણ જોઇએ છીએ, અને દુઃખનો વિયોગ સર્વે ચાહે છે, પણ

તેમ થવું કોના હાથમાં છે? તમે જ્યાં સુધી ધર્મનું સેવન નહિ કરો, પરમાત્માના શુભાશ્રયનું સેવન નહિ કરો, ત્યાં સુધી તમારી માયા જનાર નથી ને દુઃખનું છુટવું થનાર નથી. પ્રભુના સ્વરૂપને આધારેજ ધર્મ, કહેતાં સાત્વિક ગુણો ટકી રહે છે, તે સ્વરૂપને આશ્રીને જ્ઞાન, અનંત કલ્યાણકારી ગુણો, પ્રભા, પ્રતાપ સર્વે રહેલાંછે. તે ભગવાનના સ્વરૂપને ઓળખીને જે મનુષ્યો, ધર્મનું આચરણ કરે છે, ક્ષમા, દયા, સુશીલતા, સત્પુરૂષોનો સંગ, અને સત્શાસ્ત્રમાંથી ભગવાનની બ્રહ્મવિદ્યાને ભણે છે, તે પુરૂષોજ, આ જગતમાં માયાને તરી ગયા છે. આપણે સદા યાદ રાખવું જોઇએ કે, જે રાગ–દ્વેષ રહિત બની, સાચા પુરૂષોનો સંગ કરે છે, અને સત્યાસત્ય કર્તવ્ય જાણે છે, તેજ પુરૂષ સદા સુખી થાય છે. અને તેજ સનાતનધર્મ સેવી તથા આચરી શકે છે.

આપણા મનની કલ્પનાઓ ઘણીજ પ્રબળ હોય છે, ને સઘળો વ્યવહાર મનના સંકલ્પથી જ બન્યાં જાય છે, કામનાથી જ બન્યાં જાય છે, કારણકે, મિથ્યાભાષણ, ચાડી, ચુગલી, ચોરી, વ્યભિચાર ઈત્યાદિ પાપનાં કર્મો કરવાની ઇચ્છા થાય છે, ત્યારેજ જીવના હૃદયમાં ભય, લજ્જા, શંકા, અને અંધકાર અવશ્ય ઉત્પન્ન થાય છે, એટલા માટેજ સત્પુરૂષોનો સંગ, સત્શાસ્ત્રનો સંગ, આચાર, વિચાર અને જે જે કર્મમાં પોતાનો આત્મા પ્રસન્ન રહે, તેવાં કર્મોનું સેવન કરવામાં આવે, તો પછી ભય શેનો છે? લજ્જા શેની છે?

**જીવને માયા તરવામાં સાત પગથીયાં ઉંચે જવાનું છે.**

(૧) પ્રથમ પગથીયું—આપણી ઈચ્છા, આપણો વિચાર, અને આપણી કામનાનું લક્ષ્ય, આ સંસાર સમુદ્ર તરવા તરફ દોરાય, સાચા પુરૂષોમાં ભાવ થાય, તેમના આચાર, વિચાર, પ્રમાણે શુભકર્મોનું સેવન આચારમાં મુકાય–એ છે.

(૨) બીજું પગથીયું—સત્પુરૂષનો સમાગમ થાય, તેમના વિચારમાં, તેમની રૂચીમાં, આપણો વિચાર સંમત થાય, અને ધીરે ધીરે શંકાઓનું સમાધાન થતું જાય. અંતઃકરણ વિચારને પામતું જાય, અને સંશયગ્રંથી છેદાતી જાય, એ છે. આ સ્થિતિમાં જીવાત્મા શુભાશ્રયથી પોતાની ઇચ્છા પ્રમાણે સ્વધર્મનું સેવન કરવા પ્રવૃત્તિ કરે-છે, અને ધર્મમાં પ્રવેશ કરે છે.

(૩) ત્રીજું પગથીયું—સત્સંગમાં પ્રવર્ત્યો એવો જે જીવ તેને વિવેક આવે છે. આ કરવા જેવું છે, ને આ ન કરવા જેવું છે, એમ ભાન થાય છે. ભગવાનના સ્વરૂપને વિષે પ્રેમ ઉપજે છે, પવિત્ર રહે છે. પોતાને મળેલો સમાગમ તેના સિદ્ધાંતો વિચારતો થકો, મનમાં નિશ્ચય કરતો થકો, સ્વધર્મ, તપ, નિયમ, વિગેરે આચરી શકે છે. બુદ્ધિનો પ્રકાશ પણ થાય છે, અને સંસાર તરફ ભોગવિ-લાસની ભાવના કંઇક અંશે ઓછી થતી જાય છે, અને તે કામનાને તાબેકરવા કુશળ બનતો જાય છે. સંસારની માયાને અસત્ય જાણી, સંસારના સુખને અસત્ય જાણી,

આત્મસત્તારૂપે વર્તન કરવામાં આવે છે. ભગવાનના સ્વરૂપમાં વિશેષ પ્રેમ જામતો જાય છે. વેદધર્મની મર્યાદા પાળવામાં, સનાતનધર્મ, આશ્રમ ધર્મ, વિગેરે આચરણમાં મુકી, લોકમાં કીર્તિ ને સુખ અનુભવે છે.

सर्वन्तु समवेक्ष्येदं निखिलंज्ञान चक्षुषा
श्रुति प्रामाण्यतो विद्वान् स्वधर्मे निविशेतवै (मनु०)

વિચારને પામેલ, ભગવાનના સ્વરૂપને ઓળખીને, સત્યાસત્યને જાણીને, જ્ઞાનરૂપી નેત્રે કરીને, સત્તારૂપે વર્તતો થકો, સ્વધર્મનું સેવન કરે છે. ભગવાનના બળ વગર, શુભાશ્રય વગર, ત્રીસ લક્ષણવાળો જે ધર્મ, તેનું સેવન થઈ શકતું નથી.

(૪) ચોથું પગથીયું—ઉપર પ્રમાણે ભક્તિમાર્ગને વિષે પ્રવૃત્ત થયેલ જીવાત્મા-એક પછી એક ઉત્તમોત્તમ સ્થિતીનું અવલોકન કરતો ચોથે પગથીએ પહોંચે છે. આ સ્થિતીમાં સંસારના ભોગવિલાસનો અભાવ થાય છે; એટલે વિમોક આવે છે, જગત્ મિથ્યા ભાસે છે. શમ, દમ, શૌચ, ઈત્યાદિક સાત્વિક ગુણોને આચરી શકે છે, સેવી શકે છે, અને શુભાશ્રયથી ભગવાનને વિષે પ્રેમલક્ષણા ભક્તિ ઉદે થાયછે. ગમે તે સ્થાનમાં અને ગમે તે સ્થળમાં જીવાત્મા સુખનો (આત્મિક સુખનો) આનંદ અનુભવી શકે છે. સુખ-દુઃખ, હાણુ-વૃદ્ધિ, ખોટ-લાભ, જય-પરાજય તથા અન્તર્વિકારોથી ન ડરતાં તે જીવની ધીરજ કાયમ રહે છે. સત્તાપણે વર્તે છે, સંકલ્પને હઠાવે છે, અને તેમ છતાં વિષયની

આંખી થાય, અને તેમાં લેવાઈ જવાય, તો તેને અતિ દાઝ થાયછે. સારા નરસાની ભાવના કંઇક અંશે રહે છે, તેથી તે મુમુક્ષુ ડરતો જ રહે છે. જીવની માયા જે આ સંસાર, તેને દુઃખરૂપ જાણીને, તે તરફ દૃષ્ટિ કરતો જ નથી. અને મહાપ્રભુના શુભાશ્રયથી ગુરૂ થકી વિજ્ઞાનને પામતોથકો, સુખી રહે છે. રૂડા ગુણોના આચરણથી ધર્મ, જ્ઞાન, કે વૈરાગ્યની કંઇક ખુમારી વર્તે છે, તેથી કોઈ કોઈ વખત અહંપણું આવી જાય છે, કે મારા જેવો કોણ જ્ઞાની છે, ધર્મી છે ? એમ માનનો ભાર વર્તે છે; પણ ભેદદૃષ્ટિનો સંપૂર્ણ લય થતોજ નથી. એટલે સર્વે સાધનમાં અતિકુશળ વર્તતો થકો, ભગવાનની ઉપાસના કર્યા કરે છે.

જે પુરૂષોને ભગવાનનો શુભાશ્રય નથી, કેવળ પુરૂષાર્થથી જ્ઞાનબળવડે—સાત્વિકજ્ઞાન સંપાદાન કરી, સત્તાપણે વર્તે છે, તેઓ ધર્મ સિદ્ધ કરે છે, જ્ઞાન મેળવે છે, અર્થ અને કામ સિદ્ધ કરી આત્મજ્ઞાનને બળે કરીને આ સંસારસમુદ્રમાં સુખી જીવન ગુજારે છે. પણ તેઓ સુષુપ્તીરૂપ માયા કે તે પર સામ્યાવસ્થારૂપ જે માયા મહા વિકટ છે, તે માયાને ભગવાનના શુભાશ્રય વગર ઉલ્લંઘી શકવા ક્યારેય પણ સમર્થ થતા નથી. એ સિદ્ધાંત વાર્તા છે. કારણકે મનુભગવાન કહે છે કેઃ—

**वेदः स्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः**
**एतच्चतुर्विधं प्राहुः साक्षात् धर्मस्य लक्षणम् ॥**

વેદ ધર્મની મર્યાદા પાળનાર, શ્રુતિ સ્મૃતિના નિયમો પ્રમાણે સેવામાં તત્પરરહેનાર, સત્પુરૂષોના શુભાશ્રયથી

ભગવાનને ઓળખનાર, ભગવાનનું જેમ છે તેમ સ્વરૂપ જાણનાર, આત્મજ્ઞાનથી સત્તાપણે વર્તનાર, સાક્ષાત્ ભાગવત-ધર્મનું સેવન કરી, ભગવાનના સ્વરૂપને સિદ્ધ કરેછે, અને બ્રહ્મરૂપ થાયછે. આચાર સિવાય સાક્ષાત્ધર્મ, જે ભગવાનને આશરીને રહેલો છે, તે બ્રહ્મસ્વરૂપ ભગવાનની કૃપા વગર લક્ષિત થતો જ નથી. તો પછી એકલા પુરૂષાર્થથી આત્માના જ્ઞાનથી આત્મા લક્ષિત થાયજ કેમ? કારણ કે નિર્બીજ સાંખ્ય કરેછે, ને યોગવડે સમાધિવાળા લક્ષ્ય તોપણ તેઓ આત્માને દેખવા સમર્થ થતાજ નથી. સમાધિનો લક્ષ્ય પણ ભગવાનની ઉપાસનાને બળેજ પમાય છે, અને આવા ઉપાસનાવાળા, ભગવાનના શુભાશ્રયવાળા પણ તુર્યાવસ્થા ઉલંઘી શકયા નથી ને માયાથી વિક્ષેપને પામ્યા છે. વશિષ્ટ જેવા લોભથી યોગભ્રષ્ટ થઇ, નૈર્મી રાજાથી વિક્ષેપને પામ્યા-છે. સહસ્રાર્જુન પણ લોભથી લેવાણા છે. કામે કરી ઈંદ્ર, તથા ચંદ્રમાને કલંક લાગેલાં છે. ક્રોધથી તથા કામથી દુર્વાસા જેવા સમાધીનિષ્ટને પણ માયાએ હેરાન કરેલા છે. દક્ષપ્રજાપતિ પણ માને કરીને વિક્ષેપ પામી મહા દુઃખી થયા છે. બ્રહ્મા-શિવ-ઈત્યાદિક પણ મોહને પામ્યા છે. શૌભરી-શ્રીશૃંગ ( એકલશ્રૃંગી ) જેવા યોગીઓ સમાધીમાંથી જાગ્યા ત્યારે કામવાસનાથી, સંગદોષ લાગી અતિ વિક્ષેપને પામેલા છે. આ બધા યોગીઓ, સમાધીવાળા, તપસ્વી, ધર્મયુક્ત, ને ભગવાનને જાણવાવાળા, શુભાશ્રયવાળા-પણ સામ્યાવસ્થારૂપ માયાથી-માયાના આવરણમાં રગદોળાયા-છે, પીટાયા છે ને મહાદુઃખી થયા છે, તો પછી કેવળ પુ-

રૂષાર્થબળે શું બની શકે તેમ છે? શું માયા તરી શકાય તેમ છે? એટલા માટેજ ભગવાનનો આશરો સાચા ગુરૂ થકી કરી લેવાની ખાસ જરૂર છે.

(૫) પાંચમું પગથીયું—ભગવાનના યથાર્થ સ્વરૂપના શુભાશ્રયવાળો ભક્ત ગુરૂકૃપા, થકી, સુષુપ્તી રૂપ માયાને તરવા સમર્થ થાય છે. તેની વૃત્તિ સ્થિર થાય છે. ધર્મ, જ્ઞાન, વૈરાગ્યાદિક રૂડા ગુણોના બળથી, તથા ભગવાનના સ્વરૂપના બળથી, તેની ત્રણે અવસ્થા જાગ્રત, સ્વપ્ન ને સુસુપ્તિ, તેનો લય થાય છે. ભગવાનની મૂર્તિના ચિંતવનથી, ચિત્તની વૃત્તિ નિર્વાસનીક થવા માંડે છે, ઇંદ્રિયોની શુદ્ધિ, મનની શુદ્ધિ, તથા વૃત્તિની શુદ્ધિના નિયમો-તપ, ત્યાગ, વૈરાગ્ય, ને ભક્તિ, આદિકના પાલનના યોગ સાથે સાંખ્યનો વિચાર દૃઢ સ્થિત થવા લાગે છે. એટલે તે જીવાત્માને, ત્રણ દેહ ને ત્રણ અવસ્થાથી પોતાનું પરપણું ભાસે છે, અને જીવ-ચેતના સાક્ષી બ્રહ્મ, તે સાથે એકત્વપણું ભાસે છે. આથી કરીને ભગવાનના બળથી વૃત્તિ તથા વિચારે કરીને તે જીવાત્માને સાક્ષાત્ અનુભવ થાય છે કે, સર્વે માયિક પદાર્થથી ઇંદ્રિયો નિરાળી છે, અને ઇંદ્રિયોથી મન પણ નિરાળું છે, ને તે તેનું નિયંતા છે, ને ઇંદ્રિયોથી પર છે. ઇંદ્રિયોને નિયમમાં રાખનાર જે મન તે પણ ચેતન-જીવથી નિરાળું છે અને ચેતન પણ મનથી પર સત્તાવાળો-છે, એટલે મનને તથા ઇંદ્રિયોને પોતાને કબજે કરે છે, અને કબજે વર્તાવવા પ્રયત્નશીલ થાય છે. વળી જીવાત્માથી પર જે સાક્ષીબ્રહ્મ—અંતર્યામી-સચ્ચિદાનંદ બ્રહ્મશક્તિ, તેની

સાથે એકતાકરવા, અને સૌથી નોખાપડવા, જીવ, ચિત્તની-વૃત્તિ, ભગવાનના સાક્ષાત્ સ્વરૂપમાં પરોવે છે. ઉપશમને પામે છે; ને સુષુપ્તિનો, સંકલ્પનો, ક્ષય દેખેછે, અને અનુભવેછે.

(૬) છઠ્ઠું પગથીયું—ઉપર પ્રમાણે અનુભવતો જીવ, બ્રહ્મ જે ભગવાનનું સ્વરૂપ, તેને વિષે પ્રવેશ કરવા પ્રયત્ન-કરે છે, તમામ સંકલ્પને સમાવે છે. વૃત્તિ તથા વિચાર બન્નેનું એકપણું કરવા પ્રયત્ન કરે છે. બ્રહ્મરૂપ બને છે, જીવાત્માનો પ્રવેશ બ્રહ્મ–જે સર્વના કારણ–સર્વના જે ભગવાન, તેને વિષે થાય છે. વૃત્તિને વિચારે કરીને, જીવાત્મા, પોતાના આત્માને, સાક્ષાત્ સંબંધથી બ્રહ્મસ્વરૂપ માને છે; અને માયાના મહામોહનો નાશ કરે છે. શુભાશ્રયથી, ભગવાનની કૃપાથકી, તે બળને પામેલ આત્મા–કાળ, કર્મ, ને માયાથી તરી જાય છે; એવી નિર્ભયસ્થિતિ તે અનુભવે-છે. કાળ, શુભાશુભકર્મ, ને માયાનું આવરણ, તેને બંધન કરવા સમર્થ થતાં નથી; અને તે જીવાત્મા આ ભૂમિકામાં જો દેહ છોડે, તો તે પરમપદ જે ભગવાનનું ધામ તેને પામે-છે. અને દેહ રહે, તો તે જીવાત્મા ભગવાનની મહત્કૃપા મેળવી, બ્રહ્મસ્વરૂપ બને છે, એટલે ભગવાનનું સાધર્મ્યપણું, પ્રાપ્ત કરે છે.

(૭) સાતમી ભૂમિકા–સાતમું પગથીયું—જીવાત્મા, બ્રહ્મનું સાધર્મ્યપણું મેળવી સાક્ષાત્કાર અનુભવેછે, અને ભોગવે છે, અને તેને પરમાત્માના સ્વરૂપને વિષે સદા અહો, અહોપણું રહે છે; અને સાચો સેવક બની અનેક જીવના

ઉદ્ધારને માટે વિચરે છે. નિર્વિકલ્પપણાને પામ્યો જે ભક્ત, તે નિર્બંધ થાય છે, સ્વતંત્ર થાય છે, ને અતિ સમર્થ થયો છે, છતાં અતિ દીન વર્તે છે.

છઠ્ઠી તથા સાતમી ભૂમિકાવાળા–ભગવાનના સ્વરૂપને વિષે સ્થિરમતીવાળા મુક્તો, મનને પોતાને વશ વર્તાવે છે.

**भिद्यते हृदयग्रान्थिश्छिद्यन्ते सर्व संशयाः ।**

**क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे पराऽवरे ॥**

( મુંડક ઉપનિષદ્ )

ભગવાનના સ્વરૂપને વિષે સ્થિર થએલ જીવાત્મા, મનને વશ વર્તાવી શકે છે, કારણકે, તેની અજ્ઞાન રૂપી ગાંઠો ગળી ગઈ છે, સંશય માત્રનો, નાશ થયો છે, કાળ, કર્મ, ને માયાને તરીગયો છે. અને જીવાત્મા–બ્રહ્મસ્વરૂપ બની, પોતામાં પરમાત્માને દેખે છે. એમ જીવની અવિદ્યા–કે માયાનો નાશ થાય છે. આવો મુક્ત, ઘટે તેમ યુક્ત આહાર કે વિહાર કરી, શરીરને નિભાવી, અનેક જીવોનાં કલ્યાણ તથા પરોપકારને માટે વિચરે છે. તે તુચ્છ જીવોનાં પણ માન, અપમાનને સહન કરે છે. જીતેન્દ્રિય વર્તે છે. સુખ દુઃખ, સારૂં નરસું, વિગેરે ભાવનાથી તે હર્ષ, તેમ શોકને, પામતો નથી. ઉપદેશમાં વાણી મધુર, પ્રિય, ને કોમળ, બોલે છે. સત્ય ઉપદેશથી ધર્મની વૃદ્ધિ કરે છે; અને અધર્મનો નાશ કરે છે. આવા સંત કે સત્પુરૂષ મળવા દુર્લભ છે; અને જે પુરૂષને મળે તે પુરૂષને ધન્ય છે.

માટે જીવની માયાનો નાશ કરવો, એ આપણા હાથમાં

નથી. જો સમાગમ મળે, સાચા સંત મળે તોજ વાસના-મુલક જીતાય છે. સ્વભાવ, રાગ, મહા બળવાન છે.

આ જગત વાસનામય છે. મનની જેમાં જેમાં વાસના રહે છે, તે તે દેહ, જીવને ધરવો પડે છે. તેથી મુમુક્ષુ અને જ્ઞાની પુરૂષોએ વાસનાને નિર્મળ કરવી જોઈએ. ત્યાગીઓ તેટલા માટે વનને સેવે છે. સંસારમાં વાસ કરવાથી મન વિષયો તરફ વળે છે, ને તેથી મનુષ્ય વારે વારે ચોરાસીના ફેરામાં અટવાયા કરે છે. યોગીઓ તે માટેજ વનનો નિવાસ પસંદ કરે છે. કારણ કે, એકાંતમાં રહેવાથી મન, સર્વ ઉપાધિમાંથી મુક્ત થાય છે. ને કોઇપણ પ્રકારની તેને તૃષ્ણા થવા પામતી નથી. અને મનુષ્ય મોક્ષ મેળવવાને સમર્થ થાય છે. એટલા માટે નિવૃત્તિમાર્ગ શ્રેષ્ટ ગણેલો છે. સંસારમાં રહેવાથી, દેશ, કાળ, ક્રિયા, સંગનું વિષમપણું થવાથી, જીવની મતિ વિપરિત થઈ જાય છે, અને યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થતું નથી. માટે ભગવાનને ઇચ્છનારા ભકતોએ સર્વ વાસના તજી દેવી જોઈએ. એ વાસનાથી જે મુક્ત છે, તથા આસક્તિએ રહિત વર્તે છે, તે જ સાચો ભકત છે, ને તેજ ભગવાનને વહાલો છે. જેમ શરીરમાં જ્યાં સુધી ઝેર હોય છે ત્યાં સુધી તે શરીર નિરોગી રહેતું નથી; તેમ જ્યાં સુધી સંસારની વાસના છે, ત્યાં સુધી મોક્ષ નથી. દેહ, સગાંસંબંધી, અને આ સંસાર સર્વ વાસના મુલક છે. વાસના વિષયની વૃદ્ધિ કરે છે, અને સંસારિક વિષય ઉત્તરોત્તર વધવાથી જીવ અનેક દુઃખમાં વહ્યા કરે છે; જેઓ વિષયોની ઇચ્છાવાળા છે, તેઓ દેહરૂપે જ રહે છે. ને દેહરૂપ થવાથી આત્માથી જુદા પડાય છે, અને આત્માથી

જુદા પડવાથી, વિષયોનું અનુસંધાન થાયછે, અને એ વિષયોનો સંબંધ, સંસારબંધનનું મુખ્ય કારણ છે. માટે આત્મા અનાત્માનો વિચાર દ્રઢકરી, વાસનાનો ક્ષય કરવો, તથા વિષયનો ક્ષય કરવોજોઇએ. ગ્રહસ્થ વા ત્યાગી જેટલી ઉપાધી વધારે છે, તેટલી તેને બંધનકત્તા થઈ પડે છે, સંસારની અનેક ક્રિયામાં જોડાવાય છે, અને ક્રિયાથી વિષયનું ચિંતવન થાય છે. અને વિષયના ચિંતવનથી વાસનાનું બળ વધે છે. કેટલેક અંશે નિવૃત્તિમાર્ગમાં પડેલા સાધુજનો ક્રિયામાં જોડાતાનથી. પરમહંસરૂપે મળે તેમાંજ ગુજરાન ચલાવે છે. જેથી તેમને ક્રિયાનો નાશ થાયછે, અને વિષયથી છેટે રહેવાય છે. અને ચિંતવન પણ વિષયનું થતું નથા. જેથી તેમની વાસનાઓનો નાશ થવા સંભવછે. યોગીઓને ચિત્તનું આવરણ નડે છે, તેઓ સાવધપણે રહે, તો, ચિત્તને શાંત રાખે છે ને વાસનાનો નાશ કરે છે. સંસારિક વાસના પ્રબળ બંધનનાકર્તા છે, અને મોટા મોટાને પણ બ્રહ્મભાવથી પાડી નાંખ્યા છે, માટે વિષયોથી છેટા રહેવું, સત્તાપણે રહેવું, તો જ સુખી રહેવાશે. ભગવાનના ભક્તને સંસાર ખારો લાગે છે, ને નકારો લાગે છે. સંસાર ઝાંઝવાનાં પાણી જેવો છે, તેમાં જ્ઞાનીભક્ત કદાપી પણ લેવાતો નથી. જીવ જ્યાં સુધી સંસારને ભજે છે, ને સંસારમાં રમણ કરે છે, અને જડ જીવો દેહને આરાધે છે, ત્યાં સુધી તે કલેશમાંથી મુક્ત થતા નથી; પણ જન્મ-મરણ તથા વ્યાધીને જ સેવનાર પશુ જેવો જ રહે છે. આ સંસાર કેવળ કલેશની જ મૂર્તી છે. તેમાં કિયા ડાહ્યા માણસને પ્રેમ થશે ? સંસાર એટલે શું ? તેમાં જવું, રહેવું

તે શું ? દેહ તથા ઇન્દ્રિઓનાં સુખો ભોગવવાં, અને ઈષ્ટ કે અનિષ્ટ પદાર્થની પ્રાપ્તી માટે સર્વદા વાસનાને વધારવી, વાસનાને વધારી વિષયોનું અનુસંધાન કરવું. મમતાથી મોહ વધારવો, અહંપણું વધારવું, સ્ત્રી, પુત્ર, કલત્રમાં લપટાવું, અને બ્રહ્મભાવમાંથી પડવું. એ સિવાય સંસારમાં સુખ શું છે ? કિયા જીવની વૃત્તિ સંસારના વિષય ભોગથી કુંઠીત થઇ ગઇ છે ? અજ્ઞાનીઓ, તથા આંધળાઓ વિષયના સુખમાં આનંદ પામે છે. સ્ત્રીમાં સ્નેહ છે, એ જ દુઃખનું કારણ છે. સ્ત્રીને તો દુરથી જ નમસ્કાર કરવા, તો જ સુખીયા રહેવાય. રૂષભદેવ ભગવાને પોતાના પુત્રોને ઉપદેશ કરતાં કહ્યું છે કે, મહાત્માઓની સેવા, ને સમાગમ, એને જ મોક્ષનું દ્વાર કહેલું છે. અને સ્ત્રી, ધનાદિક પદાર્થો, તથા તેમના સંગીના સંગને, પણ અંધકારનું દ્વાર કહ્યું છે. સ્ત્રીમાં વિશેષે કરીને માયાનો અંશ વધારે રહેલો છે. ને તેમનામાં જડપણું વિશેષ હોય છે; સ્ત્રીઓ ઘણે ભાગે સંસારને અનુકુળ અને પરમાર્થમાં પ્રતિકુળ હોય છે. તેથી કરીને ગમે તેવા પુરૂષને પણ ધર્મમાંથી પાડી નાંખે છે. અને જીવને મહા ક્લેશનું મૂળ થઇ પડે છે. સ્ત્રીને તેટલા જ માટે નર્કનું દ્વાર કહેલ છે. અને તેની જડતાને લીધે તેમાં ગમે તેવો પુરૂષ ફસાઈ પડે છે. માટે સાધુજનોએ તેમજ ભગવાનના ભકતોએ જેમ બને તેમ સ્ત્રીનો સંબંધ ઓછો કરવો જરૂરનો છે. એટલાજ માટે મુમુક્ષુજનોએ સંસારની ઉપાધિઓ ઓછી કરવી, અને બને તેમ નિવૃત્તિપરાયણ રહેવું; તો જ વાસના દેહ જીતાશે. જગતની વાસના અનેક કામનામાં જીવને મસ્ત બનાવે છે, અને મોક્ષમાંથી પાડી

નાંખે છે. માટે વાસના મુલક કાપવા માટે સંતસમાજ સેવવાની જરૂર છે.

સાચા ગુરૂના પ્રતાપથી અનેક કુમાર્ગગામી જીવો પણ માયાને તરી ગયા છે. રૂડા ભકતનો સંગ ઓળખી લેવો, તેમનો સમાગમ કરી લેવો, એટલે મોક્ષ આપણા હાથમાં આવી ગયો જાણવો. મોક્ષનું કારણ ભગવાન, ને ભગવાનના મોટા સંતજ છે, અને તેવા સંતની સેવા-કરવી, પૂજનકરવું, વંદનકરવું, ઉપાસનાકરવી, એજ સત્સંગનો હેતુ છે. એવા સંતના થઈને રહેવું, તેનાથી કંઇ જુદાઈ માનવી નહિ, અને મન, કાયા, અને વાણીથી અંત-રાય ટાળીને જે ભકત, સમાગમ કરે છે, તે પરમ મોક્ષને પામે છે; પૂર્વ જન્મમાં કરેલાં કર્મો, તથા કરેલો સત્સંગ આ જન્મમાં ફળરૂપે પ્રાપ્ત થાય છે, અને થયો છે. જીવને સુખ કે દુઃખ ભોગવવાનું હોય છે, તે ભોગવવું પડે છે. ઉત્તમસંસ્કારીજીવ ઉત્તમ ફળ ભોગવે છે, અને મોક્ષ મેળવવા ભાગ્યશાળી બને છે. જે પુરૂષ, અથવા જે ભકત, આ સંગ કરતો નથી, સત્સંગને ઓળખતો નથી, અને અધર્મ કર્મકરનાર બને છે, નિયમ વિરૂદ્ધ વર્તે છે, તે અધમ ફળ મેળવે છે. સત્સંગમાં આવી, રૂડા સાધુનો અ-ભાવ ન લેવો, સર્વના ગુણગ્રાહી થવું, અને પોતાના દોષો જોવા; એટલે મોક્ષ માર્ગ સહેલો થઇ પડશે. આ જન્મે કરેલાં સંચીતકર્મનું ફળ જીવને તેના સમયે જ આવી મળે છે; આ વખતે જે ઉત્તમ દેહ મળ્યો છે અને ઉત્તમ ફળરૂપી સત્સંગની પ્રાપ્તિ થઇ છે, તે પૂર્વ જન્મના સુકૃ-

તને પરિણામે થઇ છે, માટે ભક્તમાં જાતીભાવ નહિ પરઠવો, મોટા સાધુનો અભાવ નહિ લેવો, એ પુરૂષાર્થ ખાસ કરી-લેવાનો છે. ગાડું જેમ બે પૈડાં વગર ચાલી શકતું નથી, એક હાથે તાળી પડી શક્તી નથી, તેમ સત્સંગરૂપી પુરૂષાર્થ, અને સમાગમ, કર્યા વિના મોક્ષફળની પ્રાપ્તિ પણ થતી નથી. દરેક જીવે સત્સંગની સહાયતાથીજ સંસારમાર્ગ કાપવાનો છે. સત્સંગને આધારે અક્ષર ધામ છે. ઘણા સારા ભક્તો, સમાગમ વિના સારા ફળને–મોક્ષ ફળને, મેળવી શકતા નથી. તેમનામાં ડહાપણ ઘણું છે, તેજ પણ ઘણું છે, પણ સત્સંગને આધીન થયા વિના તેમના આત્માનું તેજ ખીલી શકતું નથી, અને ભગવાનમય જીવન બની શકતું-નથી. માટે સત્સંગ કરવામાં સારા સાધુને ઓળખી લેવાની જરૂર છે. માટેજ શાસ્ત્રો કહે છે કે:-સાચા સંતનો સમાગમ, ભગવાનના સત્ય સ્વરૂપનો શુભાશ્રય કરાવી, માયાનો મહામોહ તેનો નાશ કરે છે.

---

## પ્રકરણ. ૫.

## જીવ, બ્રહ્મનો અંશ નથી.

આ વિશ્વારણ્યમાં સંસારભોક્તા જીવોને કાર્ય ઉપરથી કારણનું ભાન થાય છે. ત્રણેક વર્ષ ઉપર જ્યારે રેલનું મહાસંકટ ગુજરાતમાં આવી પડ્યું, ત્યારે સૌ–રંકથી રાજા સુધી, આવા બળવાન કાળના વેગને જોઈ, મહા ભયંકર રેલને

જોઇ, પરમાત્માને યાદ કરવા લાગ્યા. વળી જગતરૂપી કાર્યને જોઈ દરેકના મનમાં એમ આવેછે કે, સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, તારા, લોક, ભોગ, ને આ સઘળા પદાર્થો જીવોના ધર્મ, અર્થ, કામને મોક્ષને માટે જ, જીવોના ભલાને માટે જ, પરમકૃપાળુ ભગવાને સર્જાવેલ છે. આવાં અનેક કારણોથી જણાય છે કે, પરમાત્મા અને જીવભેદો અનાદિથી જૂદા છે, ભિન્ન છે, તેમનું સાધર્મ્યપણું જીવ મેળવે, તોપણ એક થાય નહિ. એવું પરમાત્માનું સૌથી વિલક્ષણપણું છે.

## જીવાત્મા અને બ્રહ્મસ્વરૂપ ભગવાન.

( ૧ ) જીવ, અનાદિકારણશરીરે યુક્ત છે. લિંગના હોવાથીજ લિંગીનો સમવાયી, સંયોગી સંબંધ થાય છે, ત્યારે પરમાત્મા તેની વાસના પ્રમાણે अकर्त्तापणे તેને જેનો સંબંધ થવાનો હોય, તે દેહથી ઉપજાવે છે. એટલે નિયંતાને પ્રેરક શક્તિ, મૂર્ત્તિમાન બ્રહ્મની કર્મફળ પ્રદાતા, સંસાર સૃષ્ટિ તેને ઉપજાવી આપે છે.

" बुद्धींद्रिय मनः प्राणान् जनानामसृजत्प्रभुः ।
मात्रार्थं च भवार्थं च ह्यात्मने कल्पनाय च ॥

સર્વે—જીવ, ઈશ્વરકોટિનાં બુદ્ધિ, ઈંદ્રીયો, મન, અહંકાર, પ્રાણ તે દરેક જીવના વિષયભોગને અર્થે, જન્મને અર્થે, તથા સ્વર્ગ, નર્ક વિગેરે સ્થાનના લોકાંતરમાં જવાને અર્થે, તથા મોક્ષને અર્થે, ભગવાન, જે તે સર્વેના કારણ, તે સર્જાવે છે. જગતની ઉત્પતિ, સ્થિતિ, ને લય, તે પણ જીવને અર્થેજ કરે છે, કાંજે અનેક પ્રકારની

સંસૃતિયે કરીને થાક્યા જે જીવો, તેના વિશ્રામને અર્થે પ્રલય કરે છે. અને પાછું લોમ ઉપજાવે છે. સર્વના કારણ, ને નિયંતા માટે **कर्त्ता**—અને સૌ સૌના સંચિત કર્મ પ્રમાણે તેની પ્રકૃતિની વાસના પ્રમાણે, જેમ જેની ઉપજ્યાની રીતિ હોય તેમ તેને સંસ્કાર–સંબંધ ઉપજાવી આપે છે, માટે **अकर्त्ता** પ્રભુ છે. અને ચહાય તે, ન થવાનું હોય તે પણ કરી શકે છે, માટે **अन्यथाकर्त्तु** પણ છે. જીવો તમામ ઇશ્વર આદિ સ્વતંત્રપણે પ્રકાશી શકતા નથી. માટે **असमर्थ** છે.

## જીવ બ્રહ્મનો અંશ નથી

(૨) જીવ, લિંગલિંગીના સંયોગથી, સગુણ–સાકાર શરીરવાળો, જડ જે માયા, તેના સંયોગથી ઉત્પન્ન થાયછે. ને તેનું શરીર, ગુણના સંબંધથી, મહા વિકારવાન, મિથ્યા, ને નાશવંત છે. ત્યારે બ્રહ્મસ્વરૂપ–દિવ્ય, વિગ્રહ, સદા–નિત્ય, **साकारमूर्ति**, ગુણાતીત, અનાદિ સિદ્ધ છે. (સંયોગથી ઉત્પન્ન થએલ નથી.) તે મૂર્તિના, નાક, કાન, સર્વે દિવ્ય છે, ને સનાતન છે, અને પોતે પોતાની બે શક્તિએ કરીને, સર્વાધારપણું, ને આત્માપણું, ધરાવે છે. જીવ–ચેતન, **निराकार** છે; ત્યારે તે ચેતનમાં સાક્ષીપણે, નિયંતાપણે, આત્માપણે, અતિ સૂક્ષ્મપણે, જડ–ચેતનમાં વ્યાપીને રહેલી છે, તે ભગવાનની શક્તિ **निर्गुण** કહેવાય છે, **निराकार** કહેવાયછે, છતાં સાકારની પેઠે સગુણચેતનોનો પ્રકાશકરી, નિયંતાપણે વર્તે છે. હવે બીજી શક્તિ–**ચિદાકાશ**–સચ્ચિદાનંદબ્રહ્મ, તે સૂક્ષ્મકણથી પણ કોટી ગણું જેનુ સૂક્ષ્મપણું છે, અને અતિ મોટાઈ–ધામરૂપે, મહાપ્રકાશરૂપે, સર્વે ઐશ્વર્ય

સર્વેવિભુતિ, અનંત બ્રહ્માંડો, તથા મુક્તોને, ધારી રહેલ છે. એટલે આ સર્વાધાર, તે કોણ થકી વ્યતિરેક હોય, રજમાં, કણમાં, અને મોટામાં, માંહી અને બહાર, સર્વત્ર, જડ–ચેતનના કાર્યના સમૂહ, રજેરજમાં, વ્યાપીને, તથા ધારીને, બ્રહ્મપુરધામરૂપે પ્રકાશે છે; અને બ્રહ્મસ્વરૂપ, મૂર્તિ-માન, તે ધામમાં સદા બિરાજમાન છે.

(૩) બ્રહ્મને નિરાકાર કહેનારા આંધળા છે. સર્વેના કારણ જે સદા દિવ્યસાકારમૂર્તિ, જેનો સાકરનારસની મૂર્તિની પેઠે ત્યાગ ભાગ નથી. જેના દિવ્ય સ્વરૂપને વિષે ભાગ–ત્યાગ, કર્યાનો માર્ગ પણ નથી, એવા ભગવાન, અનંત બ્રહ્માંડના આત્મા છે. માટે બ્રહ્મમૂર્તિના સ્વરૂપનેવિષે દેહ-દેહીનો, લિંગલિંગીનો, પરિણામવાળો સંબંધ સમજશો જ નહિ. નિર્વિકારી ગુણાતીત સ્વરૂપ છે.

(૪) સંયોગી જીવનાં શરીરોની, વિકારીશરીરોની ભાવના, ચાર પ્રકારની છે. કાર્યને કારણશરીરના પ્રકાર, લિંગલિંગીના પ્રકાર.

(૧) સમવાયી, એટલે પરિણામવાળું.

(૨) સંયોગિ, એટલે જડ ને ચેતનના સંયોગવાળું હમેશાંછે. જેમ શરીર ત્વચાવાળું છે, તેમ જીવ કારણ-શરીરસાથે નિત્ય સંબંધ ધરાવે છે.

(૩) કાર્યસમવાયી, એટલે શબ્દ, સ્પર્શ, રૂપ, રસને ગંધ, એ તન્માત્રાના કાર્યરૂપે રૂપકશરીર તે જણા-વવાવાળું છે. જેમ રૂપનું કાર્ય તે રૂપવાળું શરીર જણાવવા-વાળું છે. રસનું કાર્ય જે જળ, તે, સર્વે રસવાળાં પદાર્થો,

કેરી, ખોરાક, તેને જણાવવાવાળું છે, ને તે પદાર્થ દેખી મોંમાં રસ કેવો છૂટે છે?

## જીવ બ્રહ્મનો અંશ નથી

(૪) વિરોધી, એટલે લાગેલો અગ્નિ, તે કાર્ય થવાવાળા અગ્નિનો વિરોધી છે.

આવા સંયોગી, વિકારવાન શરીરના ભાવો, કારણમાં જે ગુણો હોય તેવા કાર્યમાં દર્શાઈ આવે છે. ને સર્વે ગુણાત્મક છે. ત્યારે બ્રહ્મસ્વરૂપ–ગુણાતીત ભગવાન, જેના સ્વરૂપમાં આ એકેય ભાવ ઘટાડી શકાતો નથી, એવા દિવ્ય, મહાતેજોમયમૂર્તિ ભગવાન, જેનું કારણ કોઈ નથી, તે સર્વેના કારણ બને છે. અને સર્વેને સંસ્કાર પ્રમાણે સર્જાવે છે.

(૫) જીવ, અલ્પજ્ઞ છે ને અસમર્થ છે. ત્યારે બ્રહ્મમૂર્તિ, સર્વશક્તિમાન, અંતર્જામી, ને સર્વજ્ઞ, પૂર્ણ, સનાતન, સિદ્ધમૂર્તિ છે.

(૬) જીવનું વ્યાપકપણું તેના શરીરમાં છે; ને તે બીજાના શરીરોમાં જઈ શકતો નથી. ત્યારે બ્રહ્મમૂર્તિનું નિર્ગુણશક્તિએ કરીને સર્વે ચેતનોમાં વ્યાપકપણું છે, તે અતિ સૂક્ષ્મ હોઈ સર્વથી સૂક્ષ્મપણું તેમનું છે. અને સર્વાન્તર્યામી, સર્વોપરી, સ્વયંસિદ્ધ મૂર્તિ છે.

(૭) જીવ, શરીરવાળો, ઇશ્વર, વિરાટશરીરવાળો, અને બ્રહ્મ, સર્વે ચેતનોમાં સાક્ષીરૂપે, શરીરી કહેવાય છે. એટલે સર્વે પૃથ્વી, જળ, જીવ, વિગેરે બ્રહ્મનું શરીર છે. પણ બ્રહ્મ નિર્વિકારી છે માટે **અકાય** કહેવાય છે, અને અનંત જીવોના

કલ્યાણને અર્થે મનુષ્યમૂર્તિ ધારે છે, ત્યારે પણ તે સ્વરૂપ, નિર્ગુણ બ્રહ્મ છે. તે મનુષ્યમૂર્તિમાં માયાનાભાવ કલ્પવા એજ મોહ છે. ધામમાં જે દિવ્યવિગ્રહ, મૂર્તિમાન ભગવાનનું સ્વરૂપ છે, તે અને મનુષ્યમૂર્તિનું સ્વરૂપ એકજ છે; નિર્ગુણ છે. માયા કલ્પનાર ભગવાનના દ્રોહી મહાપાપી છે, ને તેઓ ત્યાગ, વૈરાગ્યે, યુક્ત હોય, તોપણ તેઓ નારકી થાય છે.

(૮) જીવચેતન, જન્મે છે ને મરે છે, આદિને અંત ધર્મવાળો છે; ત્યારે પરમાત્મા, અનંત છે. આદિને અંત ધર્મે રહિત છે. જીવ, અવિદ્યાથી હરખ, શોક, કલેશ, પ્રિય, અપ્રિય, વિગેરે, વિકારોથી મહાદુઃખી છે, ત્યારે, સત્ય જ્ઞાન, સકળ ઐશ્વર્ય, સકળ સુખદાયકપણું, સર્વે પ્રભા, સર્વે કાન્તિ, ને સર્વે શક્તિના આધાર, મૂર્તિમાન, ભગવાન છે; ને નિર્વિકારી છે.

(૯) જીવ, ઇશ્વર, પુરૂષ, પ્રધાન, અને પ્રકૃતિ, ઇત્યાદિ, માહામાયા, ને મહામાયાનાકારણ, પુરૂષ, તે સર્વે નાની–મોટી ઉપાધીવાળાં ગણાય છે, જેથી તે સ્વતંત્રપણે પ્રકાશી શકતાં નથી. પરમાત્મા, તેમને પોતાની શક્તિદ્વારે વિશેષ પ્રવેશકરીને, અનંત બ્રહ્માંડોનાં કાર્યરૂપી જગતને સર્જાવે છે, ને લય પણ કરાવે છે. સર્વે પરતંત્ર છે, ને વિશેષણ છે, અને તેના પ્રકાશી વિશેષ્ય મૂર્તિમાન, બ્રહ્મસ્વરૂપ, પોતાની શક્તિએ કરી સર્જાવેછે; ને નિયમન કરેછે. એટલે ઉપાદાન કારણ, ને નિમિત્ત કારણ, બ્રહ્મમૂર્તિ ભગવાન છે. કર્તાશક્તિ, જ્ઞાનશક્તિ, તે ક્રિયાશક્તિના

આધાર તે છે. અને સદા સ્વતંત્ર તે એકજ સનાતન મૂર્તિ છે. (૧૦) જીવ, ચૈતન્ય છે પણ તેનો પ્રકાશ ખદ્યોત જેટલો છે. તે ભગવાનને ઓળખે ને ઉપાસના ભક્તિ કરે, તોજ તે, ખદ્યોતથી વધીને બળપામીને, મહા તેજોમય, ભગવાન જેવો પ્રકાશવાળો થાય છે, ને ભગવાનના ગુણને પામી ગુણાતીત થાય છે.

(૧૧) જીવ અવિનાશી, અજર, અમર, ગણાય-છે, પણ કાર્યને કારણ ઉપાધિના સંયોગથી તેને જન્મ મરણનું ભોકતાપણું છે; ત્યારે બ્રહ્મમૂર્તિ ભગવાન, અનંત, અખંડ, ને અપાર ગુણોના આધાર છે. તે નિત્ય, ને સત્ય, એટલે વસ્તુ ગણાય છે. અને જીવ અનિત્ય-અવસ્તુ ગણાય-છે. કારણકે, કાર્ય ને કારણ ઉપાધીમાં તે અસત્ય છે ને અનિત્યછે માટે જ અવસ્તુ ગણાય છે. માટે મોક્ષભાગી પુરૂષે પ્રકૃતિપુરૂષનું કાર્ય અવસ્તુ તેનો મોહ ન રાખવો.

(૧૨) જીવ તે જીવજ છે. પણ તે વિભુ નથી, ને વિભુનો અંશ પણ નથી. કારણકે જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તી, જન્મ મરણ, ઈત્યાદિક વિકારને પામે માટે તે અલ્પ ગણાય-છે. ને વિભુતો બ્રહ્મ જ છે. તેની તુલના, પ્રકૃતિના કાર્યસાથે તેમજ મુકતપુરૂષો સાથે પણ કરી શકાતી નથી.

(૧૩) જીવ, એટલે યોગી કે સમાધિવાળા, આત્માનું લક્ષ્ય કરે છે, ને ચેતનમાં બ્રહ્મનું લક્ષ્ય કરવા જાય છે, પણ ઉપાસના વગર, નિર્બીજયોગથી જીવ-ચેતનને બ્રહ્મનું લક્ષ્ય થતું જ નથી, એ નિર્વિવાદ છે. ઘણાય સમાધિવા-ળાઓએ ઉપાધિ વહોરી છે ને વિક્ષેપને પામ્યા છે. બ્રહ્મની

સાકાર ઉપાસનાના બળવડે જ યોગી સમાધીમાં બ્રહ્મરંધ્રમાં જઈ તે પછી બ્રહ્મનું દર્શન કરે છે. કેવળ લક્ષ્ય ક્યોથી કંઇ સિદ્ધિ થાતી નથી, ને સાધનો–પ્રાણાયામ કરતાં તેનો દેહ છુટે છે. જીવ, ઇશ્વર, તમામ ઉપાધીવાળા અનાદિ છે, પણ તે ભગવાનને સાકાર, જેવા છે તેવા જાણી, ઉપાસના કરે, ને સાક્ષાત્ સાક્ષી ભેદાય, તોજ પરમેશ્વરની કૃપાથી અવિદ્યામાંથી મુકત થાય છે. પણ એકલાં ગમે તેવાં સાધન–અષ્ટાંગ–યોગાદિક, નૈષ્ટિકબ્રહ્મચર્યાદિક ધર્મો આચરવાથી, લક્ષ્ય કરવાથી, કંઈપણ સિદ્ધિ મળનાર નથી, મળશે નહિ, કે મળી નથી. સર્વે પ્રાપ્તિ, સત્તાનો આધાર, મહાપ્રભુ છે.

(૧૪) જીવચેતન વિશિષ્ટ–બ્રહ્મ છે; અને જીવની સૂક્ષ્મતા તથા પ્રકાશ, તે બ્રહ્મથી લાખો અને કરોડો ગણો ભિન્ન છે, અને જીવચેતનના પ્રકાશનો આધારજ સાક્ષી બ્રહ્મ છે, અંતર્યામી શકિત છે.

(૧૫) જડ–ચેતન, વિશિષ્ટ–બ્રહ્મ, એમ નિરંતર કાર્યને કારણ અવસ્થામાં દરેક સાથે સચ્ચિદાનંદ બ્રહ્મનો સંબંધ છે, તેથી આત્માપણે એકતાછે ને તેથી તે શકિતના શકિતમાન, ધામમાં બિરાજમાન છે. તેજ કર્મ ફળ આપે–છે. જીવ રાગી છે ને તેના શરીરી ભગવાન નિર્વિકારી–ગુણાતીત છે.

(૧૬) જીવચેતન જ્ઞાન ક્રિયાનો જાણનાર, તે જ્ઞાતા-પરમાત્માની ઓળખાણ વિના, બ્રહ્મ વિદ્યાને જાણી શકતો નથી. માટે જ્ઞાતા, ને જ્ઞેય, ધ્યાતા, ને ધ્યેય, એમ સાક્ષાત્ સંબંધની જરૂર જીવને છે.

(૧૭) જીવને વેદાદિક શાસ્ત્રોમાં, શાશ્વતિ કહેતાં અનાદિ જીવ, ઈશ્વર, આદિ પ્રજા–ઉપાધિવાળાં, દ્રવ્યો ગણેલાં છે, જે ભગવાન વિના સ્વતંત્રપણે પ્રકાશ કરી શકતાં નથી. માટે આ પ્રકૃતિપુરૂષના કાર્ય જે સાધન તેનો સંયોગ કરાવનાર પરમાત્મા છે. તે સર્વેની ઉપાધીના પ્રમાણમાં સર્જાવી આપે છે.

(૧૮) બીજ છે તોજ છોડ થાય છે. બીજમાં, કળીરૂપે સૂક્ષ્મ બી રહેલ છે. જો છોતરૂં ઉખડી જાય, તો બી ઉગી શકતું નથી; તેમ જીવનું અનાદિબીજ, કારણ–શરીર છે. તે જેવાં કર્મ કરે તેવાં ફળ પરમાત્મા તેને ભોગવવા સંયોગ કરી આપે છે. પણ જીવ, કે કોઈદ્રવ્ય, પોતે સ્વતંત્રપણે પ્રકાશવા સમર્થ નથી. તેના નિયંતા, પ્રેરક, ને પ્રવર્તક પરમાત્મા જ છે.

(૧૯) પરમાત્મા સર્વેનો મહાન પિતા ન માનો, તો, અથવા નિરાકાર માનો, અગર જીવ તેનો અંશ માનોતો, આ સાધનોથી મુકતથનાર જીવોનો આધાર, આ જગત, ઇંદ્રિયો, શરીર, સર્વે ઇંદ્રિયોના આકાર–ભાગ, કેવી રીતે બને? એ મૂર્તિમાન ભગવાનને આશરે જીવ માયામાંથી છૂટેછે. તેના બળ વગર, સાકાર જેવા છે તેવા ઉપાસ્યા વગર, ગમે તેવાં સાધન જીવ કરે, તો સુખી થાય, સત્તાપણે વર્તે, ને સાત્વિક જ્ઞાન મેળવી શકે, રૂડા ગુણો સેવી શકે, પણ સંસાર સમુદ્ર તરવો, આઠ આવરણ ભેદવાં, તે જીવાત્માની શક્તિની બહાર છે. તે કદીપણ સાધર્મ્યપણું એકતા મેળવી શકતો જ નથી. કારણ ભગવાન પ્રાપ્તિ, કૃપાસાધ્ય છે, ક્રિયા–સાધ્ય નથી. ગમે તેવો મુકત ભગવાનને ઉપાસીને સાધર્મ્ય

પણું પ્રાપ્ત કરે છે, તો પણ પરમેશ્વર તેનાથી અપાર જ છે ને તે મુકતને પણ અપારજ જણાય છે. તો પછી બીજા નહી માનનાર તથા નિરાકાર વાદવાળાને તો સિદ્ધજ ક્યાંથી હોય ?

(૨૦) સર્વ સાધનો, પૃથ્વી, જળ, વાયુ, આકાશ, અહંકાર, મહતત્વ, ઇત્યાદિક જેમ પ્રકૃત્તિમાંથી ઉપજે છે, તેમ લય પામે છે. આકાશ પછી વાયુ, વાયુ પછી અગ્નિ, એમ લોમ ઉપજે છે. પણ સર્વે દ્રવ્યોમાં સાક્ષીબ્રહ્મની શકિત– છે, તો તે પ્રકાશ કરવા કારણ–સાધન બને છે, અને તે પ્રમાણે સંબંધ થયાં જાય છે. માટે પરમેશ્વરની દૃષ્ટિથી જે પ્રવૃત્તિનું ક્ષેત્ર ઉત્પન્ન થાય છે, તે કાર્યરૂપે, જગતને જીવો દેખાય છે.

(૧) જે સાધનોથી ઉત્પન્ન થાય છે તે, પુરૂષને પ્રકૃત્તિરૂપ માયા, તે કારણ.

(૨) જે ઉત્પન્ન થયું છે તે તેનું કાર્ય–અનંત બ્રહ્માંડો ને જીવ.

(૩) કારણ ને કાર્યરૂપે પ્રકાશ કરનાર, બ્રહ્મમૂર્તિ ભગવાન છે. તે શકિત વડે પ્રકાશ કરે છે. નિયંતા છે, પ્રેરક છે, ને પ્રવર્તક છે. સર્વે સૃષ્ટિ ક્રમ નિયમમાં રાખવો, રખાવવો, લાલન, પાલન, લય, ઇત્યાદિક વ્યવસ્થા, મૂર્તિમાન ભગવાન જ પોતાની શકિત વડે કરી રહ્યા છે. ને જીવોને વાસના પ્રમાણે કર્મફળ ભોગવાવે છે. જેમ રાજાને આધિન સર્વે દિવાન, નોકરો તથા પ્રજા છે; અને રાજાના હુકમ પ્રમાણે વર્તે છે, તેમ મહાન પિતાની શકિતને આધિન સર્વે માયાનું ક્ષેત્ર છે, ને પુરૂષાદિ છે.

(૨૧) જીવ કર્મ કરવામાં સ્વતંત્ર છે, તોપણ વ્ય-

ભિચાર તથા હિંસાદિકકર્મો કરતીવખતે સાક્ષીસ્વરૂપ તેને ના પાડે છે છતાં જો તે કરે છે તો તેમાં ઘોર નર્ક જેવાં દુઃખો તેને ભોગવવાં પડે છે. માટે સર્વેની ઉન્નતિનો આધાર મહાપ્રભુ ભગવાન ઉપર છે. જે લોકો પ્રભુને નહિ માની, પોતેજ ભગવાન, આત્મા ब्रह्म થઇ બેસે છે, તેઓ અલ્પ હોવાથી આવરણમાં ફસાઇ જાય છે. સંસૃતિને અધિક અધિક પામે છે, કર્મોના ફળરૂપ બંધનમાં વારંવાર ફસાય છે. છુટવા સાધન કરે, તો પણ છુટી શકતા નથી. કારણ કે–

**॥ छिन्ने मूले वृक्षोनश्यति ॥**

જેમ ઝાડનું મૂળ કપાયાથી વૃક્ષનો નાશ થાય છે, તેમ ભગવાનને નિરાકાર માનવાથી, કે નહિ માનવાથી, જીવના જીવનનાં મૂળ કપાઇ જાય છે. કારણકે મૂર્તિમાન ભગવાનનો દ્રોહ થવાથી જીવને મહાપાપ લાગે છે. જે પાપમાંથી તેના જીવનો, ઝાડ, પહાડ, કે પર્વતનો દેહ આવે છે; એટલે તેનો નાશ જ સમજવાનો છે. તેનાં કરેલાં કર્મો શુભ હશે, તોપણ, તેનો નાશજ થઈ જનાર છે; એ સિદ્ધાંત છે.

(૨૨) પરમાત્માની દૃષ્ટિથી અનેક બ્રહ્માંડો અને તેની રચના એક સરખી થઇ છે. સૂર્ય, ચંદ્ર, સર્વ જીવોના સુખ સારૂ, તથા મોક્ષ માટે રચ્યાં છે. પરમેશ્વરની ઉપાસના વિના, તેના યથાર્થ સ્વરૂપને જાણ્યા વિના, જીવની અવિદ્યાનો નાશ કદી થનાર નથી, ને દુઃખનો પાર આવનાર જ નથી.

(૨૩) ઘટાકાશ, મઠાકાશ, વિગેરે, જે ભેદો ગણવામાં આવે છે, તેતો બુદ્ધિની જાડયતાએ લોકો ગણે છે, અને

તે ભેદગણે તો, અહંકારના કાર્યનો જે આકાશ, તેના છે. પણ સર્વાધાર જે ચિદાકાશ, જે માંહિ, બહાર, રજ, કણ, અણુ, ને તેના કોટિમા ભાગમાં પણ વ્યાપક છે, ને સર્વેને ધરી રહ્યો છે, તે કોણ થકી વ્યતિરેક હોય? માટે વ્યવહારમાં એમ બોલાય છે. અને તેમાં પણ અવશ્ય જાણવું કે, કોણ કહે છે કે, "ઘડાનું આકાશ લાવ." આ કલ્પના સર્વાધાર બ્રહ્મને ઘટતી નથી. ઘડાના રજકણમાં તે છે, માંહી છે, ને બહાર પણ છે. એટલે આ કલ્પના મૂર્ખની છે. માટે જીવ અંશ કહેવો, કે ભગવાનને નિરાકાર કહેવા, એ કેવળ બુદ્ધિની જાડયતા જ છે. વળી બ્રહ્મ, અખંડ, અક્ષર, ને અનંત છે, તો તેના છેદ, કે અલ્પજ્ઞપણું, કે એકદેશીપણું, એ કલ્પના ઘટાડી શકાતી નથી. એ બ્રહ્મ-ભગવાન, તો એકદેશી થકા સર્વદેશી છે, સર્વજ્ઞ છે, ને અપરિછિન્ન, અખંડ, નિત્યસિદ્ધમૂર્તિ છે, દિવ્યવિગ્રહ છે. માટે તેના છેદ, કે કટકા, કે તેને વિષે નિરાકાર ભાવ સંભવતો જ નથી.

(૨૪) જીવાત્મા પરમાણુની પેઠે સૂક્ષ્મ સ્વરૂપેછે. પરાધીન હોવા છતાં ચેતન્ય છે. તેજ જીવસંજ્ઞાથી ઓળખાય છે. જ્ઞાન-ક્રિયાનો જાણનારો, કર્તા-જ્ઞાતા જીવ કહેવાય છે. જ્ઞાન ધર્મથી વ્યાપક છે, ને દરેક શરીરોમાં ભિન્ન ભિન્ન છે. ઉપાધિને લઇ કારણ-લિંગદેહને લઈને સંસાર ચક્રમાં ભ્રમણ કર્યા કરે છે. માયાના ગુણ, સત્વ, રજ, અને તમોગુણના સંસર્ગને લઇને, જીવનુ કર્તાપણું, ને ભોક્તાપણું-છે. એ ગુણનો વેગ ટળ્યા પછી, નિર્વાસનીક વૃત્તીથએ બંધનમાંથી છૂટો થઇ જાય છે, ને પરમાત્માના અભયપદને

પામે છે. જીવ, પરબ્રહ્મ, તથા જગત, એ સર્વે એકજ છે એમ કદીપણ કહી શકાય નહી. કારણકે વ્યાપ્ય, અને વ્યાપક, એ બન્ને કોઇ દહાડો એક હોતાં નથી. વ્યાપ્ય જૂદું, અને વ્યાપક પણ જૂદું. આકાશ સર્વમાં વ્યાપક છે, અને પૃથ્વી આદિક વ્યાપ્ય છે. અને પૃથ્વી અને આકાશ એક નથી. તેમ જીવ, ને પરમાત્મા એ જૂદાં છે, પણ એક નથી. પરંતુ દેહ વિશિષ્ટ જીવ, અને જીવ વિશિષ્ટ પરબ્રહ્મ છે; એમ સર્વ જગત બ્રહ્માત્મક છે.

(૨૫) જીવ, બ્રહ્મનો અંશ નથી ને અંશ કહેનારા ભૂલા પડેલા છે. જીવને કારણશરીર—અવિદ્યાત્મકશરીર, વળગેલુંછે. ને તેને લીધે જીવાત્મા સંસાર ચક્રમાં ફરે છે. જીવોને તેમનાં કર્મનાં ફળની સાથે જોડીઆપનાર પરમાત્મા છે, ને સુખદુઃખ કર્માનુસાર ભોગવાવે છે. હવે જો જીવ, એ બ્રહ્મનો અંશ હોયતો, બ્રહ્મને પણ કર્મ વળગ્યાં, અને બ્રહ્મ એક પ્રદેશમાં અજ્ઞાની અને કલેશવાળું થાય, તો સમગ્રબ્રહ્મ—સચ્ચિદાનંદબ્રહ્મ પણ અજ્ઞાની, ને કલેશવાળું થવું જોઈએ. પરંતુ એમ કહેવું, એ મૂર્ખની સમજણછે. કારણકે જડપણું, ને મિથ્યાપણું, ને દુઃખ, બ્રહ્મમાં નથી. પણ બ્રહ્મને આશ્રીને જ્ઞાન રહેલુંછે, સુખ રહેલુંછે, અને આનંદ પણ રહેલો છે. તે અચ્યુત છે, તેમાં અંશાંશીભાવ આવે નહિ.

ક્ષરમાંથી ક્ષરની ઉત્પત્તિ થાય છે. જેમ અગ્નિમાંથી, ક્ષરવસ્તુમાંથી, અગ્નિના કણો, વિસ્ફુલિંગો, ઉત્પન્ન થાયછે, ને તે કણોનો નાશ થાય છે. વળી પાણીના સમુહમાંથી

પરપોટા ઉત્પન્ન થાય છે, ને તેનો નાશ થાય છે. અર્થાત્ પાણી, ને પરપોટા, એકજ રૂપ છે. અગ્નિનાકણો, ને અગ્નિ, એકજ રૂપ છે; પણ ભિન્ન નથી. તેના ગુણ, કર્મ, ને સ્વભાવ, એકજ છે. અગ્નિનો ક્ષર સ્વભાવ છે, જેથી તેમાંથી અગ્નિના કણો પણ તેવા સ્વભાવવાળા ઉત્પન્ન થાય છે; ને અદૃશ્ય થાય છે, પરંતુ સચ્ચિદાનંદબ્રહ્મ એ ક્ષરણ સ્વભાવે રહિત અક્ષર છે, ચ્યુતભાવે રહિત, અચ્યુત છે, નિરંશછે, ને વિકારે રહીત છે. તેમાં અંશાંશીભાવ, તથા વિભાગ ઘટતોજ નથી. ચ્યુત અને ક્ષરભાવ સંભવતા જ નથી. બ્રહ્મને ઉપાધિવાળો કહેવો, અવિદ્યાત્મક કહેવો, સંકલ્પ-વાળો કહેવો, સુખ દુઃખનો ભોક્તા કહેવો, ને સંસૃતિમાં ભ્રમણ કરતો કહેવો, ને માનવો, એ કેવળ અજ્ઞાન જ છે.

(૨૬) વળી જીવ, એ બ્રહ્મનું પ્રતિબિંબ પણ કહેવાય-નહી. કારણકે સાકાર વસ્તુ હોય તેનું જ પ્રતિબિંબ સંભવે. બ્રહ્મતો સર્વત્ર પૂર્ણ છે, માપમાં આવે તેવો નથી; જેથી તેનું પ્રાતબિંબ જીવ કેમ હોઈ શકે? કારણકે એકાદ જ-ગ્યોએ બ્રહ્મ ન હોય તો ત્યાં બ્રહ્યનું પ્રતિબિંબ જાય, પણ બ્રહ્મ તો સર્વત્ર વ્યાપક છે, એટલે પ્રતિબિંબ જઇ શકેજ નહિ. અનેક કારણોથી તથા સ્વભાવ, કર્મ, ગુણવડે કરી, જીવતત્વ, ને પરમાત્મા–પરબ્રહ્મ, એ નિરાળાં છે, એ સાબીત કરી શકાય છે. બદ્ધ જીવ, મુક્ત જીવ, નિત્ય જીવ, આવા ભેદો જીવના છે. સંસારમાં ભમતા બ્રહ્માદિકીટ પર્યંત ચૈતન્ય તે સઘળા બદ્ધ જીવ કહેવાય છે. આ સઘળા જીવોના નિયંતા પરબ્રહ્મ–પરમાત્મા છે.

(૨૭) त्वं–तत्–અને आसि એ શું સુચવે છે ? હે જીવ ! तत् કહેતાં તે પરમાત્માનું સ્વરૂપ, જે દરેક જીવ, ને જગતમાં, આત્માપણે, સૂક્ષ્મપણે, સાક્ષીરૂપે, વ્યાપક છે, તે સત્યસ્વરૂપ, જીવચેતન વિશિષ્ટ, તારામાં વ્યાપકછે; ને તે કર્મફળ ભોગવાવે છે. તે સાક્ષીબ્રહ્મનાઆધાર–મૂર્તિમાન બ્રહ્મછે તે મહાતેજોમયમુર્તિને તું ઓળખ, ને ઉપાસન કર, જેથી તું નામનાનામી સાથે સાધર્મ્યપણું મેળવવા ભાગ્યશાળી થઇશ. પણ તે તું છે, એમ કદી પણ માનીશ નહિ. એ અર્થ ખોટો છે, ભ્રમમુલકછે, ને તારા જીવનો નાશ કરનારને ભગવાન સ્વરૂપનો દ્રોહ કરાવનાર છે.

વળી સચ્ચિદાનંદબ્રહ્મ, એટલે સત્, ચિત્, ને આનંદ. સત્કહેતાં તેજ વસ્તુ છે, અને તું અવસ્તુ છે. ચિત્ કહેતાં પ્રકાશ–પ્રભા જેને આધારે છે. ને આનંદ કહેતાં અપાર સુખ, ને આનંદનો આધાર, બ્રહ્મસ્વરૂપ મુર્તિમાન ભગવાન છે. જેથી હે જીવ ! તું તે સાકાર બ્રહ્મ–દિવ્ય વિગ્રહસ્વરૂપને ઓળખી આશરો કર. એટલે તારાં અસ્તિ, ભાતિ, અને પ્રિયભાવના ગુણાત્મક છે–માયાના ગુણે સહિત છે, તેનો લયથાય, ને તું ગુણાતીત થઇ, સઘળા અવિદ્યાના ભાવથી મુકાઇને, ગુણાતીત બ્રહ્મસ્વરૂપ થાય. ને સત્–ચિત્ને આનંદનો આધાર તું બ્રહ્મસ્વરૂપ બની, મહાપ્રભુના સાધર્મ્યપણાને પામી, તે ઉપાસ્ય મુર્તિના સુખમાં વિરામ કરે. તે મુર્તિના જેટલી પ્રભાવાળો, આનંદવાળો તું બનીશ, અને મહાપ્રભુની મુર્તિ તને અપારને અપાર જણાશે. પણ ક્યારેય તે મુર્તિના સુખદાયકપણામાંથી તું તૃપ્તીને નહિં

પામું અને અહો! અહો! એમ થયાં જશે, અને અનેક અવિદ્યારૂપી ગાંઠો કપાઈ ગળી જશે.

અનંત ભગવાનના સાધર્મ્યપણાને પામ્યા છે, તોપણ બ્રહ્મસ્વરૂપ મુર્તિમાન મહાપ્રભુ જેવો કોઈ થાવા સમર્થ નથી. પરંતુ, ભક્ત, પ્રભુને પ્રતાપે જેવો પ્રભુને જાણે, તેવો પોતે થાય-છે, બ્રહ્મસ્વરૂપ થાય છે, તોપણ તે સદા મહાપ્રભુના દાસ-ભાવે વર્તે છે. કારણકે, તે મહાપ્રભુની મુર્તિ તેને પોતામાં તથા બહાર, અપારને અપાર, અતિ સુખદાયક જણાય છે; એજ પરમ મોક્ષ છે. માટે જીવ, બ્રહ્મસ્વરૂપનો ભાગ પણ નથી, ને બ્રહ્મસ્વરૂપ ભગવાન નિરાકાર પણ નથી. જે જીવ યથાર્થસ્વરૂપને મુક્તદ્વારે, ઓળખી શકે છે, તે જ વિશિષ્ટા-દ્વૈત, સિદ્ધિને પ્રાપ્ત થાય છે.

(૨૯) બ્રહ્મમાં ભળીજવું, એ તો સમુદ્રમાં બુડી મરવા જેવું છે માટે તેજમાં તેજ ભળીજવું, એ પણ ભૂલ ભરેલો વાદ છે. તેમ–**सालोक्य**–ઈશ્વરના લોકમાં જવું, **सायुज्य**–ઈશ્વર સાથે જોડાવું, **सारूप्य**–તેવું રૂપ પામવું, તથા **सामीप्य**–એટલે દેવની સમીપમાં રહેવું, આ પ્રકારની મુક્તિમાં અનેક પ્રકારના ભોગની ગ્રંથીઓ રહે છે, અને તે દેવકોટીની સિદ્ધિછે, પણ મોક્ષ નથી.

કેટલાક એમ માને છે કે જીવ, નિરાકારબ્રહ્મને યથાર્થ જાણીને, આત્મા–પોતાનો આત્મા, સચ્ચિદાનંદ રૂપ થાય-છે, અને સચ્ચિદાનંદ બ્રહ્મમાં સ્થિત થઈને પ્રકાશવાન, ને અપાર આનંદવાળો થાય છે, ને સાધર્મ્યપણું મેળવે છે; ને

જે કામના કરે છે તે સુખને પ્રાપ્ત થાય છે. આ પણ મોક્ષ નથી. કારણકે, જ્ઞાન મેળવી, વસ્તુ પ્રાપ્ત થઇ નહિ. દુધનું જ્ઞાન થયું, પણ દુધની પ્રાપ્તિ ક્યાં? તો પછી આનંદ શેનો? સાકાર ભગવાનનુંસ્વરૂપ હાથ આવ્યું નહિ, તો આનંદ તથા જ્ઞાન કેને આધારે રહી શકે છે? માટે આ વાદ પણ ભૂલ ભરેલો છે. કેટલાક એમ માને છે કે, સૂક્ષ્મ શરીરના બે ભાગ છે. તેમાં આનંદમય કોષમાં પ્રીતિ-આનંદ, રહેલો-છે, તે ભૌતિકશરીર, મુકિતમાં પણ રહેછે, એથી જીવ-ચેતન, મુકિતમાં પણ સુખ ભોગવે છે. આવા આવા અનેક મોક્ષના રસ્તા જીવોએ ગ્રહણ કરેલા છે. તે બધા વાદ નકામા છે, મિથ્યા છે, ને અધિક સંસૃતિના કારણ છે. જીવ જયારે મોક્ષને પામેછે, ત્યારે ગુણાતીત બ્રહ્મસ્વરૂપ થાય છે. ને તેમાં ત્રણ દેહ, ચોથો મહાકારણદેહ, ને તુર્યાવસ્થા, એ સર્વેનો લય થાય છે. ને જીવ આ તમામ અવિદ્યાથી છૂટીને, માયાના તમામ વિકારથી છૂટીને તુયાતીત બને છે, જેમાં પંચ કોષ-પંચ પ્રવાહ, તુર્યાવસ્થા, વિગેરે તમામનો લય, તે જીવાત્મા પ્રભુના પ્રતાપે મેળવીને, શુદ્ધ ચેતન-બ્રહ્મસ્વરૂપ બની, મહાપ્રભુને સાકાર ઉપાસ્યા છે તેથી કૃપા પાત્ર થઈ, તે મુર્તિના સુખે જ સુખી રહે છે; ને સ્વતંત્રને નિર્બંધ થાય છે. તો પણ તે મુક્તના નિયામક મહાપ્રભુ છે. આ પ્રમાણે અપાર મહિમાના સાગર બ્રહ્મસ્વરૂપભગવાનને જે ઓળખશે, સમાગમ કરશે, સંતનો આશરો કરશે, તેના ભાગ્યનો પાર આવે તેમ નથી.



## પ્રકરણ. ૬.

## જીવ, ઇશ્વર, માયા, પુરૂષ ને પુરૂષોત્તમ ભેદ અનાદિ છે.

પ્રશ્ન–પાંચ ભેદ કેમ અનાદિ છે? કેમ ઓળખાય છે?

ઉત્તર–ગુણ, કર્મ, સ્વભાવ, ને પ્રભાની લક્ષણાએ કરી, ઓળખાય છે.

॥ प्राणाऽपान निमिषोन्मेष जीवनमनोगतीन्द्रियान्त ।
विकाराः सुखदुःखेच्छाद्वेष प्रयत्नाश्चात्मनो लिङ्गानि ॥

प्राण–વાયુ લેવો, अपान–વાયુ બહાર કાઢવો, निमष–આંખ મિચવી, उन्मेषः–આંખ ઉઘાડવી, जीवन–જન્મવું, मनः–સંકલ્પ વાળો, गति–હિલચાલ કરવી, इन्द्रियो–દશ ઇંદ્રિયો જેને છે, તેનાથી વિષય ભોગવવા, अन्तर्विकार–ભુખ, તરસ, પીડા, સુખ, દુઃખ, આધિ, વ્યાધિને ઉપાધિથી થતા ભાવના વિકાર, રાગ, દ્વેષ, પ્રયત્ન, ઈત્યાદિક ગુણ, સ્વભાવ, ને કર્મ, અસમર્થપણું, અને અલ્પજ્ઞતાથી, જીવાત્મા જણાય છે. ચેતન–આત્મા, અનાદિ છે.

(૨) इश्वरः—

॥ विशन्ति प्रविष्टानि सर्वाण्याकाशादीनि भूतानि यस्मिन् ।
योवाऽऽकाशादिषु सर्वेषु प्रविष्टः स विश्वइश्वरः ॥

મહાભૂત, પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ, અહંકારાદિક મહતત્વનું ગ્રહણ કરી, વિરાટ, સુત્રાત્મા, ને અવ્યાકૃતરૂપે, સર્વે મહાભૂતોના દેવતા સાથે જેનું સ્વરૂપ

છે; વ્યષ્ટિ, સમષ્ટિ, દેહોના કારણભૂત, અપાર ઐશ્વર્યે યુકત, ક્ષેત્ર બની, સર્વમાં પ્રવેશ કરીને, વ્યાપ્ત હોઇને, જગતરૂપે દેખાય છે–તે ઇશ્વર છે. ક્રિયાશકિત, ઇચ્છાશકિત, ને જ્ઞાનશકિતવડે પરમાત્માની પ્રેરણાથી સર્વ જીવાત્માઓનું, ચૌદલોકનું, લાલનપાલન કરે છે, માટે ઇશ્વર કહેવાય છે. તે પણ અનાદિ છે. અને વિશ્વ–બ્રહ્માંડાભિમાની, ઐશ્વર્યવાન, માયાસબલીત–બ્રહ્મ ગણાય છે.

(૩) માયા–ત્રિગુણાત્મક, જડચિદાત્મક, કાળ જેનો ક્ષોભ કરે છે, માટે મીથ્યા–નાશવંત કહેવાય છે, ને વ્યકત, અને અવ્યકત રૂપે અનાદિ છે.

(૪) પુરુષ–॥यः स्वाव्यप्त्याचराऽचरं जगत् पृणाति पूरयति वा स पुरुषः

પ્રકૃતિના ક્ષેત્રમાં, પ્રવૃત્તિના કારણ, સર્વ જગત, ચરાચર, અનેક બ્રહ્માંડોમાં વ્યાપક, પૂર્ણ, ક્ષેત્રજ્ઞ, અંતર્યામીશકિતએ વ્યાપીને લોમપણે જેનું રહેવાપણું છે, તે પુરૂષ કહેવાય છે–કુટસ્થ બ્રહ્મ કહેવાય છે. કારણકે, અનંત બ્રહ્માંડોના વ્યવહારનાં કારણ હોઇને, આધાર હોઇને, પોતે નર્વિકારી રહી, પોતાનું સ્વરૂપ દિવ્યવિગ્રહ તેને નથી બદલતો, માટે કુટસ્થ કહેવાય છે, ને પુરૂષ કહેવાય છે.

તે પુરૂષ–અક્ષારાત્મક અનંત છે. પરમાત્માની ઉપાસના વડે અપાર ઐશ્વર્યને પામ્યા છે; અને બ્રહ્મસ્વરૂપ ભગવાનના ચરણાર્વિંદની ઉપાસના કરે છે. તે વિશ્વેશ્વર કહેવાય છે, અનંત કહેવાય છે, ભગવાન કહેવાય છે.

पुरुषोत्तम—પરમેશ્વર—પરમાત્મા—નારાયણભગવાન—હરિ—જગદીશ્વર—વિશ્વેશ્વર—સર્વેશ્વર, વિગેરે અનેકનામથી ઓળખાય છે.

॥ यइश्वरेषु समर्थेषु परमः श्रेष्ठः स परमेश्वरः ॥

અનંત જીવકોટી, ઈશ્વર કોટી, દેવ કોટી, સૂર્ય, હિરણ્યગર્ભપુરૂષ, બ્રહ્મા, વિષ્નુ, શિવ, સંકર્ષણ, ઈત્યાદિક ઈશ્વરો, તથા પુરૂષ કોટી, તથા તેથી પર મુક્તકોટી, તે સર્વે ઐશ્વર્યવાન વિભુતિઓથી ઉત્તમોત્તમ એવા પરાત્પર નારાયણ, તે પરમેશ્વર છે, અને તેજ સર્વેના ભગવાન છે. અને તેમની શકિત વડે, તેમને લઈને સર્વે ઈશ્વર કોટી, મુક્ત કોટી, ને પુરૂષકોટી ભગવાન કહેવાય છે, જગદીશ્વર કહેવાય છે, પણ તેમને લીધા વિના, તેમની વ્યાપકતા વિના કોઈ ભગવાન કહેવાયજ નહિ. આદિ નારાયણ—ભગવાન—પરમેશ્વર એકજ છે, અને તેજ સર્વના કારણ છે.

कार्य—પરમાત્મા પોતાની નિર્ગુણશકિત વડે, આત્મા—રૂપે, સર્વે ઈશ્વરો, પુરૂષોમાં, મુકતોમાં, વ્યાપકપણું ધરાવે-છે, અને કર્મફળપ્રદાતા ગણાય છે. સગુણશકિત વડે, સચ્ચિદાનંદ બ્રહ્મરૂપે, પ્રભા, વિભુતિ, અને અનાદિપણાથી, સર્વેના કાર્ય અનંત બ્રહ્માંડોને, ધરી રહ્યા છે. સર્વના આધાર કોણ થકી વ્યતિરેક હોય? અને વ્યાપક રહ્યા છતાં, પોતે દિવ્ય વિગ્રહ, દિવ્ય બ્રહ્મસ્વરૂપે બિરાજમાન થઈ, પોતાની સગુણશક્તિ, જે ધામ રૂપે, ચિદાકાશ રૂપે, દિવ્ય બ્રહ્મપુરરૂપે રહેલી છે, તેમાં સદા સર્વદા બિરાજ-

માન છે. તેમની દૃષ્ટિને પામીને સર્વે પોત પોતાના ગુણ, કર્મ, ને સ્વભાવ પ્રમાણે, જગત વ્યવહારનાં તથા પ્રકૃતિના કાર્યમાં પ્રકાશી રહ્યા છે. એટલે એક પરમાત્માજ, બ્રહ્મસ્વરૂપ નારાયણ, તેનું કાર્ય, શક્તિ, સચ્ચિદાનંદ બ્રહ્મ, ને તેમાં રહેલા મહામુક્તો, તદાકારપણાને પામેલા, તેજ માયાપર કહેતાં પ્રકૃતિથીપર છે. માટે પરમાત્મા સર્વેને ભજનીય, વંદનીય, ને ઉપાસનીય છે. અને તેથી જ માયાપર થવાય છે.

यः पुरुषेषु मुक्तेषु समर्थेषु उत्तमः स पुरुषोत्तमः ॥

સર્વે પુરૂષ, સર્વે મુક્ત, અને સર્વે સમર્થ મુકતોથી અતિ ઉત્તમ, તેજ પુરૂષોત્તમ છે–પરમેશ્વર છે.

આ પાંચ ભેદનાં પ્રમાણ–પરમાત્મા રાજાધિરાજ છે. બ્રહ્મમૂર્તિ ભગવાન, મુકતો, અક્ષરધામમાં સદા દિવ્ય સાકાર છે. સચ્ચિદાનંદ બ્રહ્મમાં, બિરાજમાન છે.

(૧) કૃષ્ણયજુર્વેદીય શ્વેતાશ્વેત. ઉપનિષદ્ ચતુર્થ અધ્યાયે—

ऋचोऽक्षरेपरमे व्योमन्यास्मिनदेवा अधिविश्वे निषेदुः ।
यस्तन्नवेदकिमृचा करिष्यति यइत्तद्विदुस्त इमेसमासते॥

આ રૂગવેદનો મંત્ર શું જણાવે છે ? પરમાત્મા, અક્ષરધામમાં સદા દિવ્યવિગ્રહ સાકાર છે. તેમાં રહેલા મુકતો પણ દિવ્ય છે. સર્વે દેવો, સર્વે બ્રહ્માંડો, ને તેનાં કાર્ય સાથે સૂર્યાદિ દેવો, ધામને આધારે રહેલાં છે. સર્વે વિદ્યા, સર્વે

વિભૂતિ, સર્વે ઐશ્વર્યના આધાર, બ્રહ્મમૂર્તિ ભગવાન છે. તેના સ્વરૂપને જે નથી જાણુતો, તેને સર્વે વેદવાણી ભણુવે તથા જાણુવે કરીને શું કંઇ પણ સુખ પ્રાપ્ત થઇ શકે- છે? ના. આવા દિવ્યવિગ્રહ, મહાતેજોમયમૂર્તિ, સૃષ્ટિ સમયને વિષે અક્ષર સામી દષ્ટિ કરે છે. તેથી અક્ષરમાંથી પુરૂષ, જેને માયા સાથે જોડાવાનો સદાશય હોય છે, તે પુરૂષરૂપે, (મહાપુરૂષ) પોતામાંથી મહામાયાને પ્રગટ કરી, મૂળપ્રકૃતિ સાથે જોડાય છે, અને પુરૂષને પ્રકૃતિ એ એ શકિતઓ દ્વારે પ્રધાનપુરૂષ ને વૈરાજપુરૂષ આદિ સમગ્ર બ્રહ્માંડો ઉપજી આવે છે. ભગવાન ધામમાં રહ્યા થકા જીવ, ઈશ્વર, અને પુરૂષ, એ સર્વેને વિષે અંતર્યામીરૂપે, સાક્ષી રૂપે, રહ્યા થકા કાર્ય, ને કારણ ઉપાધી ભેદે, સૌ સૌનાં કર્મફળ ભોગવાવે છે.

(૨) તેનો આધાર રૂગવેદી, તરયોપનિષદ્ પ્રથમ ખંડે છે.

आत्मावाइदमेक एवाग्रआसीन्नान्यत्किञ्चनमिषत्
सइक्षत लोकान्न सृजा ॥१॥ सइमाँल्लोकानसृजत ॥

બીજો આધાર—વાસુદેવ ઉપનિષદ્‌માં અધ્યાય ૨. પાદ. ૨. માં છે. ત્રીજો આધાર—કૃષ્ણુ યજુર્વેદીય શ્વેતા. ઉપ૦ ત્રીજો અધ્યાય છે. ચોથો આધાર—યજુર્વેદીય કઠોપનિષદ્ પંચ- વલ્લીમાં છે.

अंगुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा सदाजनानांहृदयेसन्निविष्टः ।

एकएवाहि भूतात्मा भूतेभूते व्यवस्थितः एकधा बहुधा चैव दृश्यते जल चंद्रवत् ॥

પાંચમો આધાર—વાજસનેયી, બ્રાહ્મણોપનિષદ્, પાંચમે અધ્યાયે.

यः सर्व्वेषु भूतेषु तिष्ठन् सर्वेभ्यो भूतेभ्योऽन्तरोयं सर्वाणि भूतानि न विदुर्यस्य सर्व्वाणि भूतानि शरीरं यः सर्व्वाणि भूतानि अन्तरोमयत्येषत आत्मान्तर्याम्यमृतः ॥

છઠ્ઠો આધાર—વાજસનેયી, બ્રાહ્મણોપનિષદ્, સાતમે અધ્યાયે.

ભાવાર્થ—સ્થૂળદશાને પામેલ, એવા જડ, ચેતનના, સઘળા ભૂતોના શરીરી, બ્રહ્મસ્વરૂપ ભગવાન છે. તેજ કાર્ય-બ્રહ્માંડોમાં, દર્શાય છે. સૂક્ષ્મદશાને પામેલ, એવા જડ, ચેતનના સઘળા સૂક્ષ્મ ભાવના શરીરી, સાક્ષી, અંતર્યામી, વ્યાપક, બ્રહ્મસ્વરૂપ ભગવાન, તેજ કારણરૂપે પ્રકાશી રહ્યા છે, સર્વેનો પ્રકાશ કરે છે, ને કર્મફળ જૂદાં રાખે છે. અંતર્યામીશકિત, કાર્ય, ને કારણરૂપે, એકજ છે. આવામૂર્તિ-માન ભગવાન, સર્વેમાં વિશિષ્ટથકા ધામમાં ન્યારા છે ને ત્યાં રહ્યાથકાજ સર્વેની ઉત્પત્તિ, સ્થિતિ, ને પ્રલયના, કરાવનાર છે. તે અનેક જીવોના ભલાને માટે છે. અનેક જીવો ઉપાસના કરી ભગવાનના સાધર્મ્યપણાને પામ્યા છે; તો-પણ, ભગવાન જેવો કોઇ થાવા સમર્થ નથી. તેની તુલના બીજા કોઇ સાથે થઇ શકે તેમ નથી.

સાતમો આધાર—યજુર્વેદીય તૈતરી૦ ઉપ૦ બ્રહ્માનંદ વલ્લયામ.

**ॐ ब्रह्म विद्वाप्नोति परम् । तदेषाऽभ्युक्ता । सत्यंज्ञानमनन्तं ब्रह्म । यो वेदानिहितं गुहायाम् परमे व्योमन् । सोऽश्नुते सर्वान् कामान् सह । ब्रह्मणा विपश्चितेति ॥१॥**

આ પ્રમાણે અનેક આધાર છે, જેનો સારાંશ નીચે પ્રમાણે છે.

જીવ ભેદ અનાદિ છે. અવિદ્યાત્મક કારણશરીરે યુકત જીવાત્મા છે. વાસનાશરીર, કારણશરીર એજ જીવાત્માની માયા છે. અને કારણશરીર તેજ સ્થૂલ, સૂક્ષ્મરૂપે, દશ્ય એવું જે શરીર તેનું ધારણ કરાવે છે. વજ્રસાર એવું જે કારણશરીર, તે આત્મા જે જીવ, તેનાથી કોઇ રીતે જૂદું પડતું નથી. તે સંચિત કર્મે યુકત છે. જેમ બીજને અને ફોતરાને નિત્ય સંબંધ છે, પૃથ્વી અને ગંધને નિત્ય સંબંધ છે, જળ અને રસને નિત્ય સંબંધ છે, અગ્નિ અને પ્રકાશને નિત્ય સંબંધ છે, વાયુ અને સ્પર્શને નિત્ય સંબંધ છે, તેમ સંચિતકર્મેયુકત અવિદ્યાત્મક કારણશરીરને, અને ચેતન—જીવ તેને નિત્ય સંબંધ છે. જળના સંબંધે કરીને વર્ષાકાળે પૃથ્વીમાં રહેલાં બીજ ઉગી નીકળે છે, તેમ માયાને વિષે કારણશરીરે યુકત થકા રહ્યા એવા જે અનંત જીવો, તે ઉત્પત્તિ કાળને વિષે, ફળપ્રદાતા એવા જે પરમેશ્વર, તેમની દૃષ્ટિને પામીને, જીવ, પોત પોતાના કર્માનુસારે, નાના પ્રકારના દેહને પામે છે. આ જગત,

માયાનું ક્ષેત્ર, બ્રહ્મમૂર્તિ ભગવાનની પ્રેરણાથી ઉત્પન્ન થાય છે, લયને પણ પામે છે, અને બ્રહ્મથી જ જીવે છે. સર્વના આધાર, ને સર્વના કારણ, પરમાત્માની સગુણ, નિર્ગુણ, એ બે શકિતએ કરીને, સર્વ નાનાપણાની અનંત જીવોની અનેક આકૃતિઓની સ્થિતિ છે, પણ પરમેશ્વરનું બહુરૂપે થાવાપણું નથી. પરબ્રહ્મ શ્રી નારાયણની દૃષ્ટિથી શુભાશુભ કર્મો ભોગવવા માટે, તથા જીવો માયાના અંધકારમાંથી છુટે તેટલા માટે મહાપ્રભુએ સૃષ્ટિક્રમ સરજ્યો છે, અને શકિતએ કરી, અંતર્યામાપણે, સર્વાત્માપણે, જડ અને ચેતનમાં વ્યાપીને નામરૂપના પરીણામના વિભાગની આકૃતિઓ બહુરૂપે દેખાય છે; પણ બ્રહ્મ બહુ રૂપે થયા છે એમ કદી માનવું નહિ. ઉત્પત્તિકાળે ભગવાનની શકિત, સર્વ જીવો સાથે વિકાસને પામી જગતના અનેક જીવોના આકારે અનેક રૂપમાં થઈને અનેક નામરૂપી પરીણામની આકૃતિઓને પમાડે છે, અને પ્રલયકાળમાં અંતર્યામીશકિત, સાક્ષી-રૂપે, સંકોચને પામી, સૂક્ષ્મભાવથી નામ રૂપના વિભાગે કારણપણે રહે છે. જડ, ચેતનમાં વિશિષ્ટ શરીરી એવા બ્રહ્મ-નારાયણ છે, અને જીવને કર્મફળ ભોગવાવે છે. સર્વકાળે, કાર્ય અને કારણવસ્થામાં, જડપ્રકૃતિ, ચૈતન્ય, અને બ્રહ્મ,–સાક્ષીરૂપે, એમ ત્રણનો સંબંધ નિરંતર રહ્યા જ કરે છે.

સૃષ્ટી સમયને વિષે ભગવાન, બ્રહ્મ સામી દૃષ્ટિ કરે છે. એટલે બ્રહ્મમાંથી અક્ષરાત્મક પુરૂષ, પ્રગટ થઈ આવે-છે. તે પુરૂષ સર્વાત્મા બ્રહ્મ કહેવાય છે. તે માયાને પોતા-

માંથી પ્રગટ કરી, મહાપુરૂષરૂપે કરીને મહામાયા સાથે જોડાઈને, પ્રધાન–પ્રકૃતિનો મોટો વિસ્તાર ઉત્પન્ન કરે છે. પ્રધાન–પ્રકૃતિ થકી મહતત્વાદિક પ્રકૃતિ ઉત્પન્ન થાતી હવી. અને મહતત્વમાંથી ત્રણ પ્રકારનો અહંકાર ઉત્પન્ન થાતો હવો. તમાં સાત્વિકાહંકારમાંથી, મન, ઈંદ્રિયોના દેવતા, ઉત્પન્ન થાતાં હવાં, રાજસાહંકારમાંથી (દશ) ઈંદ્રિઓ, બુદ્ધિ ને પ્રાણ, ઉત્પન્ન થતાં હવાં, અને તામસાહંકારમાંથી, પંચભુત, પંચતન્માત્રા ઉત્પન્ન થાતાં હવાં. આ પ્રમાણે સમગ્ર તત્વ ઉપજ્યાં. પછી પરમેશ્વરની ઇચ્છાએ પ્રેર્યાં થકા તે ઇશ્વરના દેહ, જે વિરાટ, સૂત્રાત્મા, ને અવ્યાકૃત, તેને સૃજતાં હવાં. આ પ્રમાણે સમગ્ર તત્વમાંથી અનેક બ્રહ્માંડ થયાં, અને અનેક જીવો ઉત્પન્ન થાતા હવા. વૈરાજપુરૂષ, જે ઇશ્વર, તેપણ બ્રહ્માંડાભિમાની જીવજ છે, અને તેમની ક્રિયા પણ જીવના જેવીજ છે. એક બ્રહ્માંડનો અધિપતિ એકજ ઇશ્વર છે. તેનો આવર્દા દ્વિપરાર્ધ વર્ષનો છે. આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ, ને પ્રલય રૂપ, એવી ત્રણ તેમની અવસ્થા છે. વિરાટના દેહને વિષે જ્યારે પુરૂષરૂપે કરીને, ક્ષેત્રજ્ઞ એવા જે વાસુદેવભગવાન સાક્ષીરૂપે પ્રવેશ કરીને, એમાં આવ્યા, ત્યારે ઇશ્વર જેવો બળવાળો આત્મા પણ પોતાની ક્રિયાને વિષે સમર્થ થયો. માટે બ્રહ્મમૂર્તિ-નારાયણ તેમની ઇચ્છાથી, પુરૂષ, પ્રકૃતિ, એ બે વિભુતી દ્વારે, એ બે શક્તિ દ્વારે, અનંત બ્રહ્માંડ ઉત્પન્ન થાતાં હવાં. ઇશ્વર પણ તે દ્વારે વિરાટ સ્વરૂપ ધારણ કરી, પ્રથમ બ્રાહ્મ કલ્પને વિષે તો પોતાના અંગથકી બ્રહ્માદિક સ્તંબપર્યંત સમગ્ર જીવને સૃજતા હવા. અને પાદ્મકલ્પને વિષે તો એ

વિરાટરૂપ ભગવાન બ્રહ્મારૂપે કરીને મરિચ્યાદિકને સૃજતા-હવા. ને કશ્યપને દક્ષરૂપે કરીને સર્વે દેવ, દૈત્ય, મનુષ્ય, પશુ પક્ષીઆદિક, સમગ્ર સ્થાવરજંગમ જે જીવો તેને સૃજતા હવા. જેમ જેમ ઉત્પત્તિ થાતી ગઇ, તેમ તેમ બ્રહ્મમૂર્તિ ભગવાન, પુરૂષ પ્રકૃતિરૂપ જે પોતાની પ્રભા, તેણે સહિત થકા જીવ, જીવ, પ્રત્યે અંતર્યામિરૂપે રહ્યા છે. જીવે જેવાં કર્મ કરેલાં છે, તે સંચિત કર્માનુસારે, તે તે જીવને તવા દેહને પમાડે છે. પૂર્વ જન્મને વિષે જીવોએ કેટલાંક કર્મો તો સત્વગુણ પ્રધાનપણે કરીને કર્યાં છે. કેટલાંક કર્મ રજોગુણ પ્રધાનપણે કરીને કર્યાં છે. અને કેટલાંક કર્મ તમોગુણ પ્રધાનપણે કર્યાં છે. એટલે તે ગુણના કર્મને અનુસારે કરીને એ જીવોને, શ્રીહરી, પોતાની શક્તિએ કરીને ઉદ્ભિજ જાતિના, સ્વેદજ જાતિના, અંડજજાતિના, અને જરાયુજ જાતિના, જે અનંત દેહો તેને પમાડે છે. સુખદુ:ખરૂપ જે કર્મનાં ફળ તેને પમાડે છે. જીવના કર્માનુસારે, સંસ્કાર-પ્રમાણે, જેના દેહ થકી જેને ઉપજવાનું છે, તેને સૃજે છે. જીવોને જેના દેહ થકી ઉપજ્યાનો કર્મસંબંધ પ્રાપ્ત થયો હોય, તે જીવને તે દ્વારાએ કરીને ઉપજાવે છે.

સંસ્કાર પ્રમાણેજ સંબંધ યોજાય છે, ને કર્મ પ્રમાણેજ ફળ ભોગવાય છે. રાજા રાવણ મહાસમર્થ હતો, મહાપ્રતાપી હતો, છતાં તેની દિકરીને, સંબંધ તે જીવના સંચિત કર્મ પ્રમાણે પ્રાપ્ત થયો. અને રાજાના ખવાસના દિકરાવેરેજ તે કન્યાનાં લગ્ન કરવાં પડયાં છે. રામચંદ્રજીને રાજ્યાભિષેકના બરાબર સમયમાં વનવાસ લેવો પડયો છે. માટે દરેક જીવ, દેવ, દાનવ, પશુ, પક્ષી, આદિકરૂપ જે વિ-

ચિત્રપણું, તે જીવના સંચિત કર્માનુસાર મહાપ્રભુ, અંતર્યામી-શક્તિએ કરી ઉપજાવે છે. કેવળ કર્મનેજ જે કર્ત્તા કહે છે તે મૂર્ખ છે. ને તે નાસ્તિકનો મત ખોટો છે. સંસ્કાર ફેરવનાર, કાળ, કે અતિ મોટા સંત, કે ભગવાન પોતે, સ્વરૂપ ધારે ત્યારે ફેરવી શકે છે. શુભકાળ બળવાનપણે પ્રવર્તે, ત્યારે જીવના અશુભકર્મનાં સામર્થ્યને ન્યૂન કરી-નાખે છે. અને જ્યારે પ્લેગ, કોગળીઉં, કે મોટો રોગ ફાટી નીકળે, અગર દુષ્કાળ પડે, ત્યારે સર્વે જીવમાત્રને દુઃખ આવે છે. પાપી, પાખંડી, તથા પુણ્યવાન, સર્વે જીવો દુઃખી થાય છે. કર્મમાં સુખ આવવાનું હોય, પણ દુઃખ થઈ જાય-છે; ને જીવવાનું પ્રારબ્ધ હોય, પણ અશુભકાળના બળે-કરીને ઘણા જીવો મરી જાય છે. માટે કાળનો વેગ હોય, ત્યારે કાળે કરીનેજ સર્વ થાય છે, એમ શાસ્ત્રમાં લખ્યું હોય છે. બીજું મોટા સંત, બ્રહ્મસ્વરૂપ-સંતના પ્રસંગથી, રાંક હોય તે રાજા થાય છે, ભુંડાં પ્રારબ્ધ ગમે તેવાં હોય, પણ રાજીપો મેળવનાર જીવનાં પ્રારબ્ધ રૂડાં થાય છે, ને ગમે તેવું જીવને માથે વિઘ્ન આવનાર હોય, તેનો નાશ થઈ જાય છે. કળિયુગને વિષે પણ ત્રીસ લક્ષણવાળો જે ધર્મ, અને સત્યુગના ધર્મ પ્રવર્તે છે. ત્રીજું મહાપ્રભુ મૂર્તિ ધારે, ત્યારે ગમે તેવો પાપી, અધર્મી, પાખંડી જીવ, સાક્ષાત્ સ્વરૂપના પ્રતાપે કરી, સર્વ પાપ થકી મુકાઈને, પવિત્ર થઇને, પરમકલ્યાણને પામે છે. મિત્રભાવે, શત્ર-ભાવે, પુત્રભાવે, દાસભાવે, કામભાવે, જે તે ભાવે શ્રી-હરીની મૂર્તિનો સંબંધ જીવને નિર્ગુણપણાને પમાડી દે છે. માટે ત્યાં કાળ, કર્મ, કે માયા, સ્વભાવ, કે વાસનાનું,

જોર ચાલતું નથી, ત્યારે તો એકલા શ્રીહરિનુંજ સામર્થ્ય રહે છે. ચાહ્યતે કરે છે. જુવોને કૃષ્ણાવતારમાં ગોપીઓ, રૂષીપત્નિઓ, જસોદા, વિગેરે જે તે ભાવે નિર્ગુણભાવને પામી ગયાં. વળી મહાપાપી દૈત્યો, શિશુપાળ, જરાસંધ, દંતવક્ર, કંસ, પુતના, વચ્છાસુર, વિગેરે અસુરી જીવો પણ દિવ્યગતિને પામ્યા. માટે કેવળ કર્મનેજ પ્રધાનપદ આપનાર નાસ્તિક છે. શાસ્ત્રમાં જ્યાં જેનું પ્રધાનપણું, ત્યાં તે તે વ્યક્તિનું પ્રધાનપણું લખ્યું હોય, પણ તેથી કાંઈ કાળ, કર્મ, કે સ્વભાવનું જ કર્યું થાય છે, એમ કદાપી માનવું નહિ. કારણકે કાળના પ્રવર્તક મહાપ્રભુ શ્રી નારાયણ છે. માટે પરમેશ્વરની દૃષ્ટિથીજ સર્વે પ્રવર્તે છે એમ નક્કી સમજવું.

જગતનાં કારણ એવાં જે પુરૂષ, પ્રકૃતિ, કાળ, ને માયાનાં ચોવિશ તત્વ, તેમનાં સ્વરૂપ, ને લક્ષણોઃ—

(૧) પુરૂષ—અક્ષરાત્મક મુક્ત, પુરૂષ કહેવાય છે, મહાપુરૂષ કહેવાય છે. સર્વાત્મા બ્રહ્મ કહેવાય છે; અને સર્વે શાસ્ત્રકારોએ એ મહાપુરૂષનેજ પુરૂષોત્તમરૂપે વર્ણવેલો છે. તે પ્રવૃત્તિમાત્રનું કારણ છે, પ્રકૃતિ–મુળમાયાના ક્ષેત્રનો નિયંતા છે, ક્ષેત્રજ્ઞ છે, સર્વજ્ઞ છે, માયા થકી વિજાતિ, માયાના ક્ષેત્રનો પ્રકાશક છે. તે અખંડ છે અનંત છે, અનાદિ છે. સત્ય, ને સ્વયંજ્યોતિ, સચ્ચિદાનંદપણે બ્રહ્મસત્તાનો આનંદ જેને છે, તે મહાપુરૂષ, દિવ્યવિગ્રહ, અનંત ઐશ્વર્ય, સત્તા, સામર્થી, પ્રતાપે યુક્ત છે. અનંત બ્રહ્માંડોના સમગ્ર આકાર માત્રની પ્રવૃત્તિના કારણ એ અક્ષરાત્મક

પુરૂષ છે. સમર્થપણું, સુક્ષ્મપણું, ઐશ્વર્યેયુક્તપણું, પ્રતાપે-યુકતપણું, સગુણ, નિર્ગુણપણું, નિર્મળપણું, નિર્વિકારપણું, નિરંજનપણું, અને સર્વ જીવ, દેવ, ઈશ્વર આદિક જીવોનું ક્ષેત્રજ્ઞપણું,. જેને છે. રિદ્ધિ, સિદ્ધિએ યુકત માયાના ક્ષેત્રમાં લોમપણે રહેતો થકો, સર્વ ક્ષેત્રના કાર્યને દેખતો-થકો નિર્લેપ, ને નિર્વિકારી, રહી શકે છે. મહાપ્રભુ, બ્રહ્મ-મૂર્તિ, શ્રી નારાયણની દ્રષ્ટિને પામેલો, શ્રીહરિની શકિતરૂપે પ્રભારૂપે, અંતર્યામિપણે, અનેક બ્રહ્માંડોના જીવોને પ્રકાશે છે. કાળનું, માયાનું, નિયંતાપણું ધરાવે છે. આ મહાપુરૂષ, મહામાયાને પોતામાંથી પ્રગટ કરી, મહાપ્રભુ શ્રી નારાયણની શકિત, તથા પ્રભા, તથા સચ્ચિદાનંદબ્રહ્મના પ્રેરકપણાથી, માયા સાથે જોડાઇને, મહામાયાને વિષે વીર્યને ધરે છે. પુરૂષ, પ્રકૃતિ થકી, પ્રધાનપુરૂષ, ને પ્રકૃતિ, અને તે થકી મહત્ત્વ ઉત્પન્ન થાતાં હવાં. એ મહાપુરૂષ, અપાર ઐશ્વર્યવાન છે. ઐશ્વર્યના, સિદ્ધિઓના ભાવ, અનંત બ્રહ્માંડોના દેવ, ઈશ્વર-કોટી, તથા જીવકોટી, એ સર્વેના સર્વજ્ઞ, ક્ષેત્રજ્ઞ, ને અંતર્યામીપણાની સદ્‌ભાવના તે પુરૂષને હોવાથી, તે મૂળમાયા સાથે જોડાય છે. અને કુટસ્થ બ્રહ્મ કહેવાય છે. આ પુરૂષ ઘનશ્યામ છે, મહાતેજસ્વી છે, ને મહાપ્રતાપીછે. ઐશ્વર્યની ભાવનાનો પ્રતાપે, તે પ્રકૃતિ સાથે જોડાઈને, પોતાના સ્થાનમાં રહ્યો થકો, તે પ્રભાએ કરીને સર્વે બ્રહ્માંડોના જીવોને, બ્રહ્માદિક સર્વે દેવોને, તથા સર્વે ઇશ્વરી અવતાર માત્રને, શ્રી નારાયણ મહાપ્રભુની દ્રષ્ટિએ કરી, આ બ્રહ્માંડનાં કાર્ય ચલાવવા સમર્થ થયો છે. લોમપણે

વર્તે છે ને નિર્વિકારી રહે છે. આવા અક્ષરાત્મક પુરૂષો, મુકત કહેવાય છે. અને તેમને બ્રહ્મ–સનાતન બ્રહ્મ, સચ્ચિદાનંદ બ્રહ્મના કારણ, પુરૂષ મધ્યે ઉત્તમ એવા બ્રહ્મમૂર્તિ, દિવ્યવિગ્રહ, જે પુરૂષોત્તમ તેમની ઉપાસના છે. અને તે પુરૂષોત્તમની ઉપાસનાએ કરીને સર્વે પ્રતાપ, તથા ઐશ્વર્યને પામ્યા છે. આત્યંતિકપ્રલય જ્યારે થાય છે, ત્યારે પુરૂષપ્રકૃતિથી થએલો તમામ સર્ગ અનંત બ્રહ્માંડો, ને તેના નાના મોટા જીવો, દેવ, ઈશ્વર કોટી વિગેરે તમામ ભગવાન શ્રી પુરૂષોત્તમની ઈચ્છાએ કરી મહામાયાને વિષે કારણપણે લય પામે છે. અને મહામાયા–પ્રકૃતિ, તે પુરૂષમાં લય પામે છે, અને પુરૂષ, અક્ષરબ્રહ્મનો પ્રકાશ, વિભૂતિ જે સચ્ચિદાનંદ બ્રહ્મ, સર્વાધાર, પૂર્ણ, અદ્વૈત, તેના પ્રકાશને વિષે સ્થિર થાય છે. ઉત્પત્તિકાળે મહાપ્રભુ શ્રી નારાયણની પ્રેરણાથી, ઇચ્છાથી, દૃષ્ટિને પામીને તેવો પુરૂષ–જે મહાપુરૂષ, તે જે તે મૂળપ્રકૃતિને પોતામાંથી પ્રગટ કરી, પુરૂષને પ્રકૃતિરૂપે, પોતાના ઐશ્વર્ય–શકિતઓ દ્વારે, સર્વે જગતની, સર્વે ક્ષેત્રની, અનેક આકૃતિઓનું કારણ બને છે. જેમ લય પામે છે, તેમ સર્વે લોમ ઉપજે છે, અને સર્વે પોતપોતાનું કાર્ય કરવા મંડી પડે છે.

સર્વે બ્રહ્માંડો, સર્વે માયાનું ક્ષેત્ર. તેમ પુરૂષ, પ્રકૃતિનાં સ્થાન, અનેક અવતારાદિક વિભુતિનાં સ્થાન, સર્વેનો આધાર બ્રહ્મસૃષ્ટિનો આધાર, મુકતનો આધાર, બ્રહ્મપુર ધામ છે. જેને સચ્ચિદાનંદ બ્રહ્મ કહેવામાં આવે છે. તે ધામ સનાતન છે, દિવ્ય છે, મહા તેજોમય છે, અદ્વૈત છે, પૂર્ણ છે, સર્વાધાર છે,

અવ્યય છે, અમૃત છે, અગોચર છે, અગ્રાહ્ય છે, નિત્ય છે, સર્વગત છે, સુક્ષ્મથી સુક્ષ્મ છે, અને સગુણસ્વરૂપે, સર્વેને ધારે છે. બ્રહ્મ-મૂર્તિમાન બ્રહ્મ, પુરૂષોત્તમ નારાયણનું નિવાસ-સ્થાન છે, અપાર રિદ્ધિ સિદ્ધિએ યુકત છે, પરમાત્માનું અન્વયસ્વરૂપ છે, દિવ્યવિભૂતિ છે, ને સર્વથી પર છે.

( १ ) वस्तु सच्चिदानंदानन्ताद्वयं ब्रह्म ॥

( २ ) सच्चिदानंदरूपं यद् ब्रह्म निर्गुणं अक्षरम् ॥

( ३ ) यदाहि अक्षरम् ब्रह्म दिव्यधाम सनातन ॥

( ४ ) यदाहि अक्षरम् ब्रह्म सर्व कारणं कारणम् ॥

( ५ ) चिदाकाशरूपे दिव्य ब्रह्मपुरे परमात्मा प्रतिष्ठितः॥

( ६ ) न क्षरति अक्षरः ॥ ( वेदश्रुति )

માટે વસ્તુ તો તેજ છે. બ્રહ્મ છે તેજ વસ્તુ છે, તેજ સત્ય છે. બાકી સર્વે વિકારવાન છે, માટે મિથ્યા છે. આવા ધામના, આ વિભૂતિના કારણ, બ્રહ્મમૂર્તિમાન, પુરૂષોત્તમ છે. તે અખંડ મૂર્તિ છે, અપાર તેજસ્વી છે, દ્વિભુજ છે, દિવ્યવિગ્રહ-છે, અને ધામરૂપ જે સ્થાન તેને વિષે સદા સર્વદા બિરાજમાન-છે. તે ધામને આશ્રીને તે મૂર્તિની આસપાસ બ્રહ્મસ્વરૂપ મહામુકતો, મહાપ્રભુને પોતામાં પણ દેખે છે, અને બહાર પણ પુરૂષોત્તમનારાયણનાં દર્શન કરી રહ્યા છે. આ વિભૂતિ, જે બ્રહ્મપુર ધામ-સચ્ચિદાનંદ બ્રહ્મ, તેને આશ્રીને પુરૂષ, પ્રકૃતિનાં કાર્યરૂપ જે અનંત બ્રહ્માંડો તે રહ્યાં છે. તે બ્રહ્માં-

ડાનો સામટો પ્રલય થાતો નથી. જેમ કોઇ ચક્રવર્તિ રાજા હોય, તેનાં અનેક ગામડાંમાંથી, એક બે ગામ ઉજડ થાય કે વધે, તે તેવા રાજાની ગણત્રીમાં પણ ન હોય, તેમ મહા-પ્રભુ સર્વેના રાજાધિરાજછે. તેમાં એકાદા બ્રહ્માંડનો પ્રલય થાય તે ભગવાનની ગણત્રીમાં પણ નથી. આવા મહાપ્રભુ, જીવના કલ્યાણને અર્થેજ જગત સૃજાવે છે. પોતે અજન્મા-છે, છતાં ધામમાં રહ્યા થકા અનંત કોટી જે બ્રહ્માંડ તેને વિષે જ્યાં જેને જેમ દર્શન દેવું ઘટે, તેમ ત્યાં પોતે દર્શન દે છે. કાર્યને માટે અસુરોનો અહંકાર હરે છે. કાર્યને માટે વિભુતિ અવતારોમાં પોતે પોતાની શક્તિ અધિકપણે જણાવે છે, અને કાર્ય કરે છે. મહાપ્રભુ શ્રી નારાયણ, પોતે અનંત અવતારો રૂપે, પોતાની સચ્ચિદાનંદ બ્રહ્મ-અંતર્યામી શક્તિવડે, પ્રભાવડે, અનંત જીવોનાં કાર્ય કરાવે છે; અને કળાવતાર, વિભૂતિઅવતાર, પુરૂષાવતાર મુક્તાવતાર, આવેશાવતાર, અંશાવતાર, એમ અનેક દ્વારે જીવોના કલ્યાણને માટે, જ્યાં જેવું ઘટે ત્યાં તેવું સ્વરૂપ તે બ્રહ્માંડને વિષે, તે કાળને વિષે, મહાપ્રભુ પ્રગટ કરાવે છે. મહા સમર્થ, રાજા રાવણનો અહંકાર હણવા રામચંદ્રજી, મર-જાદી અવતાર, થએલો છે. વારીમાંથી વેદ વાળવા, તથા શંખાસુરને મારવા, મચ્છાવતાર ધરાવેલો છે. વરાહરૂપે, હિરણ્યાક્ષને હણીને ગર્વ ઉતારાવ્યો છે. સનકાદિકરૂપે, આત્મતત્વની વાત પ્રવર્તાવી છે, ને ધ્રુવને વરદાન આપ્યું-છે. હંસરૂપે, બ્રહ્મા જેવાને, તથા નારદને, જ્ઞાન કરાવ્યું છે. રૂષભદેવરૂપે, પુત્રોને બોધ આપી તાર્યા છે; ને ગજને ઉગાર્યો છે. ધન્વંતરી રૂપે, ઔષધોનું સંશોધન કરાવ્યું છે;

અને વૈદકશાસ્ત્ર રચાવ્યું છે. વ્યાસજી રૂપે, વેદ વાણીના વિભાગ કરાવ્યા છે, ને વેદવાણી અગમ્ય હોવાથી, અઢાર પૂરાણ, ને ભાગવત્શાસ્ત્ર, જીવોનાં પરમ કલ્યાણ માટે, તથા નાસ્તિકવાદ મટાડવા માટે, કરાવેલું છે. અને ચાર વેદનું, તત્વજ્ઞાનનું, શુદ્ધ સ્વરૂપ, જનસમાજને બતાવી દીધું છે. ૨૪ કેશવાદિ રૂપે, સગુણ સ્વરૂપ પ્રગટાવી, પુજા–ભકિત વિધિ શીખવાડયો છે. ત્રીકમજી, કેશવજી, અનિરૂદ્ધ, પ્રદ્યુમ્ન, સંકર્ષણ, ઇત્યાદિક રૂપે, જગતનું લાલન, પાલન, કરાવી રહ્યા છે. રાજારૂપે, કળા અવતાર રૂપે, કૃષ્ણ સ્વરૂપે, માશી પુતના, યમલાર્જુન, દંતવક્ર,કશિશુપાળ, જરાસંઘ, કંસ, વિગેરે અસુરોને મરાવી, દૈવી જીવોની રક્ષા કરાવી છે. વામનજી રૂપે, દેવતાઓની રક્ષા કરી છે. બુધાવતાર રૂપે, દુષ્ટ ક્રિયાઓ કરનારનો નાશ કરાવી, બોધ ફેલાવ્યો છે. કલકી અવતાર થાશે. કલિયુગમાં બહુ અધર્મ પ્રવર્તશે, નાસ્તિકવાદ બહુ વધશે, પાપાચાર વધશે, ત્યારે તેવા અસુરો, પાખંડીઓનો નાશ કરવા, મહાપ્રભુ શ્રીનારાયણ કલકી અવતાર ધરાવશે. આ પ્રમાણે દરેક બ્રહ્માંડમાં કાર્ય ચલાવવા માટે, દૈવી જીવોની રક્ષા માટે, મહાપ્રભુ શ્રીનારાયણને, અવતાર ધરાવવાનો ઉદ્યોગ છે. તે માટે અવતારોના નિયમની કલ્પના કરવી ઘટિત નથી.

માટે બ્રહ્મમૂર્તિ–પુરૂષોત્તમ–શ્રીનારાયણ તે જ સર્વના નિયંતા છે, નિયમન કરવા યોગ્ય છે. સર્વના કારણ, ને સ્વતંત્ર રાજાધિરાજ છે, યોગના નિધિ છે, યોગેશ્વરછે. બ્રહ્મપુર ધામમાં રહ્યા થકા, સર્વના પોતાની શક્તિએકરી નિયામક-

છે, સ્વતંત્રછે, પર છે; અને સર્વ વિભુતિઓના, સર્વે વિશેષણોના વિશેષ્ય છે. ધામમાં રહ્યા થકા જ, પોતાની પ્રભાએ કરીને, જ્યાં જેમ જણાવું ઘટે, ત્યાં તેમ જણાય-છે. એક ઠેકાણે રહ્યા થકા, અનંત બ્રહ્માંડોમાં દર્શાય છે; એજ તેમની યોગમાયા છે, યોગકળા છે. આ પ્રમાણે અનંત ઠેકાણે, અનંત બ્રહ્માંડનાં કાર્ય કરાવવાં, અને અનેક ઠેકાણે દેખાવું, એજ પુરૂષોત્તમનું યોગ કળાએ કરીને વ્યાપકપણું છે; પણ આકાશની પેઠે અરૂપપણે કરીને વ્યાપકપણું નથી.

મહાપ્રભુની યોગકળાએ કરીને, સર્વે તત્વો, પૃથ્વી આદિક મંડળ, તે પ્રલય કાળને વિષે પરમાણુરૂપ થઇ જાયછે. અને સૃષ્ટીકાળને વિષે, તે તત્ત્વો સૂક્ષ્મપણામાંથી પૃથ્વી, જળ, તેજ, વાયુરૂપે, અનેક નાના મોટા આકારોને નિયમ પ્રમાણેજ ધારણ કરેછે. આવા મહાપ્રભુ શ્રીપુરૂષોત્તમ તે સર્વે કળાસંપૂર્ણ છે. રાજાધિરાજછે અને તેમની દૃષ્ટિથી જ સર્વે કાર્ય કર્મ થયાં જાય છે.

જે બ્રહ્માંડનો કાળ પૂરો થાય, એટલે તે બ્રહ્માંડનો, જગતનો નાશ થાય છે, એટલે લય થાય છે. પણ અનેક બ્રહ્માંડનો સામટો લય થતો નથી; માટે અનાદિ કહેવાય છે. જગત છે, છે ને છેજ. સર્વે ભેદ અનાદિ છે, એમ શાસ્ત્ર જણાવે છે.

॥ आत्मैव तदिदम् विश्वं सृज्यते सृजति प्रभुः ॥
त्रायते त्राति विश्वात्मा ह्रियते हरतीश्वरः ॥

મહાપ્રભુની યોગકળાએ કરીને, સર્વે તત્ત્વો, પૃથ્વી આદિકપરમાત્મા શ્રી નારાયણ, સર્વમાં આત્માપણે, અંતર્યામી-

પણે, શકિતએ સર્જાવે છે. સર્વે આકારમાં વ્યાપીને, તારતમ્યતાએ જગત વ્યાપકપણે રહી, જગત માત્રને સર્જાવવામાં કારણ થાય છે. સર્વે જીવ પ્રાણી માત્રનું રક્ષણ કરે છે; અને વિશેષ્યપણે આકારમાં પ્રગટ થઇ લાલનપાલન કરાવી રહ્યા છે. સંહાર પણ કરાવે છે. જ્યાં જેમ ઘટે તેમ વર્તે છે, અને વર્તાવે છે. એવા સમર્થ અને સર્વ શકિતમાન છે. તે સર્વ જીવોના પરમ કલ્યાણને માટે, પોતાનો સાક્ષાત્ સંબંધ પમાડવા, સાધુ-દૈવી પુરૂષોનું રક્ષણ કરવા, અધર્મનો ઉચ્છેદ કરવા, તથા એકાંતિક ધર્મ-ભાગવત-ધર્મ, સ્થાપવા દરેક બ્રહ્માંડમાં એકજ વખત મનુષ્યદેહ ધારણ કરે છે; અને જ્યારે મનુષ્ય રૂપે મૂર્તિ ધારણ કરે છે, ત્યારે પોતે, પરબ્રહ્મ, તથા બ્રહ્મમૂર્તિ, તથા ચૈતન્યમૂર્તિ એવા મહામુકતો, અને પોતાનાં જે સર્વે ઐશ્વર્ય તે સહિતજ પધારે છે. પણ એ અજ્ઞાની જીવોના દેખ્યામાં આવે નહિ. તેમનો સંબંધ જે જે પદાર્થને, જે જે જીવોને થાય છે, તે સર્વે દિવ્યરૂપ થઇ જાય છે, નિર્ગુણપણાને પામી જાય છે. આ દાખડો કરવાનું કારણ, અનંત જીવોના પરમ કલ્યાણ માટે છે. તેથી જે પુરૂષો તેમનાં સ્વરૂપ ઓળખી લે છે, તેજ માયાથી મુકાઈને, જન્મમરણથી છુટી, પરમપદ જે ધામ, તેમાં નિવાસ કરે છે. હમેશને માટે સંસૃતિમાંથી, જન્મમરણના રોગમાંથી બચી જાય છે, ગુણાતીત થઈ જાય છે. અચળ, અખંડ સુખ, બ્રહ્માનંદ, ભકતોને તથા જીવ માત્રને, પમાડવાને માટે જ શ્રી નારાયણ મહાપ્રભુ, જે તે સજાતિ થઈ, સર્વેની સેવાને અંગીકાર કરે છે.

આપણા બ્રહ્માંડમાં, શ્રી સહેજાનંદસ્વામીરૂપે, બ્રહ્મ સાથેજ તથા મુક્ત સાથેજ મહાપ્રભુએ આવતાર ધારણ-કરી, સ્વામીનારાયણ, એવે નામે જગતમાં વિચરણ કરેલું-છે. તે સ્વરૂપને ઓળખશે, તેના પુન્યનો તેમજ પ્રાપ્તિનો પાર નથી. મૂઢ અજ્ઞાની પુરૂષો તેમને મનુષ્ય જેવા ગણી તેમાં મોહ પામશે, અને મનુષ્યદેહ વ્યર્થ ખોઇ, અભા-ગીયા ગણાશે. આ સંબંધી બ્રહ્મવિદ્યાથી ભરપુર, બ્રહ્મ–પરબ્રહ્મ, નિરૂપણ કરેલ મહાપ્રભુની પરાવાણી જણાવનાર, મારા રચેલા " **ભાગવત ધર્મ રહસ્યના બન્ને ભાગ** " વાંચવાની હું દરેકને ભલામણ કરૂ છું. તે બન્ને ગ્રંથો, ( ૭૨–બોંતેર અધ્યાયમાં ) સંપૂર્ણ જ્ઞાનથી ભરપુર હોવાથી, જીવનો મોક્ષમાર્ગ ખૂલ્લો થઈ જવા સંભવ છે. શંકા માત્રનું નિવારણ કરનાર તે ગ્રંથો છે, બ્રહ્મ જ્ઞાનથી ભરપુર છે.

(૨) પુરૂષ, પ્રકૃતિ એ બે થકી જગતની ઉત્પત્તિ, સ્થીતિ, ને પ્રલય થાય છે. તે પ્રકૃતિનું સ્વરૂપ, ને લક્ષણ:—

પ્રકૃતિ–સ્ત્રી રૂપે છે. મહા તેજસ્વી, મહાસ્વરૂપવાન છે. તે જેવો કોઇ આકાર, સ્ત્રી જાતિનું સ્વરૂપ નથી. તે મહા-માયા રૂપે પ્રગટ થઈ, સર્વે જીવ પ્રાણી માત્રનું ક્ષેત્ર બને-છે. અનાદિ છે, અનંત છે, તે મહાપુરૂષની સાથે જોડાઇને, અનેક આકાર રૂપે, ક્ષેત્ર રૂપે થાય છે, અને માયા રૂપે સર્વેને મોહ ઉપજાવે છે. મોહ ઉપજાવવો એજ તેની શક્તિ છે, તે પ્રકૃતિ–મહામાયા, મોહક શક્તિરૂપે, માયા તરીકે ઓળ-ખાય છે, માટે પ્રકૃતિ, સ્વભાવ લક્ષણાએ ત્રિગુણાત્મક છે, જડ ચિદાત્મક છે, નિત્ય છે, નિર્વિશેષ છે, ને સર્વે મહ-

દાદિક સમગ્ર તત્વો, તથા જીવકોટિ માત્રનું ક્ષેત્ર છે. ભગવાનની શક્તિ છે, ગુણસામ્ય અને નિર્વિશેષ એવી જે માયા, તેનો જે ક્ષોભ કરે છે, તેને કાળ કહેવામાં આવે છે. તે કાળને આધીન છે ને કાળ તેનો ક્ષોભ કરે છે.

માયા કહેતાં, પ્રકૃતિની શક્તિ, તે મોહક છે, જડ છે, પરભોગી છે, નિરંતર વિકારવાળી છે, ત્રણ ગુણવાળી છે. અવ્યક્ત છતાં ત્રણ ગુણના વિપરીતપણાથી વ્યક્ત છે, એમ મૂળપ્રકૃતિરૂપે, અવ્યક્ત છે, અને ત્રિગુણાત્મક રૂપ તેની શક્તિ, ત્રણ ગુણના વિપરીતપણાથી, માયા વ્યક્ત છે, એથી માયાના, મહતત્વ પ્રધાનના ભાગથી, એટલે પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ, અહંકાર, મન, બુદ્ધિ, આદિક આઠ પ્રકારે માયા કારણ ને કાર્ય રૂપમાં રહેનારી છે. મહતત્વ, પ્રધાનના ભાગથી આ આઠ તત્વોથી આ સમગ્ર જગત્ વ્યાપેલું છે, માટે એ તત્વો મૂળ હતાં. સૂક્ષ્મરૂપે, મહામાયામાં હતાં, તેજ કાર્યરૂપે, સ્થુળભાવથી દૃશ્યમાન થાય છે. માટે એ સઘળાં તત્વો મૂળ હતાં તેજ વ્યાપેલાં છે, અનાદિ છે ને સત્ય છે.

ભોગના ક્ષેત્રરૂપ, જડપ્રકૃતિ સાથે ચેતન–આત્માનો સંબંધ હોવાથી, વિકારવાળું સ્થૂળ શરીર ઉત્પન્ન થાય છે. માટે માયા અનેક વિકારોને ઉત્પન્ન કરાવનારી છે. પોતે પણ સદા વિકારવાળી છે, અને વિકારોને ઉત્પન્ન કરે છે; માટે જ તેને મિથ્યા કહી છે. વસ્તુસ્વરૂપે એક રૂપેજ રહે છે, માટે સત્ય કહેવાય છે. અનેક રૂપે દેખાય ખરી પણ, વસ્તુતઃ એકની એકજ છે. અનેક સ્વરૂપે, શરીરોમાં, પદાર્થમાં દેખાય-

છે, પરિણામને પામે છે, અને ક્ષણુક્ષણુ પ્રત્યે તેના આકારોનો લય પણુ દેખાય છે, અનેક રૂપ અદૃશ્ય થાય છે, પણુ માયાનાં તત્વોના અંશોનો નાશ નથી. એથી વસ્તુતાએ, એ સત્ય છે. જડ, ચેતન, ને સાક્ષીબ્રહ્મ, એમ સદાકાળ, આ ત્રણુનો સબંધ સર્ગ તથા વિસર્ગમાં કાયમજ હોવાથી, કર્મ અવસ્થામાં વિકારવાળાં સ્થૂળ શરીરો, વ્યક્ત માયાના મહતત્વમાંથીજ અનેક આકારો દેખાય છે.

(૩) મહતત્વાદિક જે તત્વ, તે મહતત્વને અને ચિત્તને અભેદપણું છે. અને મહતત્વને વિષે સમગ્ર જગત્, કારણુપણે, સૂક્ષ્મરૂપે રહ્યું છે. એટલે ૨૪ તત્વરૂપે દેખાતું જગત્, તે સૂક્ષ્મરૂપે, બીજરૂપે, જડ, ચેતનના સમુહ સાથે છે જ. ને મહતત્વ નિર્વિકાર છે, પ્રકાશવાન છે, સ્વચ્છ છે, શુદ્ધસત્વમય છે, ને શાંત છે. તે મહતત્વ થકી, ત્રણુ પ્રકારનો અહંકાર ઉત્પન્ન થાય છે.

(૪) **અહંકાર**–જે તે ત્રિગુણાત્મક છે. ને ભૂત માત્ર, ઇંદ્રિયો, અંતઃકરણ, દેવતા ને પ્રાણુ, એ સર્વેની ઉત્પત્તિનું કારણુ છે. એ અહંકારને વિષે શાંતપણું, ઘોરપણું, ને વિમુઢપણું છે. રજોગુણુના ભાવ–રાગને તૃષ્ણા છે, તેથી સ્વાર્થીપણું ઉપજાવે-છે. તમોગુણુ–આળસ, નિંદ્રા, મોહ, ને વિપરીતજ્ઞાનને ઉપજાવે છે. સત્વગુણુ–પ્રકાશ, જ્ઞાન, સુખ, ને શુભ વિચાર, ઉપજાવે છે. સાત્વિકઅહંકાર થકી, મન, ઇંદ્રિયોના દેવતા ઉત્પન્ન થાય છે. રાજસ અહંકાર થકી, દશ ઇંદ્રિયો, બુદ્ધિ, ને પ્રાણુ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે માયામાંથી સર્વે તત્વો ઉપજ્યાં, તેને મહાભૂત સંજ્ઞા આપી છે; અને તે તત્વોમાંથી

ઈશ્વર, તથા જીવના દેહો, ઉત્પન્ન થાય છે. જેટલું આપણા શરીરમાં છે, તેટલાંજ તત્વો બ્રહ્માંડમાં છે. પિંડમાં અલ્પ-છે, ને બ્રહ્માંડમાં મહતત્વરૂપે છે. એમ ૨૪ તત્વ માયાનાં તે ક્ષેત્રરૂપે સર્વે શરીરોમાં દર્શાય છે. અહંકારના દેવતા રૂદ્ર છે. આ પ્રમાણે માયા, વ્યક્ત થાય છે.

અવ્યક્તરૂપે, મહામાયા–પ્રકૃતિ કહેતાં સ્ત્રીરૂપે કારણ છે. મહા સ્વરૂપવાન ત્રિગુણાત્મક, જડ ચિદાત્મક, નિત્ય, નિર્વિશેષ, ને સર્વનું ક્ષેત્ર રૂપે થવા પણું, એ તેની પરંપરા શક્તિઓ છે. કાર્યરૂપે, મહતત્વરૂપે, વિકાસને પામી, ૨૪ મહાભૂતરૂપે, ૨૪ તત્વરૂપે, વ્યષ્ટિ સમષ્ટિના દેહોને, ઉપજાવે છે. એટલે ત્રણ ગુણના સર્ગવાળી વ્યક્ત માયા ગણાય છે. કારણ કે નાના મોટા તમામ જીવાત્માઓ, વ્યક્ત માયાના કારણશરીરે—વાસના શરીરેયુક્ત છે. ઈશ્વર કોટી, મોટી ઉપાધીવાળા, બ્રહ્માંડાભિમાની, જગત્ સર્જવામાં વ્યષ્ટિ સમષ્ટિ દેહોના કારણભૂત, અપાર ઐશ્વર્યે યુક્ત હોવાથી જગત્ રૂપે, લીલા જોયા કરે છે, લોમપણે વર્તે છે અને માયાને માયાનાં તત્વો છોડી દઈ, સદ્વા-સનાવાળા હોવાથી બ્રહ્મસુષુપ્તિમાં, અક્ષરાત્મક પુરૂષના સબંધે, બ્રહ્મનું–બ્રહ્મસત્તાનું સુખ અનુભવે છે, ને લય પામે છે. અસદ્વાસનાવાળા, કર્મભૂમિમાં અવતરેલા જીવો, જગતમાં, જન્મેલા જીવો, માયાના રજ, તમ, ને સત્વ ગુણોના, કર્માનુસાર સંચિત કર્મ બાંધી, અવિદ્યાત્મક કારણશરીરેયુક્ત બની કાર્ય રૂપી શરીરને છોડી દઈ, સુષુપ્તિ રૂપ માયામાં લય પામી, પ્રલય વખતે કારણ શરીરે

યુક્ત, વ્યક્ત બીજ રૂપ માયાએ યુક્ત થકા, મહામાયાના સ્વરૂપમાં વિરામ પામે છે.

(૧) પુરૂષ–કહેતાં મહા પુરૂષ, તે પણ બ્રહ્મ સુખે સુખી છે. અને સદ્ભાવના, ક્ષેત્રજ્ઞપણાની ભાવના, પુરૂષોત્તમ પણાની ભાવના, અપાર ઐશ્વર્ય રૂપ, સગુણ–નિર્ગુણ રૂપની ભાવના, તથા સર્વે બ્રહ્માંડોનાં રાજાધિરાજ પણાનો સદ્-આશય, પુરૂષને છે; અને તેથીજ તે પ્રકૃતિ સાથે જોડાય-છે. છતાં નિર્વિકારી, નિરંજન છે; બ્રહ્મ સુખે સુખી છે. આવા પુરૂષ કોટિ મુકતો, બ્રહ્મરૂપ ઘણાંક છે. તેઓને પણ બ્રહ્મસ્વરૂપ–ભગવાનનીજ ઉપાસના છે. અને ભગવાનને પ્રતાપેજ બ્રહ્મ સત્તા ભોગવે છે.

(૨) તે પુરૂષ–પ્રકૃતિ થકી, સદ્વાસનાવાળા ઇશ્વર કોટિ, મહેશ્વર દેવકોટિ, વગેરે બ્રહ્માંડાભિમાની જીવાત્મા અ-ધિક ઉપાધીવાળા, ઐશ્વર્યના રાગવાળા, જગત સર્જવામાં કારણભૂત છે. બધા માયાસબલીતબ્રહ્મ ગણાય છે. તે-ઓને પુરૂષનીજ ઉપાસના છે, અને પુરૂષનેજ પુરૂષોત્તમ-રૂપે ભજીને, બ્રહ્મરૂપ થયા છે. જેથી તેઓને પુરૂષ નિર્વિ-કારી રાખે છે. બ્રહ્મ સુખે સુખીઆ રાખેછે, અને બ્રહ્માંડ રૂપી કાર્યનો કાળ પૂરો થએ ત્યજી દે છે, ત્યારે તે ઇશ્વર-કોટિ, બ્રહ્માદિક સર્વે, પુરૂષ–એવા પુરૂષોત્તમના સંબંધને પામી, બ્રહ્મસત્તાનું સુખ ભોગવે છે. તે કોટિની ઉર્ધ્વ ગતિ છે. બ્રહ્મ સુષુપ્તિમાં વિરામ કરે છે.

(૩) જગતના કાર્યમાં દેખાતા તમામ જીવકોટિના

જીવાત્માઓ અસદ્‌વાસનાવાળા, વ્યક્ત એવી જે કારણશરીર રૂપ જીવની માયા, તે સાથે સદાકાળ જોડાએલા છે. તે બધા જીવો, સર્ગ વખતે શરીરવાળા બને છે, અને લય વખતે વ્યક્તમાયા–વાસના શરીરે, યુક્ત સુષુપ્તિ રૂપ –અંધકાર, તેમાં લય પામી, માયામાંજ વિરામ કરે છે. આ જીવકોટિની રજ, તમ, ને સત્વના, કાર્યાનુસાર ઉર્ધ્વ, અને અધોગતિ થયાં જાય છે. આ બધા જીવો, પિંડાભિમાની, અલ્પ ઉપાધીવાળા, અલ્પ આયુષ્ય ભોગવી, વારંવાર જન્મે છે, અને મરે છે; અને મહા દુઃખ ભોગવે છે. તેમને માથે લખ ચોરાશી, સ્વર્ગ, નર્કનાં દુઃખો, ગર્ભવાસનાં–વારંવાર જન્મવા, ને મરવાનાં દુઃખો નિયત કરેલાં છે. લાભમાં લાભ સર્વે કરતાં, દેવ કોટિ, ઈશ્વર કોટિ કરતાં, એટલોજ છે કે જો, તેઓ સાત્વિક ગુણે યુક્ત બની, દૈવી ગુણો–દયા, ક્ષમા, શમ, દમ, શૌચ, આર્જવ, પરોપકાર, ધર્મ જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ તથા આત્મ શોધન, ઈત્યાદિક દૈવી સંપત્તિનું સેવન કરે, મોટા સંત–સાચા ભગવદ્ભક્તનો સમાગમ કરી, સર્વના કારણ, મહાપ્રભુ–પરમ પુરૂષોત્તમને ઓળખે, તો તે ઉર્ધ્વગતિને પામે, જન્મમરણના ભયથી બચી જાય, અને બ્રહ્મરસના ભોગી બની, મહા સુખીયા થઇ જાય. માટે જીજ્ઞાસુએ તો ઐશ્વર્ય પણ ન ઇચ્છવાં. પુરૂષપ્રકૃતિનું સઘળું કાર્ય સઘળી સત્તા, ઉપાધીવાળીજ છે, માયામયજ છે. તેથી પરમાત્માના સ્વરૂપને ઓળખી લેવું. ઉપાધી વગરનું સ્થાન બ્રહ્મપુર ધામ, તેના મહામુક્તો, ને ભગવાનનું સાક્ષાત્ સ્વરૂપજ છે. તે ઓળખી લેવાં.

જીવ, ઇશ્વર, માયા પુરૂષ,ને પુરૂષોત્તમ, ભેદ અનાદિ છે. ૨૧૫

(૫) મનની લક્ષણા–જે સમગ્ર વિષય ભોગની કામનાનું ક્ષેત્ર છે. સ્ત્રી ભોગની કામનાનું ક્ષેત્ર છે. સંકલ્પ વિકલ્પ કરનારૂં, અને સર્વે ઇંદ્રિયોના સમુહનું નિયંતા છે. તેના દેવતા ચંદ્રમા છે.

(૬) બુદ્ધિ–જેને વિષે પદાર્થ માત્રનું જ્ઞાન રહ્યું છે. સર્વે ઇંદ્રિયોને વિષે જે વિશેષ જ્ઞાન છે, તે બુદ્ધિ વતે છે. બુદ્ધિને વિષે સંશય, નિંદ્રા, સ્મૃતિ,ને નિશ્ચય રહેલાં છે. તેના દેવતા બ્રહ્મા છે.

(૭) દશ–ઇંદ્રિયો, ને તેના દેવતા–પોત પોતાના વિષયમાં પ્રવર્તે છે, શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસના, ઘ્રાણ, વાક્, પાણિ, પાદ, પાયુ, ને ઉપસ્થ, એ દશ ઇંદ્રિઓ પોતાના વિષયમાંજ પ્રવર્તે છે.

(૮) માયાના ક્ષેત્રનો ક્ષોભ કરનાર કાળ કહેવાય છે.

**॥ कलयति संख्यानि सर्वान् पदार्थान् सकालः ॥**

માયાના સર્વે પદાર્થોની તથા જીવોની વારંવાર નામ બદલાવી સંખ્યા કરે છે, તે કાળ કહેવાય છે. તેના નિયંતા પુરૂષરૂપે પરમાત્મા છે.

(૯) પંચતન્માત્રાની લક્ષણા–

શબ્દ એ આકાશની માત્રા છે, ને શ્રોત્ર ઇંદ્રિએ ગ્રહણ કરાય છે. શબ્દ, અર્થ માત્રનો આશ્રય છે, ને વ્યવહાર માત્ર શબ્દવડે જ ચાલે છે. તેનું સ્થાન આકાશ-છે, તે શબ્દ તામસાહંકારમાંથી ઉપજે છે, જે આકાશનું કારણ છે.

આકાશમાંથી સ્પર્શ તન્માત્રા જે વાયુનું કારણ છે. આકાશનું લક્ષણજે—સર્વ જીવ માત્રને અવકાશ દેવાપણું, ભૂત પ્રાણી માત્રનાં જે દેહ, તેનો માંહિલો વ્યવહાર, ને બહારનો વ્યવહાર, તેનું કારણપણું, તથા પ્રાણ, ઈંદ્રિયો, અંતઃકરણ, ને જીવ, એ સર્વેનું સ્થાનકપણું, તે આકાશથી છે. એવો જે આકાશ, તે તમોગુણનું કાર્ય છે, ને વિકારવાન છે. આ આકાશને સર્વાધાર કહેવામાં આવતો નથી. સર્વાધાર જે ચિદાકાશ, તે તો બ્રહ્મ છે. તે નિર્વિકારી છે, ને તે સર્વેમાં છે. બહાર પણ છે, ને માંહી પણ છે. સદા સર્વે ક્ષેત્રમાં, સર્વે સમુહમાં, સર્વે બ્રહ્માંડોમાં રહ્યો જ હોય. માટે સર્વાધાર જે ચિદાકાશબ્રહ્મ, તે કોણ થકી વ્યતિરેક હોય ? તે તો સર્વેમાં છે જ. અષ્ટ પ્રકારની જે જડ પ્રકૃતિ, તેને વિષે વ્યાપક એવી જે ચેતન પ્રકૃતિ, તે બેયનો આધાર, ચિદાકાશ સચ્ચિદાનંદ બ્રહ્મ છે. તે નિર્વિકારી છે. તે માંહિ પણ છે ને બહાર પણ છે. આ માયાના ગુણમાંથી ઉપન્યો જે આકાશ, તે તો વિકારવાન છે, ને પૃથ્વ્યાદિક જે ચાર તત્વ તેનો જ આધાર છે, અને તેથી જ ભૂત માત્રના દેહનો માંહિલો તથા બહારનો વ્યવહાર તેનું કારણ છે. માટે જ ઘટાકાશ, મહદાકાશ, એ સર્વે અવસ્થાની કલ્પના આ આકાશને અપાય છે. ને અવકાશ દેવાપણું તેનું જ છે.

આકાશમાંથી સ્પર્શ તન્માત્રા ઉપજે છે. કોમલપણું, કઠણપણું, શીતળ—ઉષ્ણપણું, ને ત્વચા ઈંદ્રિયે કરીને ગ્રહણ કરવાપણું, એ ગુણોવડે સ્પર્શનું સ્પર્શપણું છે, જે વાયુનું કારણ કહેવાય છે. વાયુ, તે કાર્ય, ને સ્પર્શતન્માત્રા કારણ

છે. વાયુનું લક્ષણ, જે વૃક્ષાદિક કંપાવવાપણું, ને તૃણાદિક સર્વે પદાર્થને ભેળા કરવાપણું, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ને ગંધ, એ પંચ વિષય તેને શ્રોત્રાદિક પંચ ઇંદ્રિયો પ્રત્યે પમાડવાપણું ને સર્વે ઈંદ્રિયોનું આત્માપણું, એ વાયુનું લક્ષણ છે. વાયુ બંધ થાય તો સર્વે દેહનો વહેવાર બંધ પડી જાય છે. ને જીવ મહા દુઃખીઓ થઇ જાય છે.

વાયુ તત્વમાંથી રૂપ તન્માત્રા ઉપજે છે. જેથી તેજ કહેતાં અગ્નિનું કારણ છે. તે રૂપની લક્ષણા, જે પદાર્થ માત્રના આકારને જણાવી દેવાપણું, પદાર્થ માત્રને વિષે રહેવાપણું, પદાર્થની રચનાએ કરીને પરિણામપણું, તે જ તત્વનું તન્માત્રાપણું એટલે કારણપણું અને ચક્ષુ ઇંદ્રિયે કરીને ગ્રહણ કરવાપણું એ રૂપની લક્ષણા છે.

રૂપ તન્માત્રા, તે તેજનું કારણ–તે તેજની લક્ષણા–જે પ્રકાશપણું અન્નાદિકને પચવી નાંખવાપણું, કાષ્ટને બાળવાપણું, હુત દ્રવ્યાદિકનું ગ્રહણ કરવાપણું, રસને ગ્રહણ કરવાપણું, શીતને હરવાપણું, શોષણ કરવાપણું, ક્ષુધા ને તૃષા, પ્રગટાવવાપણું, એ લક્ષણા તેજની છે. દરેક પદાર્થ, જડ, ચેતન વિગેરેનું રૂપક રૂપ–તન્માત્રાથી જ જણાઇ આવે છે. મોહને ઉપજાવે-છે. પદાર્થની ભાવના એથી થાય છે. પશુ, પક્ષી, ધાન્ય, ને પદાર્થ માત્ર રૂપવાળાં શોભાવનાર આ તન્માત્રા છે. તેમાં જડ સાથે ચેતનની એકતા હોવાથી વિશેષપણે દરેક વસ્તુ મોહક ને સ્વરૂપવાન દર્શાય છે. તેજ થકી રસતન્માત્રા ઉપજે છે, જે જળનું કારણ છે. તેના દેવ વરૂણ છે. રસની લક્ષણા જે મધુર, તીખા, કડવા, ખાટા, ખારા, કષાયલા,

મોળાપણું, ઇત્યાદિક છે. ને જલનું તન્માત્રાપણું, ને રસના ઇંદ્રિએ કરીને ગ્રહણ કરવાપણું, એ રસનું રસપણું છે. જળની લક્ષણા, જે પૃથ્વી આદિક દ્રવ્યનું પિંડીકરણ કરવાપણું, પદાર્થને કોમળ કરવાપણું, ભીનું કરવાપણું, તૃપ્તિ કરવાપણું, પ્રાણી માત્રને જીવાડવાપણું, તાપને ટાળવાપણું, તૃષાનું નિવારણ કરવાપણું, બહુપણું, એ જળની લક્ષણા છે. જળમાંથી ગંધ તન્માત્રા ઉપજે છે, જે પૃથ્વીનું કારણ છે. તે ગંધનું લક્ષણ–સુગંધપણું, દુર્ગંધપણું, પૃથ્વીનું તન્માત્રાપણું, ને ઘ્રાણઇંદ્રિએ કરીને ગ્રહણકરવાપણું, એ ગંધનું ગંધપણું છે.

પૃથ્વીનું લક્ષણ–જે સર્વે જીવમાત્રનું ધારવાપણું, લોકરૂપે કરીને સ્થાનપણું, આકાશાદિક જે ચારભૂત તેનું વિભાગ કરવાપણું, ને સમગ્ર ભૂતપ્રાણિમાત્રના શરીરોનું પ્રગટ કરવાપણું, એ પૃથ્વીનું લક્ષણ છે.

આ પ્રમાણે માયાનાં ૨૪ તત્વ, મહતત્વમાંથી પ્રગટ થાય છે. સમગ્ર તત્વ મહતત્વમાં સૂક્ષ્મરૂપે રહેલાં, તે વિકાશને પામી કાર્યરૂપે પ્રગટ થાતાં હવાં. પોત પોતાના દેવતા સાથે પ્રગટ થાતાં હવાં. સર્વે મહાભૂત, અને મહાભૂતના દેવતા સાથે ઉપન્યાં એવાં જે સમગ્ર તત્વ, તે મહાપ્રભુની ઇચ્છાએ પ્રેર્યાં થકાં, પોત પોતાને અંશે કરીને, ઇશ્વર, ને જીવોના અનેક આકારોને ઉપજાવતાં હવાં. આ પ્રમાણે બ્રહ્માંડોની ઉત્પત્તિ છે; અને જે બ્રહ્માંડનો કાળ પૂરો થાય તે બ્રહ્માંડનો લય પણ તે જ પ્રમાણે અનુક્રમે થાય છે.

## જગત્ અને જીવ—

સમગ્ર મહાભૂતથી ઇશ્વરના દેહ, જે વિરાટ, સૂત્રાત્મા, ને અવ્યાકૃત, તે ઉપજતા હવા. ઇશ્વરી આત્મા માયાસબલીતબ્રહ્મ, જે પુરૂષાવતાર કહેવાય છે, તેમાં મહાપ્રભુની અંતર્યામિ શક્તિની દષ્ટિ વડે, મહાપુરૂષે શક્તિ દ્વારે જ્યારે પ્રવેશ કર્યો, ત્યારે તે ઇશ્વરી આત્મા વિરાટપુરૂષ, જે તે બ્રહ્માંડનું કાર્ય ચલવવા સમર્થ થયો. વિરાટનો દેહ કાર્યરૂપે દેખાય છે તે દેહ, આખા બ્રહ્માંડ રૂપે છે; તે વિરાટ, કર ચરણાદિકે યુક્ત છે. તેની નાભિમાંથી થયું જે કમળ તેના નાળમાં બ્રહ્મા, સો વર્ષ લગી ચાલ્યા, પણ તેનો અંત ન આવ્યો તો વિરાટના કાર્યરૂપે દેખાતા દેહનો પાર કેમ આવે ? માટે કાર્યને કારણની વિગતી દરેકને સમજવાની છે કે કારણ હોય તે તો સૂક્ષ્મ હોય, તો પણ મોટા કાર્યની ઉત્પત્તિ કરવાને સમર્થ છે. અને એજ કારણમાં મોટાઇ છે. જેમ મૂળપ્રકૃતિનાં કાર્ય એવાં જે અનંત પ્રધાન, ને તેનો મોટો વિસ્તાર- છે, પણ કારણ રૂપ જે મૂળ પ્રકૃતિ, તે તો સ્રીને આકારે છે. જેમ ગંધ સૂક્ષ્મ છે ને તેનું કાર્ય જે પૃથ્વી તે મોટી છે, એમ પૃથ્વી. જળ, વાયુ. આકાશ, એક બીજાનું કારણ છે ને એક બીજાથી સુક્ષ્મ છે. તે સર્વેનું કારણ અહંકાર, ને અહંકારનું કારણ મહતત્વ, ને મહત્વનું કારણ પ્રધાન, અને પ્રકૃતિ, અને પ્રધાનપુરૂષનું કારણ મૂળ પ્રકૃતિ, મહામાયાને મહાપુરૂષ સર્વાત્મા બ્રહ્મ છે. અને એ સર્વેનું કારણ અક્ષરબ્રહ્મ—સચ્ચિદાનંદબ્રહ્મ જે

સનાતનબ્રહ્મ તે છે. તે સર્વાધાર બ્રહ્મ, જે તે મૂર્તિમાન બ્રહ્મમૂર્તિ–ભગવાની વિભુતી છે, પ્રભા છે, અને તેની સંકોચ ને વિકાશ અવસ્થા નથી. સદાય એક રૂપે સર્વે કાર્યને ધરી રહ્યું છે. પુરૂષપ્રકૃતિનાં કાર્ય જે બ્રહ્માંડો, તે તેને આધારે છે. પુરૂષ પણ તેને આધારે છે. એવું જે બ્રહ્મતે અમાપ છે, અનંત છે, અદ્વિતીય છે, તો તેના કારણ મૂર્તિમાન, બ્રહ્મશ્રી પુરૂષોતમ ભગવાન, તેનો મહિમા તો કેમ કહી શકાય? માટે ભગવાન મૂર્તિ ધારે, ત્યારે સર્વેના કારણરૂપ એવા જે ભગવાન, તે મનુષ્ય જેવા છે તોપણ તે પોતાના અંગમાંથી યોગકળાએ કરીને, અનંતકોટિ બ્રહ્માંડને ઉત્પન્ન કરવાને સમર્થ છે. સર્વ સર્ગને પોતાને વિષે લય કરવાને પણ સમર્થ છે, જેમ અગ્નિ, વરૂણ, સૂર્ય, તે પોતાના કાર્યરૂપે મોટા જણાય છે. ને પોતાના લોકમાં તો તે મનુષ્ય જેવડા મૂર્તિમાન છે, અને કાર્યને પોતામાં લીન કરવા પણ સમર્થ છે. એમ કારણમાં અલૌકિકપણું ને મોટાઇ રહેલીછે. તે સમજવે કરીને જ ભગવાનનો મહિમા સમજાય તેમ છે. માટે ઈશ્વરી આત્મા, ઇશ્વર, જે તે કાર્યરૂપે વિરાટરૂપ ધારણ કરી, ભગવાનની દૃષ્ટિથી, બ્રહ્માદિક મોટા દેવ, તથા કશ્યપ, ને દક્ષ પ્રજાપતિને ઉપજાવી, દેવ દૈત્ય, મનુષ્ય, ને પશુ પક્ષીઆદિક, સમગ્ર સ્થાવર–જગમ, જે જીવ તેને સૃજતા હવા. જે દેહ થકી જેમ સંસ્કાર પ્રમાણે ઉપજ્યાની રીતિ હોય, તેમ બીજા દેહને ઉપજાવે છે. આ પ્રમાણે જગતના સૃષ્ટા, જે ઇશ્વર, વિરાટ પુરૂષ, તે અપાર ઐશ્વર્યે યુક્ત છે. અને સર્વે જીવોનું લાલન પાલન કરે છે, તથા જન્માવે છે, ને કર્મ પ્રમાણે તેને લયને પમાડે છે. જગત

સર્જાય છે ત્યારે પ્રથમ તો સત્યયુગ પ્રવર્તે છે, તેમાં સર્વે દેવ જેવા પુરૂષો ઉત્પન્ન થાય છે. સર્વે સાત્વિક ગુણોના કર્મવાળા બ્રાહ્મણોજ જન્મે છે. મનની ઈચ્છા પ્રમાણે સર્વેના સંકલ્પ સત્ય થાય છે, અને સંકલ્પો કરીને જ પુત્રની ઉત્પત્તિ થાય છે. સૌને ઘેર કલ્પવૃક્ષ હોય છે. અને સર્વે મનુષ્ય પરમાત્માનું ભજન કરે છે. તેમાં હજારો મનુષ્ય, શુભકર્મ કરીને અધિક ઉંચી ગતીને પ્રાપ્ત કરી, દેવકોટિમાં તે કર્માનુસાર જાય છે. વળી કેટલાક પુરૂષો, રજોગુણ ને તમોગુણના વેગે કરીને અશુભ આચરણ કરવા લાગે છે, પાપાચાર કરવા લાગે છે, તેવા પુરૂષોની અવનતિ થાય છે, અને તે કર્માને આધારે, તેઓ, બ્રાહ્મણમાંથી ઇતર વર્ણમાં, જન્મને પામે છે, અને કર્મ ભોગવે છે, સત્યયુગને અંતે ૧૭૨૮૦૦૦ સત્તરલાખઅઠાવીશ હજાર વર્ષ થએ, ત્રેતાયુગ પ્રવર્તે છે. તે યુગમાં માણસના સંકલ્પ સત્ય થતા નથી. કલ્પવૃક્ષતળે જ્યારે મનુષ્ય જાય ત્યારેજ સંકલ્પ સત્ય થાય છે. અને સ્ત્રીનો સ્પર્શ કરે ત્યારેજ, પુત્રાદિકની ઉત્પત્તિ થાય છે. આ પ્રમાણે, રજોગુણ, ને તમોગુણના પ્રતાપે કાળબળ ફરી જાય-છે, માણસની બુદ્ધિમાં પણ ફેર પડી જાય છે, ને માણસની વર્ણાવર્ણી થયાં જાય છે. બ્રાહ્મણમાંથી ક્ષત્રી, ને વૈશ્ય, તથા, શુદ્ર, કર્મ પ્રમાણે રજ, તમના ભાવથી, વર્ણાશ્રમ થાય છે. આ યુગનાં ૧૨૯૬૦૦૦ બાર લાખ છન્નુ હજાર વર્ષ પૂરાં થએ, દ્વાપરયુગ પ્રવર્તે છે. તે દ્વાપરમાં રજોગુણી, ને તમોગુણી ક્રિયાઓ વધે છે, ને મનુષ્ય આશ્રમધર્મ લોપે છે, સ્ત્રીનો અંગ સંગ કરે ત્યારેજ પુત્રાદિકની પ્રાપ્તિ થાય-છે. કલ્પવૃક્ષનો નાશ થાય છે. અશુભ કર્મે કરીને પુરૂષો

તથા સ્ત્રીઓ સ્વાર્થી બનતા જાય છે, ને અધર્મનો સર્ગ દાખલ થાય છે. આ યુગને અંતે ૮૬૪૦૦૦ આઠ લાખ ચોસઠ હજાર વર્ષે કળીયુગ પ્રવર્તે છે તે કળીયુગમાં બ્રાહ્મણ, બ્રાહ્મણના ધર્મથી ભ્રષ્ટ થાય છે. સ્ત્રી તેમજ પુરૂષો આશ્રમ ધર્મ લોપે છે. પાખંડનુ જોર વધે છે. દૈવી પુરૂષોનું જોર ઘણુંજ કમી થઈ જાય છે, અને આસુરી, અધર્મી પુરૂષોનું જોર વધી પડે છે. પાખંડ, પ્રપંચ, સ્વાર્થ, અને કપટ જાળનું બળ વધવાથી મનુષ્યો—સ્ત્રી તેમજ પુરૂષો અધર્મ કરે છે, દુરાચાર કરે છે. અને રજોગુણ તથા તમોગુણ અતિ વેગવાન થાય છે. સ્ત્રીઓ વાંઝણી રહે છે. પુરૂષો નિસ્તેજ બનેછે, સાત્વિક, દૈવીસંપત્તિનો ક્ષોભ થાય છે. સર્વ મનુષ્યો દુઃખી થાય છે, તાપથી તપે છે, અને પરમાત્માને ભૂલી જાય છે. સત્યયુગમાં લાખ વર્ષની આવરદા, ત્રેતામાં દશ હજાર વર્ષની આવરદા, ને દ્વાપરમાં એક હજાર વર્ષની આવરદા, તે મટી જઈ, કળીયુગમાં સોને તેની અંદર માણસનું આયુષ્ય થઇ જાય છે.

કળીયુગમાં લાભમાં લાભ એટલોજ છે કે માણસને શ્રી હરિ કે તેના સંત, સાચા સદ્ગુરૂનો મેળાપ થવા સંભવ છે. કારણ કે સર્વના આધાર, સર્વના કારણ, મહાપ્રભુ, પુરૂષોત્તમ નારાયણ, દરેક બ્રહ્માંડમાં દૈવીપુરૂષોને, તથા ભક્તોને, અભયપદ આપવા પોતે અવતાર ધારણ કરે છે. જ્યારે મનુષ્ય દેહ ધરે છે ત્યારે તેમના યથાર્થ સ્વરૂપને જે જીવ ઓળખી લે છે, તેમના સંતને ઓળખી, મહાપ્રભુનો દ્દઢ આશરો કરે છે, તે જીવ ગમે તેવો પાપી,

અધર્મી, હોય તોપણ તે આશરો કરનાર જન્મમરણથી મુકાઇને પરમપદને પામેછે. બીજા યુગોમાં કાર્યને માટે મહાપ્રભુ અનેક અવતારોનું ધારણ કરાવે છે, તે ધર્મને અર્થે કરાવેછે, પણ આત્યંતિક મોક્ષને માટે ધર્મ, અર્થ, કામ, ને મોક્ષને માટે, તેમજ અનંત જીવોની અવિદ્યા દુર કરવા, કળીયુગમાંજ પોતે સાક્ષાત્ સ્વયંમૂર્તિ, અવતાર ધરે છે. કારણ કે પાખંડ, અને અધર્મ, એજ કળીકાળનાં લક્ષણ છે. જેથી આસુરી સંપત્તિ દુર કરવા, સાધુપુરૂષોને તારવા, એકાંતિક ધર્મ પ્રવર્તાવવા શ્રીનારાયણ, પોતે પોતાના અનાદિ સેવક બ્રહ્મ, તથા મુક્ત પાર્ષદો સાથે સકળ ઐશ્વર્ય સાથે પધારી, અનંત જીવોનાં પરમ કલ્યાણ કરે છે. માટે કળીયુગમાં થોડું જીવવું ને ભગવાન ઓળખાય તો પરમ લાભ થાય છે. દેવો પણ કળીયુગમાં જન્મ માગે છે. તો આપણે આ લાભ ગુમાવવો એ કેટલી ખોટનો વહેપાર છે. ? અભાગી, અંધ, મૂંઢ માણસ તો કદી પણ ચેતનારજ નથી. ને મનુષ્ય દેહ, મોંઘામુલ્યનો કરોડો ઉપાયે કરીને પણ ન પમાય, તેવો દેહ પામીને, જે પુરૂષ સંસારને નથી તરતો, તે આત્મહત્યારો છે.

કળીયુગ—નાં વર્ષ ૪૩૨૦૦૦ ચાર લાખ બત્રીસ હજાર પૂરાં થાય એટલે, ચાર કરોડ બત્રીસ લાખ વર્ષ આપણાં થાય ત્યારે એક ચોકડી એટલે બ્રહ્માનો એક દિવસ થાય છે.

બ્રહ્માના એક દિવસમાં, ૧૪ મનુ, ને ૧૪ ઇંદ્રનો નાશ થાય છે. એટલે ૪ જુગની ચોકડી પુરી થાય એટલે સ્વર્ગ, મૃત્યુ, ને પાંતાળ, એ ત્રિલોકીનો નાશ થાય છે, તે નિમિત્ત પ્રલય છે. નિત્ય પ્રલયમાં ૧ મનુ, ને ૧ ઇંદ્રનો નાશ થાય છે.

પ્રાકૃત પ્રલય થાય ત્યારે, ૧૦૦ વર્ષ બ્રહ્માનાં પૂરાં થાય છે. એટલે બ્રહ્મા ૧૪ લોક સાથે દેવ, દાનવ, સૌ સાથે એ બ્રહ્માંડનો લય થાય છે. પ્રલયકાળે જેમ પ્રતિલોમ થઈ લય થાય છે, તેમ ઉત્પત્તિકાળે, અનુક્રમે તેથી લોમજ ઉપજવાની રીતિ છે.

આવા સાડા ત્રણ કોટિ પ્રાકૃતપ્રલય થાય, ત્યારે અધોગતિને પામેલો આસુરી જીવ, નર્કકુંડ, લખ ચોરાશી ભોગવીને મનુષ્યના દેહને પામે છે. એટલો બધો વિલંબ આસુરી જીવને ફરી મનુષ્ય દેહ પામવાને માટે થાય છે. માટે સુજ્ઞે તો આજ સમજીને, મોક્ષના દાતા જે સંત, સાચા સંત, ભક્ત, તેમનો આશરો કરી, મોક્ષમાર્ગ સુધારી લેવો. કાળ, પોતે કાળનું કામ કર્યાંજ જાય છે.

અનેક બ્રહ્માંડો પૈકી આપણું આ જગત્, તેનો નાથ—ઈશ્વર, તે ચૌદ લોકનો નાથ કહેવાય છે. માયામાંથી અંડ એટલે પૃથ્વીરૂપે, આ જગત દેખાય છે. આ અંડ—જગત્, અષ્ટ આવરણે યુક્ત છે. તેની ચારે બાજુ અંધકાર છે. તે અંધકાર ગર્તોદક વીંટાએલ છે. અને ગર્તોદક અંડ કટાહથી વિંટાએલ છે. એમ જગત્‌ની રચના છે. જગત્‌ના ચૌદ લોક જેવાં કે, આ મૃત્યુલોક, તેથી પર છલોક, (૧) ભુવર્લોક, જેમાં મલીન દેવ રહે છે તેથી પર (૨) સ્વર્ગ લોક જેમાં ઇંદ્રાદિક દેવ રહે છે. તેથી પર (૩) મહર્લોક તેમાં અર્યમાદિ પિત્રિ દેવ રહે છે, તેથી પર (૪) જનલોક તથા (૫) તપલોક, જેમાં ભૃગવાદિ ઋષિઓ રહે છે, તેથી પર બ્રહ્માનો (૬) સત્યલોક છે.

હવે આ મૃત્યુ લોકથી અધો હેઠા, સાતલોક છે. જેવા-કે—અતળ, વિતળ, સૂતળ, એમાં દૈત્ય રહે છે. તેથી હેઠો તળાતળ, મહાતળ, રસાતળ, એ ત્રણમાં નિશાચર રહે છે, અને સૌથી હેઠો સાતમો, પાતાળ, તેમાં નાગ રહે છે. આપણો લોક મૃત્યુલોક છે, ને તે ભૂતળલોક કહેવાય છે. આ લોક કર્મભૂમી, મોક્ષ માટે જ ભગવાને બનાવેલી છે. અને તે સૌથી શ્રેષ્ટ ભૂમી જગતમાં ગણાયછે. કારણકે બીજા ૧૩ લોકમાં જીવનો મોક્ષ થતો નથી. માટે જે પુરૂષ વા સ્ત્રી સંસારના સુખમાં લોભાઇને, ખોટા મતવાદી ગુરૂ તેનાં વચન માનીને, આ દેહ ગુમાવશે, અને તે ડાહ્યા કહેવાતા હશે, પંડીત હશે, મોટા હશે, રાજા હશે, જગ-તમાં કીર્તીવાળા હશે, તે સર્વે સ્વપ્ન તુલ્ય છે. અને મોક્ષનો ઉપાય નથી સમજતા, તેને તો શાસ્ત્રકારો, ને મોટા સંત, મૂર્ખ કહે છે, આત્મઘાતી કહે છે, અને મૂર્ખમાં અતિ મૂર્ખ કહે છે.

## —ઇશ્વર ને જીવની સમતોલના—

ઈશ્વર, જગતનો નાથ ગણાય છે. ભગવાનની વિભુતી ગણાય છે. માયા સબલીતબ્રહ્મ ગણાય છે. વિરાટ રૂપે—પુરૂ-ષાવતાર ગણાય છે. ઐશ્વર્યવાન, સત્તાવાન, અને દૈવીગુણે યુક્ત છે. બ્રહ્માંડનું કારખાનું ચલવવા માટે મહાભૂતના દેવતા, પોત પોતાના કાર્ય સાથે વિરાટસ્વરૂપમાં જોડાયા-છે. ચંદ્ર, સૂર્ય, ઇંદ્ર, બ્રહ્મા, વિશ્નુ, મહેશ્વર, અનિરૂદ્ધ, પ્રદ્યુમ્ન, સંકર્ષણ, પૃથ્વી, વરૂણદેવ, વાયુદેવ, રૂદ્રદેવ,

ઈત્યાદિક મહાદેવો—વિભુતી, પોત પોતાનો કાર્ય ક્રમ

કરવા ભગવાનની દૃષ્ટિને પામીને સમર્થપણે, સર્વે જગતના જીવોને પ્રકાશ આપે છે. સદ્‌વાસનાવાળા આ આત્માઓ નિયમ પ્રમાણેજ વર્તે છે, અને સર્વેને વર્તાવે છે. આ સઘળા માયાસબલીતબ્રહ્મ–ઐશ્વર્યવાન આત્માઓ પોત પોતાના લોકમાં રહ્યા થકા જ પ્રકાશી રહ્યા છે. સર્વે ભાગવતીતનુવાળા, મૂર્તિમાન, કારણ–તે કાર્યરૂપે, પૃથ્વી, જળ, તેજ, વાયુ, આદિક પ્રભાએ જગતને ધારી, સર્વભૂત–પ્રાણીમાત્રને ઉત્પત્તિ, સ્થિતિ, ને પ્રલય કરવામાં, તથા લાલનપાલન કરવામાં, સંમત વર્તે છે. એવી મહાપ્રભુની અકળ લીલા, સગુણસ્વરૂપે, અનિરૂદ્ધસ્વરૂપે, જગતની ઉત્પત્તિ કરે છે. પ્રદ્યુમ્નરૂપે જગતના જીવોની સ્થિતિ કરે-છે, કર્મફળ ભોગવાવે છે, અને સંકર્ષણરૂપે જગતના જીવોનો સંહાર કરે છે. તથા કાર્યને માટે અવતારનું વરાહ, પરસુરામ, નૃસિંહ, એ આદિક રૂપે કાર્ય ચલાવે-છે. તે સઘળો કાર્યક્રમ, ઉત્પત્તિ, સ્થિતિ ને પ્રલય તે આપણને અનુભવજ્ઞાને કરીને જ જણાય છે. પણ તેવા કાર્યને જાણવે કરીને કાંઇ આપણને સાક્ષાત્ સ્વરૂપનું જ્ઞાન થતું નથી. સાક્ષાત્ સ્વરૂપનું જ્ઞાન તો પ્રત્યક્ષ મોટા સંત કે ભગવાનની પ્રાપ્તિ થાય, તોજ તે સ્વરૂપને જ્ઞાને કરીને ઇંદ્રિયો, અંતઃકરણ, ને અનુભવ, એ ત્રણે પુગે, ત્યારે જ વિજ્ઞાન થાય અને મોક્ષ પણ થાય. આ હેતુ માટેજ ભગવાન કાં મોટા સંત પૃથ્વી ઉપર પધારે છે. અને જીવોને યથાર્થ સ્વરૂપ સમજાવી મોક્ષ આપે છે.

ઈશ્વર–આત્માના ત્રણ દેહ વિરાટ, સુત્રાત્મા, ને અ-વ્યાકૃત, તેમાં સર્વે દેવો વિભુતી સાથે પ્રકાશી રહ્યા છે.

જીવાત્માના ત્રણ દેહ–સ્થૂળ, સૂક્ષ્મ, ને કારણ, તેમાં બીજ રૂપે–ભૂતોનો પ્રકાશ છે. જેથી જીવનો દેહ કોઈ કાર્ય કરવા સમર્થ નથી.

ઇશ્વર–સર્વજ્ઞ, ક્ષેત્રજ્ઞ, સત્યતા, સમાનતા, અલુપ્તતા, તૃપ્તિ, અનાદિબોધ, જ્ઞાનશક્તિ, ક્રિયાશક્તિ, ને ઇચ્છાશક્તિવાળો, ઐશ્વર્યવાન છે. તે જ્ઞાનશક્તિ વડે સર્વે જીવોને સુષુપ્તિમાંથી જગાડી જીવનની સર્વે ક્રિયાનું જ્ઞાન આપે છે.

ક્રિયાશક્તિ વડે, સર્વે જીવોને ક્રિયાને વિષે પ્રવર્તાવે–છે; અને ઇચ્છાશક્તિ વડે, સર્વે જીવોનો પદાર્થની ઇચ્છાઓ કર્મ પ્રમાણે પૂર્ણ કરાવે છે, પણ જીવનું ધાર્યું કાંઈ થતું નથી. જીવ ઇચ્છે કે હું સ્વપ્નમાં જાઉં કે સ્વપ્નમાંથી સુષુપ્તિમાં જાઉં, તો જીવ પોતાની મેળે જઇ શકતો નથી. એતો એને કર્મફળપ્રદાતા ભગવાન, ભોગવાવે તેટલું જ તે જીવ ભોગવી શકે છે. હા. જીવ સારાં કર્મ કરે તો, તેનું ફળ સારૂં આવે છે. વિદ્યા ભણે, ને પુરૂષાર્થ કરે, તો તેમાં મદદગાર થઇ સારા કાર્યમાં સારાં જ ફળને ભોગવાવી મોટો હોદ્દો કે પગાર આપે છે. આ સઘળું ભગવાનની શક્તિને અવલંબીને જ થયાં જાય છે. પણ જીવ અભિમાન કરી, ગમે તેમ કરવા જાય, કર્મે કરીને જ ભોગવવા જાય, તો તે તેના હાથની બાજી નથી. કેટલાક કર્મ કરે છે, છતાં કાંઇ મળતું નથી; ને કેટલાંક થોડું કરે છે ને વધારે પ્રાપ્તિ થાય-છે. માટે ગર્વ ગંજન ભગવાન, તેની શક્તિને અવલંબને કરીને જ સર્વે સુખ–દુઃખ, જીવને ભોગવાવવા સમર્થ છે. જગતમાં જન્મેલો જીવ ગમે તેમ અભિમાને યુક્ત વર્તવા જાય, તો તેનું કાંઇ ભગવાન ચાલવા દેતા નથી. રાજા

રાવણ જ્યારે અતિ ગર્વીષ્ટ બની ગયો, ને કોઇને વશ ન રહ્યો ત્યારે તેનો ગર્વ ઉતારવા રામચંદ્રજીરૂપે, ઇશ્વર કરતાં અધિક વિભુતીઅતવારનું ધારણકરાવી તેનો વધ કરાવ્યો. કંસ, જરાસંઘ, શિશુપાળ, આદિક અધિક સમર્થ પુરૂષોએ બુદ્ધિનો દુરૂપયોગ કર્યો, ને રજોગુણ તથા તમોગુણને જ્યારે બહુ અવકાશ આપ્યો, ત્યારે રાજારૂપે વિભુતીઅવતાર, શ્રી કૃષ્ણરૂપે, અધિક બળ વાપરી, કળ, બળ, ને છળ, વિગેરે તમામ કળા વાપરી, જાદવના કુળનો નાશ કરાવ્યો છે. સહસ્રાર્જુન મહાપ્રતાપી સૌ દેવ તથા સર્વે રાજાને વશ કરનાર, તેનો પરશુરામ થકી નાશ કરાવ્યો છે. આ પ્રમાણે જ્યારે જીવ કોઈ અતિ સમર્થપણે વર્તવા જાય, ને દુનિયાના જીવોને દુઃખી કરે, ત્યારે પરમાત્મા–પરમ પુરૂષોત્તમ ભગવાને, વિશેષ્યશક્તિથી બલિષ્ટ વિભુતી દ્વારે સગુણસ્વરૂપે તેનો પરાજય કર્યો છે, પણ કોઈ અભિમાની જીવનું પોતાની ઇચ્છા પ્રમાણે ચાલવા દીધું નથી.

"માનવ કહે મેં કર્યું, કરતલ બીજા કોઇ,
આદર્યાં અધુરાં રહે ને હરિ કરે સો હોય."

માટે માનવીનું કર્યું, કે દેવનું કર્યું, કે મોટા સમર્થ વિભુતી જીવનું કર્યું કાંઇ થનાર નથી. ભગવાનની શક્તિને અવલંબીનેજ આ જગતમાં સર્વ કાર્ય થયાં જાય છે. ઇશ્વર જેવા મહાપ્રતાપવાળા તથા મહેશ્વરો પણ જગતના લાલનપાલનમાં તથા ઉત્પત્તિ, સ્થિતિ, ને પ્રલય, કરવામાં પોતાનું ડહાપણ કરતા નથી. પણ જ્યાં જેનો પૂર્વ કર્મનો

સંસ્કાર, તે નિયમ પ્રમાણે જ એક જીવ થકી બીજા દેહને ઉપજાવે છે, અને જગતનું કાર્ય જોયા કરે છે. આ કારણથી ઈશ્વર જે નાથ કહેવાય છે, તે દૈવી ગુણોથી અપાર વિદ્યા પ્રાપ્ત કરે છે. અને બ્રહ્મવિદ્યાનું જ્ઞાન, પરા, પશ્યન્તિ, મધ્યમા, ને વૈખરી વાણીરૂપે, શબ્દના નાદરૂપે, વેદવાણી ગણાય છે. ઈશ્વર પ્રણિતવેદ, જગતમાં પ્રમાણભૂત છે. તેને સમજનાર, વ્યાસજી જેવા વિશેષ સામર્થ્યવાળા, વિભુતીઅવતાર, તેનો અર્થ કરી શકે છે. વ્યાસજી ભગવાને વેદના વિભાગ કર્યા, ને અઢાર પૂરાણ મધ્યે ભાગવત પરમ રહસ્યરૂપ, આ જગતમાં ભગવાનના સ્વરૂપને ઓળખાવનારૂં છે. સત્‌શાસ્ત્રને સમજવામાં મોટા મુક્તાત્માના સમાગમની અવશ્ય જરૂર છે. કાંજે ભગવાનના સ્વરૂપનો દ્રોહ અનેક રીતે થઈ જવા સંભવ છે.

## ભગવાનના સ્વરૂપનો દ્રોહ કેવી રીતે થાય છે.

(૧) ભગવાનનું સ્વરૂપ નિરાકાર સમજાય એ દ્રોહ છે.

(૨) ભગવાનને વિભુતી જેવા કહેવા, એટલે કાળ જેવા કહેવા, કર્મ જેવા કહેવા, માયા જેવા કહેવા, ઈશ્વર જેવા કહેવા, કે પુરૂષ—મહાપુરૂષ જેવા કહેવા, તથા બ્રહ્મ જેવા કહેવા, અથવા વિભુતી અવતાર જેવા કહેવા, એ સર્વે પરમપુરૂષોત્તમશ્રીનારાયણના સ્વરૂપનો દ્રોહજ થાય-છે. પરમાત્માનું સ્વરૂપજ જેમ છે તેમ યથાર્થપણે જાણે, ને મોટા સંત થકી સમજે, તોજ ભગવાનનું સ્વરૂપ જેમ છે તેમ જાણ્યામાં આવે.

મહાપ્રભુ–પરમપુરૂષોત્તમ, સર્વ વિભુતી માત્રના કારણ, સર્વના આધાર, સદાદિવ્ય સાકારમૂર્તિ, કાળ, પુરૂષ, આદિક સર્વે વિભુતી માત્રના પ્રેરક, ને પ્રવર્તક, તે પોતાની સચ્ચિદાનંદ બ્રહ્મ જે શક્તિ, અંતર્યામિશક્તિ, તે દ્વારે, પુરૂષ, ઇશ્વર આદિ સર્વેમાં પ્રવેશ કરીને શરિરી ભાવે, વિશિષ્ટ રૂપે, સર્વે વિશેષણ તેમાં પ્રવેશ કરીને તે રૂપે સર્વે બ્રહ્માંડોના જીવોને પ્રકાશ કરે છે. એવા ભગવાન જીવોના કલ્યાણને માટે પૃથ્વી ઉપર મનુષ્યમૂર્તિ ધારે, ત્યારે સવે સામર્થી છુપાવીને મનુષ્ય જેવા થઇ વર્તે છે. તેમને ઓળખે, ને તેમના સાક્ષાત્ સબંધને પામેલ ભક્ત દ્વારે તેમનું યથાર્થ સ્વરૂપ સમજે, ત્યારે જ તે જીવને ભગવાનના યથાર્થ સ્વરૂપનો મહિમા, પ્રતાપ, સમજ્યામાં આવે છે; અને જીવ અનાદિ માયાના અંધકારથી છુટે છે. માટે સત્શાસ્ત્ર–વેદ-વાણી વિગેરે સાચા સંત થકી જ સમજવાની ખાસ જરૂર છે.

ભાગવતશાસ્ત્રમાં દશમ, પંચમ, ને એકાદશ, અને દ્વિતિય સ્કંધમાં જ્યાં જ્યાં આશ્રયનું રૂપ કહ્યું છે, ત્યાં ભક્તિ હીન હોય તેને ભગવાનનું સ્વરૂપ નિરાકાર સમજાય-છે ને અવળા અર્થ કરે છે, કાંજે એની બુદ્ધિ શ્રાપિત છે. પણ ભક્તિવાળા ભક્તને તો પરમાત્માનું સ્વરૂપ સદાસાકાર દિવ્યવિગ્રહ સમજાય છે. કાં જે સર્વે જગત્ પ્રકૃતિ–પુરૂષનું કાર્ય, જે અનંત બ્રહ્માંડ–સાકાર સૃષ્ટિઓ તે પ્રભુ થકીજ થાય છે. સર્વે આકારવાળાં છે તો, તેના પ્રેરક–પ્રવર્તક નિરાકાર કેમ હોય ? ભાગવતમાં અધ્યાત્મ, અધિભૂત, ને અધિદૈવ, એ ત્રણનો જે આધાર છે, તે ભગવાનનું સ્વરૂપ

છે, એમ કહ્યું છે. આનો અર્થ એવો છે કે, અધ્યાત્મ જે વિરાટ–ઇશ્વરનાં ઇંદ્રિયો, ને અધિભૂત જે તેનાં પંચ મહાભૂત, પૃથ્વી આદિક, અને અધિદૈવ જે વિરાટ સ્વરૂપના દેવતા, એ ત્રણે દેહને વિષે આવ્યા, તો પણ વિરાટ–ઈશ્વરી આત્મા, ઉભો ન થયો. પછી મહાપ્રભુએ પુરૂષરૂપે થઇને જ્યારે વિરાટ પુરૂષને વિષે પ્રવેશ કર્યો, અને પ્રભુની શક્તિએ કરી, ઇશ્વરી આત્મા–વિરાટ પુરૂષ, ઉભો થયો, ને ભગવાનની શકિત પુરૂષદ્વારે, તેના દેહને પ્રકાશે છે; અને ભગવાન જે તે વિરાટ પુરૂષનાં જે અધ્યાત્મ, અધિભૂત, ને અધિદૈવ, તેને વિષે તદાત્મકપણે કરીને વર્તે છે, અને સ્વરૂપ લક્ષણાએ તો ભગવાન વિરાટસ્વરૂપ થકી ન્યારાછે. અને તે ન્યારાસ્વરૂપને જ આશ્રય કરવા યોગ્ય સ્વરૂપ કહેલું છે. જેમ અગ્નિદેવ પ્રકાશે વ્યાપક છે, ને પ્રકાશથી ન્યારા મૂર્તિમાન છે, તેમ ભગવાન પોતે બ્રહ્મરૂપ જે અંતર્યામિ-શકિત તેણે કરીને સર્વને વિષે વ્યાપકપણે વર્તે છે, અને મૂર્તિમાન થકા સર્વેથી ન્યારા, પોતાના બ્રહ્મધામમાં બિરાજમાન છે.

વિરાટ પુરૂષ, ને સમગ્ર સગુણરૂપે દશ્યમાન જગત્ તે પરમાત્માની અલૌકિક શકિતવડે શકિતવાળાં થયાં છે. વિરાટ પુરૂષ, તે બ્રહ્માંડનો રાજા, અને જીવ, તે દેહનો રાજા છે. વિરાટ પુરૂષ તે સર્વજ્ઞ છે, ત્યારે જીવ અલ્પજ્ઞ-છે, ને દેહની જ ક્રિયાનું તેને ભાન થાય છે. ઇશ્વર સદ્-વાસનાવાળો, ઉર્ધ્વ ગતિ કરી રહ્યો છે, ત્યારે જીવ કર્મક્ષેત્રમાં અસદ્‌વાસનાવાળો, વધુ રજ, તમના ભાવથી, અવનતીને

પામે છે. ઇશ્વરની માયા તે સામ્યાવસ્થા છે, ત્યારે જીવની માયા તે કારણશરીર, જે અંધકાર, તે સુષુપ્તિમાં લય પામી મહા દુઃખને પામે છે. ઇશ્વર, અપાર ઐશ્વર્ય, પ્રતાપે યુકત છે, ત્યારે જીવ અસમર્થ, ને પરના દેહમાં વ્યાપવા સમર્થ થતો નથી. જીવનું જીવન, તેના કાર્યરૂપી દેહમાં જ રમ્યા કરે છે. ભોગ ભોગવ્યા કરે છે. કર્તાપણે વર્તે છે. અને મહાદુઃખી થઇ જીવ, સુખ–દુઃખ, અનુભવતો સુષુપ્તિ રૂપ માયામાંજ લીન થાય છે, વારંવાર જન્મે છે ને મરે છે. ઇશ્વર, બ્રહ્માંડના ભોગને ભોગવીને, ઐશ્વર્ય ભોગવીને, માયાનો ત્યાગ કરે છે, ને બ્રહ્મરૂપે બ્રહ્મસત્તા કોટિ વર્ષ વિત્યે, પાછો બ્રહ્માંડ રૂપ વિરાટરૂપ ધારણ કરેછે. માટે ઇશ્વરી જીવાત્મા, ને આપણા જીવાત્મામાં તેજ, પ્રભા, પ્રતાપ, અને ઐશ્વર્યમાં કોટિ ગણો ભેદ છે. તે પ્રમાણે ઇશ્વર, ને તેના નિયંતા પુરૂષ, તેને વિષે કોટિ ગણો તફાવત છે. પુરૂષ અને સર્વ મધ્યે ઉત્તમ એવા બ્રહ્મમૂર્તિ, વાસુદેવ ભગવાન તેને વિષે કોટિ ગણો ભેદ સત્તા, સામર્થી, ઐશ્વર્ય, ને પ્રતાપનો રહેલો-છે. આ સર્વે પ્રતાપ, મહાપ્રભુની ઉપાસનાને બળે કરીને છે.

જેમ જેમ જીવ, સવે ભેદો સમજીને, ભગવાનનો મહિમા સત્પુરૂષ થકી સમજે છે, તેમ તેમ તેની દૃષ્ટિ સૂક્ષ્મ-પણાને પામીને, ભગવાનનો મહિમા વધુ વધુ સમજતો જાય-છે. અને ઉપાસના પણ અતિદૃઢ થાતી જાય છે. જેમ મીઠા જળના સમુદ્રમાંથી જન, જનાવર, મનુષ્ય ઇત્યાદિક જેને જેટલું ભાવે તેટલું પાણી પી શકે છે, અને મગરમચ્છ પાણી પીને અતિ બળીયા થયા છે, પણ સમુદ્ર લેશમાત્ર

ઓછો થતો નથી. જે જીવનું જેટલું ગજું હોય, તે પ્રમાણે જ તે જીવ સમુદ્રનો મહિમા જાણે છે, અને પાર પામે છે. તે પ્રમાણે પરમપુરૂષોત્તમ શ્રીનારાયણ, તેના સ્વરૂપનો મહિમા જીવનું જેટલું ગજું થાય તેટલો જ તે સમજી શકે છે. જગતનું કારણ એવો જે પુરૂષ, પ્રકૃતિ, કાળ, મહતંત્વાદિક ચોવિસતત્વ એ સર્વેનાં યથાર્થ સ્વરૂપ જ્યારે એ જીવ જાણે છે, ત્યારે જીવને વિષે રહિ જે અ-વિદ્યા, ને વ્યક્ત માયાનાં તત્વો, તેના બંધન થકી જીવ મુકાય છે. કાંજે, સર્વથી પર એને પરમાત્માનું સ્વરૂપ સમ-જાય છે, અને તેનો આત્મા અતિબળને પામે છે. જેમ જેમ અધિક બળ પામે છે, તેમ તેમ ભગવાનને પ્રતાપે, તેના મુકતપણામાં, તેના ઓજસ, અને પ્રભામાં પણ વિશેષપણું આવતું જાય છે, ને તે જીવાત્મા, પરમાત્માના તુલ્યપણાને પામે-છે. પરમાત્મા જેવો તેમની ઇચ્છાથી, ચેતનઆત્મા, બ્રહ્મ-સ્વરૂપ, સાકાર, અપાર પ્રતાપેયુક્ત બની, ભગવાનની સેવામાં જોડાયછે. સ્વામી સેવક ભાવે વર્તે છે, અને ભગવાન જેવો પ્રતાપે યુક્ત થયો છે, છતાં પરમાત્મા તેને અતિ અપાર ને અપાર જણાય છે. આ પ્રમાણે પરમાત્માની ઉપાસનાને બળે, તમામ જીવાત્મા, માયાના સગુણભેદથી હમેશને માટે વિરક્ત થઇ, બ્રહ્મસત્તાએ સુખ અનુભવતા, બ્રહ્મસ્વરૂપ બને છે; અને પરમાત્માના તદાકારપણાને પામે છે. એજ મોક્ષ છે, દિવ્ય ગતિ છે, પરમપદ છે.

---

## પ્રકરણ ૭.

---

## પરમાત્મા સ્વરૂપ નિર્ણય.

---

પરમકૃપાળુ પરમાત્માની પિછાન જેને છે. તેનું શરીર પણ મંદિર છે, તેનું ઘરપણ મંદિર છે, કે જ્યાં મહાપ્રભુ અખંડ બિરાજમાન હોય છે. જેમ ધામમાં-બ્રહ્મપુરે, સદા સર્વદા બિરાજમાન છે, તેમ ઉત્તમ ભક્તમાં ભગવાન સર્વાંગે રહેલા છે. આથી કરીને તેનો સબંધ મંગળરૂપ ગણેલો-છે. જે ભક્ત થઇ, પોતાનો કાળ, દ્રવ્ય, ક્ષેત્ર (દેહ) અને ભાવના, (વિચારો-જ્ઞાન) પોતાનાં સંતાન કે જન સમાજના ભલાને માટે ઉપયોગમાં નથી લેતો, તે સજ્જન હોય, ભકત હોય, તોપણ તે નિંદ્રાયુકત છે. અને જે ભકત ઉપ-યોગમાં લે છે, તેજ સાચો ભકત છે. તેજ જાગતો પુરૂષ છે, તેજ સ્વફરજ અદા કરી શકે છે, અને પોતાનું ઘરસુત્ર, વિગેરે તરફની સ્વફરજ અદાકરી પ્રભુની કૃપા મેળવી શકે છે. અમારા ઘરમંદિરમાં, શ્રી હરિનાં સૌ સેવકો-સંતાનો સાથે હરિ આજ્ઞા પ્રમાણે કથા ચાલતી હતી. તે વખતે પુત્રે સ્વાલ કર્યો કે પિતાજી! આ ભગવાનની કથા સમજાતી નથી. પુત્ર કહે છે. પિતાજી ભગવાન કયાં હશે ? કેવા હશે ? તેને કોઇ પરમેશ્વર કહે છે, કોઈ પરમાત્મા કહે છે, કોઇ ઈશ્વર કહે છે, તો કોઇ નારાયણ, તો કોઇ પુરૂષોત્તમ કહે છે, તે શું ? આવાં અનેક નામ કહે તેમાં ભગવાન તો એક હશે, ત્યારે કયું સ્વરૂપ આપણે ઓળખવું ? ને કોનો આશરો

કરવો ? પિતા ઉત્તર આપે છે, હે પુત્ર ! આ વિષય ઘણોજ અઘરો છે. તે સહજમાં સમજાય તેમ નથી, છતાં હું તને યથાર્થ સ્વરૂપ જણાવું છું, કે, ભગવાનતો એકજ છે તેની તુલના કોઈને આપી શકાતી નથી. અનેક નામથી તે ઓળખાય છે. પણ દરેક નામ વ્યકિતગત ઓળખવા પ્રયત્ન કરીએ તો સર્વે ભેદો ઓળખાય છે. પણ પરમાત્મા, પરમેશ્વર, નારાયણ, ભગવાન, એ નામ એકજ બ્રહ્મસ્વરૂપ ભગવાનનાં છે. તેના અર્થ તું વ્યાખ્યા સાથે સાંભળ. તું સંસ્કૃત જાણે છે, તેથી સમજી શકીશ. મહાપ્રભુએ સર્વેનો ઉપનિષદ્-વેદમાંથી ખૂલાસો આપેલો છે. જે નીચે પ્રમાણે છે–

## પરમાત્માનું સ્વરૂપ.

**(१) ॥ परश्वासावात्मा च य आत्मभ्यो जीवेभ्यः सूक्ष्मेभ्यः परोऽति सूक्ष्मः स परमात्मा ॥**

તમામ જીવકોટિ, દેવકોટિ, પુરૂષકોટિ, ઇશ્વરકોટિ, અને મુક્તકોટિ આત્માઓમાં સૂક્ષ્મમાં સૂક્ષ્મપણે, સાક્ષીપણે, અંતર્યામીપણે, સર્વનું આત્માપણું ધરાવનાર જે નામી, તેજ પરમાત્મા છે. આ પરમાત્માની નિર્ગુણ શક્તિ–સચ્ચિદાનંદ-બ્રહ્મ કહેવાય છે.

**(२) ॥ य इश्वरेषु समर्थेषु परमः श्रेष्ठः स परमेश्वरः ॥**

જે સર્વ સમર્થોમાં, એટલે ઇશ્વિર, પુરૂષ, મુક્ત, ને વિભુતીમાત્ર, અવતાર માત્ર, સમર્થ આત્માઓથી, અતિ સમર્થ, અને અતિ શ્રેષ્ઠ છે, જેના તુલ્ય કોઇપણ વ્યક્તિ નથી, તેથી તે **પરમેશ્વર** કહેવાય છે. જે સર્વ આત્માઓને

શક્તિવાળા, ને પ્રભાવવાળા, બનાવે છે, અને તેથી તે પરમાત્માના પ્રતાપવડે સર્વે ઈશ્વરી આત્માઓ ભગવાન કહેવાય એમાં નવાઈ નથી. તેના તુલ્ય કોઇપણ નથી, અને તે જેવો તેને ભજીને કોઇ થવા સમર્થ નથી.

**इश्वर**, વિરાટપુરૂષ. **हिरण्यगर्भ**, જે મહાતેજસ્વી પુરૂષ. **ब्रह्मा**, જગતના જીવોને બનાવનાર. **विष्नु**, પાલન કરનાર, ને વ્યાપક. **रुद्र**, પ્રલય કરનાર, દંડદેનાર. **सूर्य**, પ્રકાશ આપનાર. **प्राज्ञ**, ચરાચર જગત વ્યવહાર જાણનાર, જ્ઞાનયુક્ત. **वरुणदेव**, **पृथ्वी देव**, **उरुक्रम**, પરાક્રમવાળો. **बृहस्पति**, સર્વ જીવોના અધિષ્ટાતા. **मनु–इन्द्र**, આદિ સર્વે જગતના કારણભૂત, સમર્થ આત્માઓ, પરમાત્માના પ્રતાપથીજ તેમને લઇને ભગવાન કહેવાય છે. અને ભગવાનનાં સગુણસ્વરૂપ ગણાય છે, પણ તેની તુલ્ય કોઇ નથી.

**(૩) ॥ आपोनाराइति प्रोक्ता आपो वैनर सूनवः ।**
**तायदस्यायनं पूर्वं तेन नारायण स्मृतः ॥मनुस्मृति॥**

મનુ ભગવાન, જગત ઉત્પન્ન થયું તે વખતે સ્તુતિ કરે છે કે, હે સર્વના જીવન! સર્વના પ્રાણ! સર્વે ભૂતોમાં, સમર્થપુરૂષોમાં વ્યાપીને રહેલા, મહાપ્રભુ–નારાયણ, સર્વેથી શ્રેષ્ઠ, જે તમારૂં સ્વરૂપ છે, તે **अयन**, કહેતાં સર્વેનું નિવાસ સ્થાન છે, માટે તમારા સ્વરૂપને સંભારૂં છું. જેમ જળ જીવન છે, તેમ તમે મારા જીવન તમને સંભારૂં છું.

**(૪) ॥ भगः सकलैश्वर्य्यं सेवनं वा विद्यते यस्य सभगवान् ॥**

જે સકળ અશ્વર્ય સંપન્ન, સર્વગુણના નિધાન, હોવાથી

સર્વે આત્માઓને ભજવા યોગ્ય, ઉપાસના—સ્તુતિ કરવા યોગ્ય છે, તેજ ભગવાન કહેવાય છે. જેની શક્તિવડે સર્વે ભગવાનરૂપ ગણાયછે. અને પૂજાય છે.

(૯) ॥ न विद्यते विनाशो यस्य सोऽयमादितिः
अदितिरेव आदित्यः ॥

જેનો નાશ નથી, આદિ, મધ્ય, ને અંત ધર્મો જેના સ્વરૂપમાં નથી, એવા આદિત્ય, મહાપ્રભુ પરમાત્મા છે.

यः ख व्याप्ताचराऽचरं जगत पृणाति पूरयति वा सपुरुषः ॥

અનેક જગતનાકાર્યમાં, પ્રકૃતિનાકાર્યમાં, વ્યાપક અને આધાર હોવા છતાં નિર્વિકારી છે. તે પુરૂષ, સર્વાત્મા બ્રહ્મ કહેવાય છે. લોમપણે વર્તે છે તેમ છતાં નિર્વિકારી રહે છે, માટે કૂટસ્થ કહેવાય છે.

તેમ જ્યાં જ્યાં પ્રકૃતિ અને પુરૂષ ના સ્થાન છે તે વિભુતીઓ પણ કૂટસ્થ કહેવાય છે. જેવા કે રાધા અને કૃષ્ણ, સીતાને રામ, લક્ષ્મી અને નારાયણ, જ્યાં પ્રકૃતિનો સંબંધ છે, ગોપ, ગોપાંગનાઓનો સંબંધ છે, રાધા, રૂક્ષ્મણી, સત્ય-ભામા, ઇત્યાદિક માયાનાં કાર્યના, વ્યવહારનાકાર્યના, કારણ, પુરૂષ, કૃષ્ણ, રામ, આદિક કૂટસ્થપુરૂષ કહેવાય છે. અને સર્વે પુરૂષ કોટિ મધ્યે ઉત્તમ, ને સર્વેના નિયંતા, પુરૂષો-ત્તમ છે. તે જેવો કોઇ થાવા સમર્થ નથી, અને પુરૂષો-ત્તમ નારાયણના તુલ્ય કોઇ નથી. એતો એકજ છે.

ઈશ્વર કોટિ, તથા જીવકોટિ, ગુણાત્મક છે, અને તે માયાના ગુણોથી વિક્ષેપને પામેલા છે. બ્રહ્મા, પોતાની દિકરી

સરસ્વતીને દેખી મોહ પામી, વિક્ષેપને પામ્યા છે. **बृहस्पात** જેવા ભોળવાઈ ગયા છે. **चंद्र**, તથા **इंद्र**, સર્વેને કલંક લાગ્યાં છે. **रूद्र** કહેતાં શીવ મોહિનીસ્વરૂપમાં મોહ પામી વિક્ષેપને પામ્યા છે. **वाशिष्ट, पराशर, नारद श्रीश्रृंग, सौभरी, दुर्वासा,** વિગેરે ઇશ્વર જેવા સમર્થને પણ ગુણનો પ્રવેશ જણાણો છે. ભગવાનને લઇને ભગવાન કહેવાય, પણ ગુણાતીત કોઈ ગણાય નહિ.

બીજે નંબરે–પુરૂષ કોટિ–સર્વે માયા, તથા મહામાયા સાથે રહે છે, ને વ્યવહારમાં જોડાય છે, છતાં તેઓ નિર્વિકારી રહે છે. જેથી કૂટસ્થબ્રહ્મ ગણાય છે. માયા સાથે જોડાવાની, ઐશ્વર્યની સદ્‌ભાવના શા માટે જોઇએ ? માટે પુરૂષ મધ્યે ઉત્તમ એવા પુરૂષોત્તમ તેજ ભજનીય, વંદનીય, ઉપાસનીય, ને સ્મરણીય છે.

**(૬) ॥ यः पुरुषेषु मुक्तेषु समर्थेषु उत्तमः स पुरुषोत्तमः ॥**

કાળ જેવા નથી. કાળના પ્રવર્તક પુરૂષ છે. પુરૂષ જેવા નથી. નિર્વિકારી મુક્તો જેવા નથી. અર્થાત્–પુરૂષોનાથી ઉત્તમ, મુક્તોનાથી ઉત્તમ, અને સર્વે સમર્થ વ્યક્તિ છે, તે સમર્થોમાં સમર્થ, ને ઉત્તમમાં ઉત્તમ, સકળ ઐશ્વર્યવાન, સકળ સત્તાવાન, સકળ વિભુતીના કારણ એવા પરાત્પર પુરૂષોત્તમ છે. તે એક જ છે. તેની તુલના કોઇને આપી શકાય નહિ. માટે સર્વેને ઉપાસ્ય મૂર્તિ છે.

પુત્રઃ—વેદનો આધાર છે

પિતાઃ—હા–**वेदशास्त्र** શું કહે છે ? તે સાંભળ.

(१) ऋचौ अक्षरे परमे व्योमन्यास्मिन् देवा आंधि विश्वे निषेदुः ॥

यस्तन्न वेद किमृचा करिष्यति यइत्तद्विदुस्त इमे समासते ॥

ऋग्वेद ॥ मंत्र ॥ १

જે પરમાત્મા, નારાયણ, अक्षरे परमे સચ્ચિદાનંદબ્રહ્મમાં બિરાજમાન છે, અને સચ્ચિદાનંદબ્રહ્મરૂપે અંતર્યામીપણે, નિયંતાપણે, વ્યાપક છે. તે નિર્ગુણ, વ્યાપક, સનાતન બ્રહ્મમાં, સર્વે निषदुः મુકતો, વિદ્યા, સર્વે દેવો, સર્વ પૃથ્વી, સૂર્યાદિ, બ્રહ્માંડે સહિત સ્થિત છે. અને સર્વે સિદ્ધિ, સકળ ઐશ્વર્ય, અને સર્વે વિદ્યા, જે સ્વરૂપને આધારે છે. સર્વે વેદો કેહેત જ્ઞાનનો આશ્રય જે છે. ધર્મ જેને આશ્રીને રહેલો છે. તે પરમાત્માના બ્રહ્મસ્વરૂપને જે નથી જાણતો, નથી ઓળખતો, તે પુરૂષ રૂગ્વેદાદિ ભણવે તથા જાણવે કરીને શું કંઇ પણ સુખને પ્રાપ્ત કરી શકે છે? ના, પરમેશ્વરના સ્વરૂપને ઓળખ્યા વિના, કેવળ વેદાદિ ભણવાથી, કંઈ પણ મોક્ષની પરમ સિદ્ધિ થતી નથી. હા, કેટલું થાય? તો અર્થજ્ઞાન, ધનુર્વિદ્યા, રાજવિદ્યા, ગાનવિદ્યા, ગણિતવિદ્યા, જ્યોતિષ–વિદ્યા, શિલ્પવિદ્યા, ઇત્યાદિકનો પંડીત થાય;. પણ મુક્ત ન થાય. કારણ કે, ભગવાનના સ્વરૂપમાં ઇંદ્રિયો, અંતઃકરણ, ને જીવતદાશ્રીત અનુભવ, એ ત્રણે પુગે, ત્યારે જ તે પુરો જ્ઞાની કહેવાય, ને મુક્ત કહેવાય. કેવળ અનુમાન, ઉપમાન, શાસ્ત્રના શબ્દપ્રમાણ, ને ચોથું ઐતિહ્ય પ્રમાણ, આ ચારે પ્રમાણથી

ભગવાનના યથાર્થ સ્વરૂપની પરીક્ષા થઈ શકતી નથી. ભલે તે પંડીત હોય, તો પણ શું ? બ્રહ્મસંગે બ્રહ્મસ્વરૂપ બનેલ મુક્તજ તે સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવી શકશે. નિર્બીજયોગ, ને નિર્બીજસાંખ્ય તેણે કરીને બ્રહ્મદૃષ્ટિને કદાપી પણ પમાતું નથી, અને બ્રહ્મદર્શી થવાતું નથી. બ્રહ્મ સત્તાને પામે, ને રૂડા ગુણો આચરી શકે, પણ ઉપાસના વિના કેવળ પ્રયત્નથી ગુણાતીતસ્થીતિને તે પંડીત પામી શકે નહિ. આથી અનેક વાદ–દ્વૈતાદ્વૈત, અદ્વૈત, શુદ્ધાદ્વૈત, તથા વિશિષ્ટાદ્વૈત, વિગેરે જ્ઞાનાંશનાવાદ જે જે પુરૂષને રૂચે, તે પ્રમાણે થએલા જોવામાં આવે છે. માટે મુક્તપુરૂષ જે કહે તે વાદ, મોક્ષપ્રદ છે.

॥ इन्द्रियार्थ सन्निकर्षोत्पन्नं ज्ञानमव्यपदेश्यम
व्याभिचारि व्यवसायात्मकं प्रत्यक्षम् ।

॥ न्यायसूत्र ॥

॥ ऋते ज्ञानान्न मुक्तिः तमेवविदित्वाति मृत्युमेति
नान्यः पंथा विद्यतेयनाय ॥ वेद श्रुति ॥

આ બન્ને શ્રુતિઓ જણાવે છે, કે ભગવાનના સ્વરૂપનું સાક્ષાત્–જ્ઞાન, અર્થાત્–પ્રત્યક્ષસ્વરૂપના સંબંધથી, ઈંદ્રિયો સ્વરૂપને પામે, અંતઃકરણ સ્વરૂપને પામે, અને જીવાત્મા સાક્ષાત્ અનુભવ તદાશ્રિત વિજ્ઞાનનેપામે, તેણે કરીનેજ મોક્ષ થાય છે. માયાનાં આઠે આવરણ ભેદાય છે. માટેજ પ્રભુ અવતાર ધરે છે; અને મુક્તાત્મા પણ ભગવાનની ઇચ્છાથી અવતાર ધરે છે; અને તેજ સાચા અર્થ બતાવી, શ્રી

હરિના સત્ય સ્વરૂપનો પ્રકાશ પણ કરે છે, અને સાક્ષાત્ સંબંધ પણ કરાવે છે.

**॥ कीटको भ्रमरीम् ध्यायन् भ्रमरत्वाय कल्पते ॥**

સાક્ષાત્ ભમરીના સંબંધથી ભમરી ઈયળમાંથી બને છે, ને બનાવનાર ભમરી તેને અપાર જણાય છે. સાકાર ભમરી, સગુણ–સાકાર ભમરીના સાક્ષાત્ સંબંધથી બની શકે છે. એકલો નિરાકાર, નિર્ગુણ, કે નીર્બીજ યોગ, શું કરી શકનાર છે ?

હીરે હીરો વિંધાય છે. નામી વિના નામ શું કરી શકનાર છે ? એટલામાટે વેદશાસ્ત્ર જણાવે છેકે, ભગવાનના બ્રહ્મસ્વરૂપને ઓળખ. સમાગમ કરી ઓળખ તોજ વેદ તારે મોક્ષને અર્થે છે, ને થાય છે. વેદમાં ભગવાનના સ્વરૂપનું રૂડીરીતે પ્રતિપાદન કરેલ છે, પણ દેહદર્શી પંડિતને, તેના અર્થ અવળા દેખાય છે. જેમ આંધળા પાંચ, દશથી, હાથીનું યથાર્થ સ્વરૂપ જેમ છે તેમ સ્પર્શકર્યેથી કહી શકાય નહિ, ને નકામી ધમાધમી ને કલેશ કરી મૂકે; તેમ વેદ વાણીમાં, નકામી આંધળા માણસોના વાદની ધમાધમી છે. સત્ય સ્વિકારવું એજ ઉચિત છે. બાંધેલ શું છોડાવનાર છે ? જેને બંધન છુટયાં છે તેજ પ્રભુના સ્વરૂપને યથાર્થપણે ઓળખાવી શકાશે.

ભગવાનનું સ્વરૂપ તો મન, વાણીથકી પર છે, અગોચર છે, અગ્રાહ્ય છે, ગુણાતીત છે. તેને દેહદર્શી, મન, ઇંદ્રિયો, વિગેરેથી કેમ જાણી શકે ! અર્થાત્ નજ જાણી શકે. ગમે તો તે રાજા હો, પંડીત હો, પુરાણી હો, કે

શાસ્ત્રવેત્તા હો, પણ નજ વર્ણવી શકે. અભક્ત, ઉપાસના વગરના, નજ ઓળખી શકે.

**यतो वाचो निवर्ततेऽप्राप्य मनसा सह ॥ ( वेदश्रुति )**

કેવળ પ્રયત્નવડે જાણુવાથી, ભણવાથી, ઉપાસના વગરના સંતસમાજથી નોખા પડેલ પુરૂષોનાં મન, વાણી, ઇંદ્રિયો ભગવાનના સ્વરૂપને નથી પામતાં. પણ

**निरंजनः परमं साम्यमुपैति ॥ ( वेदश्रुति )**

ઉપાસનાવાળા ભકતો, ભગવાનના આશરાથી, સબંધથી, વિજ્ઞાન પામી, ભગવાનના સ્વરૂપને સાક્ષાતકારપણે પામે છે તેનાં દેહ, ઇંદ્રિયો, મન, સર્વે દિવ્ય થઇ જાય છે; કહેતાં બ્રહ્મદષ્ટિને પામી, બ્રહ્મસ્વરૂપ થઈ, નિરંજન કહેતાં માયાના અંજનથી છુટેલો, રાગ વગરનો, ભગવાનના તુલ્યપણાને પામે-છે; અને ભગવાનનું સ્વરૂપ તેને અપાર ને અપાર જણાય-છે. એજ કુશાગ્ર બુદ્ધિવાળો મુક્તાત્મા ગણાય છે.

પુત્ર:–પિતાજી !–ॐ શબ્દનો શો અર્થ છે ? ને બીજા આધારો હોય તે જણાવો.

પિતા:–ઉત્તર આપે છે કે, પ્રકરણ છઠ્ઠામાં યજુર્વેદિય, ઋગ્વેદિય, વાજસનેયિ બ્રાહ્મણોપનિષદ, બ્રહ્માનંદ વલ્લ્યામ્, વિગેરે ઘણા ઉપનિષદના આધારો, મહાપ્રભુએ જણાવેલ નોંધ્યા છે, તે વાંચી જોજે, અને ॐ શબ્દનો અર્થ તથા બીજા કેટલાક આધારો અત્રે જણાવું છું તે તું સાંભળ–

(૨) **ओरम्** ॐ એ પરમાત્માનું સ્વરૂપ ઓળખાવે છે.

अकारથી–અનેક જગત લીલા, વિરાટ, અગ્નિ, આદિકમાં વ્યાપક બ્રહ્મ, જેથી સર્વે બ્રહ્માત્મક છે–પરમેશ્વરરૂપ છે.

उ કારથી સર્વે જગતના પ્રકાશવાળા હિરણ્યગર્ભ, તેજઆદિ, બ્રહ્મના પ્રકાશવડે પ્રકાશીત છે માટે સર્વે બ્રહ્માત્મક છે.

म् કારથી સર્વે ઈશ્વિર, પુરૂષ, પ્રાજ્ઞ, આદિ સમર્થ–આત્માઓ, મુક્તોમાં પરમાત્માની શક્તિ–સચ્ચિદાનંદબ્રહ્મ, આત્માપણું ધરાવે છે. માટે સર્વે પરમાત્માને લઈને નામ વાચક, ઈશ્વર, પુરૂષ, બ્રહ્મા, શિવ, રૂદ્ર, વરૂણદેવ, એ રૂપે ભગવાન કહેવાય છે. માટે સર્વે દેવકોટિ, પુરૂષ, નારાયણ, ઈત્યાદિકની પ્રાર્થના ઓંકાર શબ્દોચ્ચારણથી કરવામાં આવે છે. અને પરમાત્માની બે વિભુતી–પ્રભાનું ઓળખાણ આપે છે.

(૧) નિર્ગુણપણે, સચ્ચિદાનંદબ્રહ્મ, સર્વે આત્માઓમાં વિશિષ્ટ રહ્યાથકા વ્યાપકતાનું ભાન કરાવે છે.

(૨) સગુણપણે, સચ્ચિદાનંદબ્રહ્મ, ગમે તેવું સ્વરૂપ ધારવા, મોટામાં મોટું કાર્ય કરવા, સર્વે શક્તિથી સર્વેને ધારવા, પ્રેરવા, ને પ્રકાશ કરવા સમર્થ છે, તે ભાન કરાવે છે. માટે વ્યાપક, સર્વેથી મોટા, સકળ ઐશ્વર્યવાન, સગુણ શક્તિ, ને નિર્ગુણ ઐશ્વર્યના કારણ, બ્રહ્મસ્વરૂપ, પરમાત્મા છે.

**( ३ ) ओ३म् खम्ब्रह्म ॥ १ ॥ यजुर्वेद मं० १०.**

**ओ३म्** નિર્ગુણ અને સગુણ શક્તિથી સર્વેના પાલક, ને રક્ષક તમે, બ્રહ્મસ્વરૂપ પરમાત્મા છો.

**खम्** વ્યાપક સર્વના આત્મા છો.

**બ્રહ્મ** એટલે સર્વત્ર પૂર્ણ, દિવ્યવિગ્રહ, સર્વથી મોટા, ને સર્વેના કારણ, બ્રહ્મસ્વરૂપ, પરમાત્માનું સત્યપણું જાહેર કરે છે.

( ४ ) **ओमित्येदक्षर मुद्गीथमुपासीत्** ॥ छान्दोग्यउप० ॥

પરમાત્માનું સ્વરૂપ અક્ષરબ્રહ્મ, દિવ્યવિગ્રહ, ને સત્ય છે. માટે શાન્ત થઇ ઉપાસના કર.

( ५ ) **प्रणायनमो यस्य सर्वमिदं वशे ।**

**योभूतः सर्वस्येश्वरो यस्मिन्त्सर्वं प्रतिष्ठितम्** ॥

॥ **अथर्ववेद** मं० १ ॥

હે પરમાત્મા! આ જગત સર્વે, લીલામય, સર્વે ભૂતોમાં સર્વ ઇશ્વરોમાં વસી રહેલા, એવા જે તમે તેમને નમસ્કાર હો.

( ६ ) **ओ३म् भूर्भुवः स्वः** ॥ ઇત્યાદિક यजुर्वेद मं० ३ ॥

સર્વના રક્ષક, ને પાલનહાર, સર્વના આધાર, ને કારણ, સર્વે ક્ષેત્રોના જીવનના આધાર, જેના સંબંધથી સવે જીવો માયાનાં દુઃખોથી છુટી જાય છે.

**ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि ।**

**धियोयोनः प्रचोदयात्** ॥

આમંત્ર જણાવે છે કે–જે સર્વ જગતને, બ્રહ્માંડોને, ધારણ કરનાર **स्वः** જે **सवितु** ઉત્પાદક, અને ઐશ્વર્યના દાતા, સુખોના દાતા, જેની પ્રાપ્તિની ઇચ્છા સર્વે દેવ, ઇશ્વરો, કરે-છે તે પરમાત્મા **वरेण्यम्** વરવાયોગ્ય–સ્વિકારકરવા યોગ્ય, અતિ ઉત્તમ **भर्गः** કહેતાં, શુદ્ધ બ્રહ્મસ્વરૂપ **तत्** તેજ

અમે ધારણ કરીએ. **धीमहि** તે રૂપ અમે થઈએ. તમારા પ્રતાપથી, સંબંધથી, કૃપાથી, અમારાં નઠારાં, ગુણાત્મક રાગવાળાં કર્મોથી છોડાવી, શુભ કર્મો થાય, તમારૂં સ્વરૂપ સમજાય, તેમ **धियः** બુદ્ધિ થાય, તેમ પ્રેરણા કરો. **साकार दिव्यविग्रह** પરમાત્માનું **ब्रह्मस्वरुप** આ મંત્ર થકી જાહેર થાય છે.

( **वेदस्तुति विभाग** )

( ૭ ) **तेजोऽसि तेजो मयिधेहि ॥** ઇત્યાદિક સ્તુતિ૦ ॥

**यजुर्वेदः । मं० ९ ॥**

હે પરમાત્મા ! આપ સ્વપ્રકાશી છો. મારામાં પણ પ્રકાશ સ્થાપન કરો. સર્વે ગુણેયુક્ત, ગુણના નીધિ છો, માટે આ જગતરૂપી કાર્ય ચલાવવા ઇશ્વર કહે છે કે, મને પણ અધિક ગુણે યુક્ત કરો. ગુણાતીત કરો. જેથી જગતરૂપી કાર્યનું લાલનપાલન કરી શકાય.

( ૮ ) **दूरंगमं ज्योतिषां ज्योतिरेकन्तन्मेमनः शिवसङ्कल्पमस्तु ॥**

यजु० मं० ३ ॥

સર્વે પ્રકાશકો જગતના તેને પ્રકાશ કરનાર હે પરમાત્મા ! તે મધ્યે પ્રકાશકરનાર મારૂં મન, પોતાને અર્થે જગતના જીવાત્માઓને અર્થે કલ્યાણનો સંકલ્પ કરનારૂં થાઓ.

( ९ ) **यत्प्रज्ञानमुतचेतो धृतिश्च यज्ज्योतिरन्तरमृतं प्रजासु ।**
**यस्मान्नऽऋते किंचनकर्मक्रियते तन्मेमनःशिवसङ्कल्पमस्तु॥**

यजुर्वेद मं० ५ ॥

ઉત્તમ જ્ઞાનવિદ્યાવાળી, જ્ઞાનશક્તિ, જે પ્રજામાં પણ છે; જે વડે સૌ કર્મ કરી શકે છે, તે ઉત્તમજ્ઞાનશક્તિની વૃત્તિ–સર્વે શુભ ગુણોની ઇચ્છા કરી, અતિ ઉત્તમ રહે, તેવી વૃત્તિવાળું મારૂં મન, અન્ય પ્રાણીઓ માટે શુભ કરનારૂં થાઓ. સ્તુતિ વિભાગમાં ઘણા મંત્રો, પરમાત્માના સ્વરૂપના બોધ કરનાર છે.

( १० ) समाधि निर्धूतमलस्य चेतसो निवेशितस्यात्मनि यत्सुखं भवेत् । न शक्यते वर्णयितुं गिरा तदा स्वथन्त दन्तः करणेन गुह्यते ॥

જે પુરૂષનો નિર્વિકલ્પ સમાધિથી, આત્મા શુદ્ધ થયો છે, ને જીવની અવિદ્યા નાશ પામી ગઇ છે, અને જેણે પરમાત્માના શુદ્ધ સ્વરૂપમાં ચિત્ત લગાડ્યું છે, તે સાક્ષાત્ સ્વરૂપના ચિંતવને કરીને, તેને ભગવાનનું સુખ અનુભવાય છે, ભોગવાય છે, અને પ્રાપ્ત થાય છે. તે સુખ, તે મુક્તપુરૂષજ અનુભવી તથા જાણી શકે છે. પણ તે વાણીથી કહી શકાતું નથી.

અનેક પુરાવાથી સાબિત થાય છે કે, પરમાત્માનું સ્વરૂપ સદાસાકાર દિવ્યવિગ્રહ, અતિ સમર્થ, અતિશુદ્ધ, બ્રહ્મસ્વરૂપ, મહાતેજે નિત્ય સિદ્ધ છે, ગુણની લક્ષણાએ, કલ્યાણકારી સ્વભાવ જેનો છે. કૃપાસાગર, કર્મફળપ્રદાતા, આદિ અંત ધર્મેરહિત, સર્વાન્તર્યામી; સર્વના મહાન્ પિતા,

સકળ ઐશ્વર્યેયુક્ત, સર્વેના પ્રેરક, પ્રવર્તક, સ્વપ્રકાશી સિદ્ધ-મૂર્તિ છે, સત્યસ્વરૂપ તેજ વસ્તુ છે. બાકી સર્વે અવસ્તુ ગણાય છે એટલે સદા નિર્વિકારી, નિરંજન, દેશકાળાદિકે જેની વ્યાપકતા તથા સત્યતા તથા યોગ્યતામાં જરા પણ ફેર પડતો નથી. સર્વોપરી સર્વેશ્વર, સર્વ અવતારના કારણ, તેજ મહાપ્રભુ શ્રીનારાયણ, સાબીત થાય છે, તે સર્વેને ભજનીય, વંદનીય, સ્મરણીયછે. ને તે સ્વરૂપપ્રાપ્તીની કામના કરવા યોગ્ય છે. તે બ્રહ્મપુરધામમાં સદા બિરાજમાન છે, જ્યાં પ્રકૃતિ આદિ માયા નથી. સર્વે મુક્તાત્માઓ તે મૂર્તિને દેખી રહ્યા છે.

પુત્રઃ-સાકાર કેમ? નિરાકાર કેમ? સગુણ-નિર્ગુણ કેમ? પિતાઃ-સાકાર, દિવ્યવિગ્રહ, દિવ્યસ્વરૂપ, બે કરચરણાદિકે યુક્ત છે. પણ તેને આપણા જેવું કે દેવ જેવું શરીર નથી, ગુણાત્મક નથી, પણ ગુણાતીત સદા નિર્વિકારી બ્રહ્મસ્વરૂપ, મહાતેજોમય મૂર્તિ છે. નિરાકાર-આપણા જેવો ક્ષણભંગુર આકાર નથી. જેનો પડછાયો-પ્રતિબિંબ, કે વિકાર, કદી પણ નથી. નિર્વિકારી, મહા તેજસ્વી મૂતિછે, અને તેનું વ્યાપકપણું તેની સચ્ચિદાનંદબ્રહ્મ-વ્યાપક શક્તિવડે, સર્વે જીવાત્માઓમાં વિશિષ્ટ રહેલું છે. માટે ॥ **अशरीरम् शरीरेषु अनवस्थेसु अवस्थितम्** ॥ સર્વે નામરૂપી શરીરોને વિષે વ્યાપક રહેલા છે, માટે નિરાકાર-અશરીરવાળા કહેવાય છે.

સગુણ—બ્રહ્મપુર ધામરૂપે, સર્વેને પોતાની ધામ વિભૂતિથી ધારણ કરે છે, ને સર્વેના આધાર, અનંતગુણે,

ઐશ્વર્યયુક્ત તે છે. ને મોટામાં મોટું સ્વરૂપ જ્યાં જેવું ઘટે, ત્યાં તેવું પ્રગટ કરે છે ને કરાવે છે.

નિર્ગુણ–અંતર્યામીરૂપે સર્વેના આત્માઓમાં સાક્ષીપણે વ્યાપીને રહેલા છે. અતિશે સુક્ષ્મ, અતિશે નિર્લેપ, અતિશે અસંગી, રહે છે. સચ્ચિદાનંદબ્રહ્મ જેની શકિત છે, તે વડે સર્વેનું આત્માપણું ધરાવે છે, અને ગુણાતીત છે.

પુત્રઃ–**कर्ता** કેમ ને **अकर्ता** કેમ ?

પિતાઃ–નિયંતા, ને કર્તા, સઘળાં બ્રહ્માંડોની ક્રિયા તેમની મરજી–દૃષ્ટિ પ્રમાણેજ થયાં જાય છે. કોઇ અધિકપણે વર્તવાજાય, તો તેનું કાંઈ ચાલવા દેતા નથી. વિશેષ્ય આકાર–બળવાન આત્મા પ્રગટ કરાવી, અવતારરૂપે પણ, શકિતદ્વારા વિશેષ્ય શકિતથી તેનો પરાભવ કરે છે. અકર્તા કેમ ? સૌ જીવો દેવાદિક સર્વે માયાના સ્વભાવવાળાં છે. જેથી તેમને ઉત્પન્ન થવાનો રાગ છે, તેથી ભગવાન તેમના કર્મફળપ્રદાતા, નિયંતાપણે ઉપજાવે છે. પણ મહાપ્રભુ કોઇને કોઈ સાથે જોડવાના સ્વભાવવાળા નથી; માટે અકર્તા કહેવાય છે. ફકત પરમાત્મા સાક્ષીરૂપે તેમને શિક્ષા તથા સુખ ભોગવાવે છે. પણ પોતે કોઇને ક્રિયામાં જોડતા નથી. વ્યવહાર કંઇ નહિ, માટે અકર્તા કહેવાય છે.

**अपाणि पादो**—આપણા જેવા હાથપગવાળા નથી, છતાં મહા તેજોમયમૂર્તિ, પોતાની શકિતવડે, સૌની રચના કરે છે, ગ્રહણ કરે છે, ને કરાવે છે.

**पश्यति अचक्षुः** આપણા જેવાં આંખનાં વિકારી ગોલક નથી. પણ નિત્ય દિવ્યકાન વડે અંતર્યામી સૌનું શકિતથી

જાણે છે ને દેખે છે. **શ્રુણોતિ अकर्णः** આપણા જેવાં ગુણાત્મક-વિકારીઇંન્દ્રિયો, જેને નથી. દિવ્યઇંદ્રિયોથી, કાનથી, સર્વે સાંભળે છે. તેથી સર્વે જાણે છે. તેનો મહિમા અવધીવગરનો, કોઇ કહી શકે તેમ કે જાણી શકે તેમ નથી. એ સનાતનપૂર્ણબ્રહ્મ સર્વથી શ્રેષ્ટ, સર્વેમાં પૂર્ણ હોવાથી પરમપુરૂષ કહેવાય છે.

**न तस्य कार्य्यं करणं च विद्यते न तत्समाश्चाभ्यधिकश्च दृश्यते।**
**परास्य शक्तिर्विविधैव श्रूयते स्वभाविकी ज्ञान, बल क्रिया च॥**
॥ श्वेता० उपनिषद ॥

પરમાત્માથી કોઈ કાર્ય અજાણ્યું નથી. જે કાળે જે ક્રિયા કરવી કરાવવી ઘટે છે, તે કાળે તે બ્રહ્માંડમાં તેટલી જ ક્રિયા પ્રવર્તાવે છે. ન અધિક ન ન્યૂન. એવા એ સર્વજ્ઞોના સર્વજ્ઞ છે. કોઈ તેના તુલ્ય નથી. તેમ તેને કોઈ અધિક નથી. જેના સ્વરૂપમાં અપારબલ, અપારશક્તિ, ને અપારજ્ઞાન, રહેલું છે. અર્થાત્ તે મહાતેજોમયમૂર્તિને આશરે જ્ઞાન છે, બલ છે, ને સર્વે શક્તિ, તે સ્વરૂપને આધારે છે. તેમને કોઇનો આધાર જોઇતો નથી. તે સ્વરૂપને તું ઓળખ. એટલે તું જ્ઞાની. તે સ્વરૂપને તું જેવા યથાર્થ સ્વરૂપમાં છે, તે પ્રમાણે જાણી લે, એટલે તું તેના તદાકારપણાને પામીશ. આથી તે જ વિભૂ છે, અન્ય નહિ. અને તેને લઇને સર્વે ઈશ્વર, આદિ વિભૂતી છે. એટલે તે જ ઉપાદાન કારણ, ને નિમિત્ત કારણ છે.

પુત્રનો પ્રશ્ન—પરમાત્મા, નિમિત્ત કારણ તો છે, પણ ઉપાદાન કારણ કેમ ?

પિતાનો ઉત્તર—સર્વે જીવો, જડ—ચેતનનો સબંધ ધરાવનાર, આ જગતરૂપે કાર્યમાં નામવાળાં જણાય છે. તેથી અનેક આકારોવાળું જગત્, તે ઉત્પન્ન થતાં પહેલાં કારણ અવસ્થામાં નામ રૂપના વિભાગે રહિત છે, એટલે જગત દેખાવમાં આવતું નથી. અને કાર્યમાં અનેક રૂપો દેખાય છે, અદૃશ્ય થાય છે, અને પાછાં ઉત્પન્ન થાય છે, તે નાશપામી પ્રાકૃતપ્રલયને અંતે, સર્વ જગત્ લીલા-નામ રૂપના વિભાગે રહિત બની, પ્રકૃતિ થકી ઉપન્યું કારજ આ દૃશ્યમાન બ્રહ્માંડ તે પ્રકૃતિમાં લય પામે છે. એ જ બ્રહ્માંડનો પ્રાકૃતપ્રલય કહેવાય છે. દ્વિપરાર્ધવર્ષનો કાળ વિત્યે આ બ્રહ્માંડનો લય થાય છે. અને પ્રલયકાળે જેમ મહતત્વો સૂક્ષ્મપણાને પામી પ્રતિલોમ થાય છે, તેમ ઉત્પત્તિકાળે, પરમાત્માની દૃષ્ટિને પામીને જેમ જેને ઉપજ્યાની રીતિ છે, તેમ સર્વે ઈશ્વર, દેવ, મનુષ્ય, અનુક્રમે તેથી લોમ ઉપજે-છે. પણ કોઇ વ્યક્તિ પોતાની મેળે ઉત્પન્ન થઇ શકતી-નથી; કોઇ સ્વતંત્ર નથી. સ્વતંત્ર તો બ્રહ્મ જ છે—પરમાત્મા છે, જે અનંત કોટિ આવાં બ્રહ્માંડોને જે કાળે ઉપજવાની રીતિ છે તે દરેકને તે કાળે, પુરૂષદ્વારે દૃષ્ટિ કરી, અંત-ર્યામીપણે વિશેષ્યશક્તિથી પ્રવેશકરી ઉપજાવે છે. માટે ઉપાદાનકારણ પણ બ્રહ્મમૂર્તિ ભગવાન છે. તે સર્વેનું નિયમન કરવા યોગ્ય હોઈ, જે કાળે જે ક્રિયા કરાવવી ઘટે છે, તે કાળે તે ક્રિયા પ્રવર્તાવે છે. પ્રેરક, તેમજ પ્રવર્તક, તેજ છે. આધાર, આધેય તેજ વિભુ છે. તેની તુલના કોઈ કરી શકે તેમ નથી.

**सर्वं खल्विदं ब्रह्म तज्जलानितिशान्त उपासीत ॥**

સર્વ જડ—ચેતનના સમુહવાળું દેખાતું આ જગત, તેમાં વ્યાપક એવા બ્રહ્મ, કાર્ય અને કારણ અવસ્થામાં સદા અંતર્યામીપણે રહેલા છે, જેથી જગત્ બ્રહ્મશક્તિના વ્યાપકપણાથી શરીર કહેવાય છે, અને શરીરી બ્રહ્મ છે. જડ, ચેતન અને બ્રહ્મ, એમ આ ત્રણેનો સંબંધ દરેક વ્યક્તિને છે, એટલે આખું જગત બ્રહ્માત્મક છે. જે સર્વે જીવોના મોક્ષને અર્થે અથવા કર્મફળ ભોગવવાને માટે નિયંતાપણું ધરાવે છે, નિયામ્યપણે વર્તે છે. માટે જગત બ્રહ્મથી જ ઉત્પન્ન થાય છે, બ્રહ્મસ્વરૂપ ભગવાનમાં—બ્રહ્મમાં જ લય પામે છે, ને ભગવાનથી જ જીવે છે. નાના, મોટા પ્રકારની યોનિયું તેમને વિષે કારણપણે, અંતર્યામીરૂપે, વિશિષ્ટ રહેલા, તે ન્યુનાધિક ભાવે, પુરૂષ, ઈશ્વર આદિમાં પ્રવેશ કરીને બહુરૂપે થાતા નથી, પણ સામર્થિમાં તારતમ્યપણે સર્વે ક્રિયાને કરાવે-છે. માટે શાન્તથઇ ઉપાસના કરવાનો આ શ્રુતિ બોધ-આપે છે.

**सदेवसौम्येदमग्रमासीदेकमेवाद्वितीयम् ॥**

॥ छान्दोग्यउप० ॥

નામ અને રૂપના વિભાગવાળું અનેક રૂપે બહુરૂપક-થએલું આ જગત, તે સૃષ્ટિ ઉત્પન્ન થતા પહેલાં નામ અને વિભાગે રહિત, બ્રહ્મ સાથે સૂક્ષ્મપણાને પામેલ, બ્રહ્મશ-

ક્તિનું એકત્વપણું જણાવે છે. એટલે સર્વે બ્રહ્માત્મકજ છે. બ્રહ્મનું એકત્વપણું છે. કારણઅવસ્થામાં અંતર્યામીશકિત સંકોચ પામી, દરેક ચેતનથી સૂક્ષ્મ રહેલી, તે કાર્યાવસ્થામાં વિકાશને પામી, તારતમ્યતાએ સર્વેનો જેમ ઘટે તેમ તે રૂપે પ્રકાશ કરાવે છે, ને પ્રકાશી રહી છે, કર્મફળ આપે-છે. માટે સર્વે બ્રહ્માત્મક છે, પણ બ્રહ્મને કંઇ અંશ છેદ કે પરિણામ આદિ દોષ વળગતોજ નથી. એ બ્રહ્મસ્વરૂપભગવાન જેવો કોઇ નથી, એજ પરમાત્માના સ્વરૂપની **અદ્વિતીયતા** સમજવાની છે. એ જેવાતો એ એકજ છે. તે બ્રહ્મસ્વરૂપભગવાન, સર્વશક્તિમાન સર્વે જીવોના આત્મા છે. સત્યસ્વરૂપ છે ને જાણવા યોગ્ય છે. જે દરેકમાં, જીવાત્મામાં, ઇશ્વરોમાં, વિશિષ્ટ અને દરેકથી ભિન્ન છે. ધામમાં સચ્ચિદાનંદબ્રહ્મપુરમાં સદા સર્વદા બિરાજમાન થકા, શક્તિ તથા પ્રભાએ કરી પ્રકાશી રહ્યાં છે. માટે આપણામાં શાક્ષી તે નામ છે, વ્યાપકશકિત તે નામ છે, અને તેજ વસ્તુ છે; અને તે શકિતના શક્તિવાન, નામી, પરમાત્મા છે, એમ ઓળખવા, જાણવા. તું સાક્ષી સાથે અભેદપણું કર. ને નામી જે બ્રહ્મસ્વરૂપ, તે ઉપાસ્ય છે, ભજનીય છે, ને સ્મરણીય છે, જેથી તારો આત્મા, બળનેપામી, શુદ્ધ બ્રહ્મસ્વરૂપ બની, પરમાત્માના બ્રહ્મસ્વરૂપનું તદાકારપણું પામે, અને ગુણાત્મક સ્થીતિમાંથી છુટી, હમેશને માટે ગુણાતીત સ્થીતિ પ્રાપ્ત થાય.

પરમાત્મા–સર્વેમાં વિશિષ્ટ છે, પ્રવેશકરીને સાક્ષી-રૂપે રહેલા છે, ને ઉત્પત્તિકાળે, બિશેષ્યપણે પ્રકાશ કરે છે,

અને જગત્ સર્જવામાં ઇશ્વર આદિ,બ્રહસ્પતિ આદિ, હિરણ્યગર્ભાદિક, સર્વે દ્વારે ક્રિયાને પ્રગટ કરેછે. વેદદ્વારા વિદ્યાને પ્રગટ કરે છે. માટે ઉપાદાનકારણ, ને નિમિત્તકારણ, તેજ વિભુ છે. સર્વે કર્યું તેનુંજ થાય છે, પણ કોઈ વ્યક્તિ સ્વતંત્રપણે પ્રકાશવા સમર્થ નથી. એમ બ્રહ્મસ્વરૂપભગવાન, **અદ્વિતીય**, એ એકજ છે. તે પૂર્ણ છે. બાકી સર્વે જીવો ગુણાત્મક, અપૂર્ણ, ને ઉપાધીવાળા છે.

જીવ, ઇશ્વર, પુરૂષ, બ્રહ્માદિક દેવો સર્વે કાર્યકારણ ઉપાધિથી અનન્તશુદ્ધ, પૂર્ણ, પરમાત્માનાં વિશેષણો છે, અને કાર્યરૂપે પ્રવૃતિ કરાવવા સર્વેમાં વિશિષ્ટ પરમાત્મા, જે તે અનુપ્રવિષ્ટસમાન થઇને સર્વેદ્વારે કાર્ય કરાવે છે. સર્વે જીવો અસદ્‌વાસનાવાળા, રાગ છોડી દઇ, સ્વરૂપને ઓળખવે કરીને શુદ્ધ બ્રહ્મસ્વરૂપ બને છે, ને પરમાત્માને સેવે છે. ઈશ્વિરી અવતારો પણ, ઐશ્વર્યની ઉપાધી છોડવા, જ્યારે જેને જન્મ ધરવાની રીતિ થાય, ત્યારે કર્મભૂમિમાં અવતરીને પરમાત્માની કૃપાથી અધિક ઐશ્વર્યવાળા મુક્ત બને છે. અને ઉપાધીથી તેઓ છૂટે, ત્યારેજ બ્રહ્મસ્વરૂપ બની, પરમપદને પ્રાપ્ત કરે છે. માટે સર્વે દ્રવ્યો, ભેદાભેદ ઉપાધિમાં સત્ય છે. પૂર્ણ એક સનાતન ભગવાનજ છે.

આથી સાબીત થાય છે કે, જીવભેદ જૂદો છે, તે ભગવાનનો અંશ નથી, કટકો નથી; જો તેમ ગણોતો સર્વજ્ઞ પરમાત્મા, અજ્ઞાન ગણાશે, તેના ટુકડા થઈ જશે. વળી એક ક્ષણમાં ભગવાન અજ્ઞાની, ને એક ક્ષણમાં તે જ્ઞાની

ગણાશે, એથી મોક્ષ, ને બંધ, પણ ઉડી જશે. તે સદા અખંડ છે, અચ્યુત છે, તો અલ્પજ્ઞ કેમ કહેવાય, ? તેનો અંશ જીવ કેમ કહેવાય ? નજ કહેવાય, તેમ કોઇપણ વ્યક્તિ પુરૂષ તેમજ મુક્ત તેના તદાકારપણાને પામે, તોપણ તે ભગવાન તુલ્ય થઇ શકતોજ નથી. મહાસમુદ્ર મીઠા જળનો ભરેલો, તેમાંથી પંખી, ઢોર, હાથી, મનુષ્ય, મોટાં જાનવર, જેની ચાંચમાં જેટલું બળ, તેટલુંજ પાણી પીને તૃપ્તીને પામે છે, પણ સમુદ્ર જરાપણ ઓછો થતો નથી; તેમ સર્વે જીવો, મુકતો, ભગવાનને ઓળખીને, તથા ભજીને, ભગવાનના તદાકારપણાને પામીને મુકત થાય, ભગવા-વાનના જેવા, ને ભગવાન જેટલા સામર્થ્યવાળા, પ્રભાવવાળા થાય; તોપણ ભગવાન અપારજ રહે છે, બીજો કોઈ ભગવાન બની શકતો નથી. એથી સર્વે મુકતો તે પરમાત્માના દાસભાવે તેવાજ સ્વરૂપવાન બની, તે મૂર્તિનો મહિમા, પ્રતાપ, સુંદરતા, સુખદાયકપણાનો અપારઆનંદ, અનુ-ભવ્યા કરે છે, એજ વિશિષ્ટાદ્વૈતસિદ્ધિ છે. માટે અદ્વૈત સિદ્ધિનો સિદ્ધાંત ભૂલભરેલો છે. દ્વૈતાદ્વૈત, કેવલાદ્વૈત, એ સિદ્ધાંતોપણ ભૂલભરેલા છે.

બ્રહ્મસ્વરૂપનું સાધર્મ્યપણું પ્રાપ્ત થવાથી, કંઇ મૂર્તિ-માં કે તેજમાં મળી જવાતું નથી, એકતા થઇ જતી નથી; પણ તદાકારપણું, સાધર્મ્યપણું, એટલે બ્રહ્મસ્વરૂપના તમામ ગુણો, અનન્ત આનંદ, બળ, ક્રિયા, સુંદરપણું, સુખદાયકપણું ને તે જેવુંજ સ્વરૂપ પ્રાપ્ત થાય છે, ને ભગવાનને પોતામાં

પણ દેખે છે, ને બહાર પણ દેખે છે; જરાપણ અંદર કે બહારની મૂર્તિમાં ભેદ દેખાતો નથી. તો પણ બ્રહ્મસ્વરૂપ ભગવાનની મૂર્તિ, તે મહામુકતને અપાર ઐશ્વર્યયુક્ત, અપાર આનંદેયુક્ત, પૂર્ણ, સચ્ચિદાનંદ સ્વરૂપ, અપાર શુદ્ધ-નિર્મળ, અપાર તેજોમય, ભાસે છે; જેથી દાસપણું રહે છે. જેમ મુખ્ય ભ્રમર થકી, જે ભ્રમર બને છે, તે ઉડવા માંડે છે, ભ્રમરની પેઠે ગતી કરી શકે છે, તોપણ મુખ્ય ભ્રમર, તેનો પિતા, તે તેને અપાર જણાય છે, તેમ મુકતોને ભગવાનનું સ્વરૂપ અપાર જણાય છે; એજ વિશિષ્ટા-દ્વૈતસિદ્ધિ છે. માટે પરમાત્માના સ્વરૂપની હમેશને માટે **अद्वितीयता** કાયમ જ રહે છે, છે, છે ને છે જ. અર્થાત્ પરમાત્માના સ્વરૂપ તુલ્ય કોઇ નથી.

પુત્રનો પ્રશ્ન—જીવતો નિરાકાર છે. તે સાકાર કેમ બને ?

પિતાનો ઉત્તર—જીવાત્મા, ભગવાનના સ્વરૂપને સાકાર બ્રહ્મસ્વરૂપ જાણી જો ભજે છે, ઊપાસે છે, તો તે જીવ માયાથી છુટે છે, અને સગુણ તત્વના ભેદવાળાં શરીરનો ત્યાગ કરીને, ચેતન આત્માને સાકાર બ્રહ્મસ્વરૂપનો લક્ષ્ય હોવાથી. તથા પરમાત્માની કૃપાથી, તે બ્રહ્મસ્વરૂપ, સાકાર બની, પરમાત્માના સ્વરૂપને અંગોઅંગમાં દેખે છે. ચહાય તે કરવા સમર્થ થાય છે, નિર્બંધ વર્તી શકે છે, ને ભગ-વાન જેવો સ્વતંત્રપણ થાય છે, સર્વજ્ઞ પણ થાય છે. સત્તા, પ્રતાપ, ઐશ્વર્ય, ભગવાન જેવાં જ પ્રાપ્ત થાય છે, તેજ

તદાકારપણું છે, ને તેજ મોક્ષ છે. અને ભગવાન તેને તેથી પર ભાસે છે, જેથી દાસભાવે સેવક થઇ સુખ ભોગવે છે; ભગવાન જીવને પોતાનું તદાકારપણું પ્રાપ્ત કરાવવા માટે-જ અનંત જીવનાં કલ્યાણ કરવા પૃથ્વીને વિષે મનુષ્યમૂર્તિ ધારે છે.

તે સાક્ષાત્સ્વરૂપનો સંબંધ કરાવવા માટે જ સજાતિ થાય છે, અને મનુષ્યની પેઠે જ વર્તે છે. તે મનુષ્ય જેવા જણાય છે તેને જે જીવ, ભક્ત, કે સંત, ઉપર પ્રમાણે મહાપ્રતાપી જાણીને, સદા દિવ્ય મૂર્તિમાન જાણીને, બ્રહ્મ-સ્વરૂપ ભગવાનને ઓળખી શકે છે, ને સાકાર બ્રહ્મસ્વરૂપ જાણીને ઉપાસના ભક્તિ કરે છે, તે ભક્ત જ ભગવાનના સાધર્મ્યપણાને પામે છે. ને કૃપા થકી, દેહ છોડે ત્યારે તે જીવ પરમાત્મા જેવો બ્રહ્મસ્વરૂપ બને છે, અનંત ઐશ્વર્યને પામે છે. અને બ્રહ્મ સંગે બ્રહ્મ બનેલ જે તેનો આત્મા, તેણે કરીને પરમાત્માને પોતામાં દેખે છે. તથા બ્રહ્મપુર ધામમાં બિરાજમાન જે મૂર્તિ, તેની સાથે પ્રેમે સહિત નિરંતર પરમ આદર થકી સેવ્ય સેવકભાવે વર્તતો થકો, ભગવાનની મૂર્તિનો અપાર આનંદ ભોગવે છે, અને તેમાંથી તે ક્યારેય પણ તૃપ્તીને પામતો નથી. અને જે એ ભગવાનને નિરાકાર જાણીને ધ્યાન, ઉપાસના, કરે છે, તે તો બ્રહ્મ-સુષુપ્તિને વિષે લીન થાય છે. કેવળ આત્મનિષ્ઠાવાળો કૈવલ્યાર્થી, તથા ભક્તિનિષ્ઠાવાળો, નિરાકાર જાણી ઉપાસે છે, તથા નિરાકાર બ્રહ્મસ્વરૂપ માને છે, તે બેયનું ભગવાનની

મૂર્તિ સાથે તદાકારપણું થાતું નથી, પણ કેવળ બ્રહ્મસત્તાને પામે છે; ને સુષુપ્તિમાં લીન થાય છે. ( કારી વચનામૃત૦ ૧. પ્રથમ૦ ૬૪. )

## કેટલાક ઉપનિષદોનાં સૂત્રો.

**सदेवसोम्येदमग्र आसीत् ॥१॥ असद्वाइदमग्र आसीत् ॥ आत्मावा इदमग्र आसीत् ॥३॥ ब्रह्मवा इदमग्र आसीत् ॥**

આ જગત્, ઉત્પન્ન થતા પહેલાં સર્વે જીવોને સૂક્ષ્મપણે પામેલસત હતું, ને અસત્ પણ હતું. બ્રહ્મ તેમાં વ્યાપક સત્ હતો, જેથી જડ, ચેતનને, બ્રહ્મનો સંબંધ છે, છે, ને છેજ. કાર્ય અને કારણમાં, ઉત્પતિમાં, ને લયમાં સબંધ છે, માટે સર્વે બ્રહ્માત્મક છે. જગતના જીવો અનાદિ છે અને કારણશરીરે યુકતછે, એમ સાબીત થાયછે, અને ઉત્પત્તિ વખતે નામરૂપે બહુપણાને પામે છે. ઈશ્વર આદિ સર્વે અનાદિ છે. બ્રહ્મમાંજ પ્રકાશ્યા છે ને બ્રહ્મમાંજ જીવે છે. માટે પરમાત્માથીજ જગતની ઉત્પત્તિ, સ્થિતિ, ને જીવન તથા પ્રલય છે. તે સર્જાવે છે, અને લય પણ કરે છે. જેના સંબંધથી, અંતર્યામીશક્તિથી, સર્વે જીવો અનેકરૂપે દેખાય છે. અને પૃથક્ પૃથક્ રૂપમાં જ્યાં જેને ઉપજાવવાની રીત છે, ત્યાં તેને દેહ થકી ઉપજાવે છે. માટે નિમિત્તકારણ પણ તે છે, ને ઉપાદાનકારણ પણ તે છે,

પુત્ર:—ઉપાદાન, ને નિમિત્ત કારણ પોતે ભગવાનજ છે. પણ સર્વેનો આધાર કેમ ?

પિતા:—હે પુત્ર! તારી બુદ્ધિ વિશાળ છે. ભગવાનની મૂર્તિને આધારે સર્વે છે તે તું સાંભળ.

**सत्यं ज्ञानमनन्तं ब्रह्म ॥ ( उपनिषद )**

**वस्तु सच्चिदानंदानन्ताद्वयं ब्रह्म ॥ ( वेदस्तुती विभाग)**

સત્, ચિત્, અને આનંદનો આધાર બ્રહ્મનું સ્વરૂપ છે, અને તેજ વસ્તુ છે, બાકી સર્વે જડ, ચેતન, વિકારે આવૃત થયેલાં, અજ્ઞાનાદિક સમગ્ર જડ, ચેતનનો સમુહ, અવસ્તુ છે; વિકારવાળાં, ગુણાત્મક, માટે અવસ્તુ છે. રૂપરંગ બદલવાવાળાં-માયા સાથે એકતાવાળાં, ને વિકારી છે; માટે અવસ્તુ છે.

**सत्यम्** કહેતાં એકજ રૂપે રહેનાર, નિર્વિકારી, સદા પૂર્ણ. જેના સ્વરૂપને વિષે મિથ્યાપણાનો, કે રાગદ્વેષ, કે પ્રાણને ધારણ કરવાપણાનો, ઇચ્છા, પ્રયત્ન, કરવાપણાનો, લેશ પણ ગન્ધ નથી. એટલે જેનું સ્વરૂપ પૂર્ણબ્રહ્મ છે, ગુણાતીત છે, માટે તેજ વસ્તુ છે. બાકી સર્વે પુરૂષપ્રકૃતિનું કાર્ય અવસ્તુ છે. એટલે તેનો મોહ ન રાખવો.

**ज्ञानम्** કહેતાં અજ્ઞાનરૂપ નહિ, અર્થાત્ જેના સ્વરૂપને આશ્રીને જ્ઞાન રહેલું છે. જ્ઞાનનો આશ્રય જેનું સ્વરૂપ છે. એટલે જે સ્વરૂપને ઓળખ્યા પછી કંઇપણ જાણવાનું બાકી રહેતું નથી. પ્રકાશપણ જેને આશ્રીને રહેલો છે. પ્રભાપણજેને આધારે છે એવા બ્રહ્મસ્વરૂપ મૂર્તિમાન ભગવાન છે.

**अनन्त** કહેતાં અમાપ જેનું સ્વરૂપ છે. કોઇ પણ જગ્યાએ તે નથી એમ કહેવાય જ નહિ. અણુમાં, પરમાણુમાં, સર્વકાળે વ્યાપકપણે રહેલાજ છે. તેનું માપ નથી.

તે કોઇના અંશ નથી તેમ તેમનો અંશ, કે છેદ, પડતો નથી; એવું અખંડ, અમાપ, તેનું સ્વરૂપ છે. તે સર્વેનો પ્રકાશ કરે છે. સર્વજ્ઞ જ્ઞાનના ભંડાર, સુખનાભંડાર, એટલે સર્વે ગુણોના તે ગુણી છે. સર્વે વિશેષણોના તે વિશેષ્ય છે. મહાપ્રભુની મૂર્તિને આધારે જ્ઞાન છે, પ્રભા છે, સુખ છે. માટે તેજ ભગવાન વસ્તુ છે, તે વરવા યોગ્ય છે; બાકી પ્રકૃતિનું કાર્ય સઘળું અવસ્તુ છે, અને તેને મળની પેઠે ત્યાગ કરવા યોગ્ય છે.

तदैक्षत बहुः स्यां प्रजायेयेति ॥
सोऽकामयत बहुःस्यां प्रजायेयेति ॥

અનેક આકારોવાળું આ જગત્, તે ઉત્પન્ન થતા પહેલાં કારણઅવસ્થામાં સુક્ષ્મપણે નામરૂપના વિભાગે રહિત છે. તે કાર્યાવસ્થામાં અનેક રૂપોમાં દેખાય છે. તે જગત્ જડ, ચેતન, ને બ્રહ્મ–સાક્ષી બ્રહ્મ, એમ ત્રણેનો સંબંધ સર્ગ તથા વિસર્ગમાં સહચરિત છે. એટલે ભગવાને કરી જે નાના પ્રકારની યોનિયું, તેને વિષે સર્વે શકિત, વિકાસને પામી, અંતર્યામીરૂપે ન્યુનાધીકભાવે તારતમ્યતાએ પ્રવેશ કરીને, પ્રકાશ કરે છે; પણ બહુરૂપે પોતે થયા નથી. તેમ બહુપણાને પામતા નથી. જગતની ઉત્પત્તિ, સ્થીતિ, અને પ્રલય, જે થાય છે તે તેની શક્તિથીજ થયો જાય છે. એટલે જગત્ બ્રહ્મથીજ ઉત્પન્ન થાય છે, બ્રહ્મથીજ જીવે છે, ને તેનો લય પણ બ્રહ્મમાંજ થાય છે. માટે ઉપાસના કરવાયોગ્ય તેજ સ્વરૂપ છે.

તેજ, પ્રકાશ, કે પ્રભા, પ્રભાવાન વગર હોતીજ નથી. માટે શકિત—અંતર્યામીશકિત, તથા ધામ—બ્રહ્મપુરધામ, જે સનાતન છે. તે બન્ને વિભૂતિનો આધાર, મૂર્તિમાન બ્રહ્મસ્વરૂપ ભગવાન છે. સદાસાકાર, દિવ્યમૂર્તિ, મહા તેજોમય મૂર્તિ, સચ્ચિદાનંદ બ્રહ્મમાં બિરાજમાન છે. અને તે મૂર્તિને આધારેજ શકિતઓ રહેલી છે. પ્રભા રહેલી છે. અને શકિતઓ દ્વારેજ આધાર—આધેયભાવથી, સર્વેનો પ્રકાશ કરે છે. જેમ સૂર્ય છે, ને સૂર્યનો પ્રકાશ તથા પ્રભા છે. જેમ જળ છે, ને જળના દેવતા વરૂણ છે તે મૂર્તિમાન છે. તેમ ભગવાનની મૂર્તિને આધારે, સચ્ચિદાનંદરૂપ એવી જે શકિત, તે રહેલી છે. જેમ પીળા ફુલમાં પીળાશ, એ ફુલનું સ્વરૂપ ગણાય છે, તેમ શકિત, અને શકિતમાનનાં સ્વરૂપનું અભેદપણું છે. મહાપ્રભુ પરમાત્માની મૂર્તિ સાથેજ તેને આધારે પ્રભા, તથા શકિત છે. પણ મૂર્તિને કોઈનો આધાર જોઇતોજ નથી. અને તે મૂર્તિમાન, બ્રહ્મસ્વરૂપને આધારે સર્વે છે. અને શકિતએ કરીને અંતર્યામીરૂપે સર્વેનો પ્રકાશ કરે છે. માટે સર્વે ગુણો, સર્વે પ્રભા, સર્વે પ્રકાશ, સર્વે શકિત, તે મૂર્તિમાન મહાપ્રભુની છે. અને જે વડે સર્વેને નિયમન કરવા યોગ્ય છે. વળી વસ્તુ વગર જ્ઞાન નથી. આ સંસારમાં જે જે જ્ઞાન સંપાદન કરવામાં આવે છે, તે જ્ઞાન વસ્તુનેજ આધારે છે. કેવી વસ્તુ, કઇ વસ્તુ, કેવડી વસ્તુ, કેવો તેનો આકાર, તે દેખીએ છીએ, અનુભવીએ છીએ, ત્યારેજ તેનું જ્ઞાન થાય છે. તેમ સિદ્ધવસ્તુ, સત્યવસ્તુ, પરમાત્મા, મૂર્તિમાન બ્રહ્મજ છે. તેને શાસ્ત્રથી, સત્પુરૂષથી ઓળખીએ,

તોજ તે વસ્તુ સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થાય, અને તેને જ વિજ્ઞાન કહેવામાં આવે છે. માટે ભગવાન સાકાર છે, દિ-વ્યવિગ્રહ છે, અને પ્રભા, શકિત, તેનાં વિભૂતિ છે, અલૌ-કિક ઐશ્વર્ય છે. કોઇપણ પ્રભા, કે શકિત, કે તેજ, પ્રભા-વાન વગર હોઇ શકે ખરૂં ? દીવો છે તો પ્રકાશ છે. અગ્નિ છે તો પ્રકાશ કે ધુમાડો છે. તેમ પ્રકાશક, કે પ્રભાવાન મહાપ્રભુ મૂર્તિમાન છે, તોજ ગુણો છે. ગુણને ગુણીનો સંબંધ છે. પ્રતાપ, પ્રભા, કે અનંતગુણો, અનંતકળાનું અલૌકિકપણું, તે સર્વનો આધાર મૂર્તિમાન ભગવાન છે.

પૂર્ણબ્રહ્મ, સનાતનબ્રહ્મ, કરૂણાનાસાગર, ગુણાતીત મૂર્તિ ભગવાન છે. સર્વ વિશેષણોના વિશેષ્ય છે. સર્વે નામના નામી છે. અને નામ તેને આધારે છે. અંતર્જામીપણું, વ્યાપકપણું, સર્વજ્ઞપણું, અતિ સમર્થપણું, અતિ સુક્ષ્મપણું, અતિશે નિર્લેપપણું, અતિશે નિર્મળપણું, અતિશે કોમળ-પણું, વિદ્યા, વેદ, વિગેરે તમામ મહા તેજોમય, દિવ્યવિગ્રહ, મૂર્તિમાન, ભગવાનનાં છે. મૂર્તિ વગર, નિર્મળપણું, કોમ-ળપણું, કાળીલપણું, અલૌકિક ઐશ્વર્યે યુકતપણું, સર્વેશ્વરપણું, કયાંથી હોય ? આ સર્વે જેટલા અલૌકિક ગુણો વર્ણવો, તે સઘળાં નામ કે વિશેષણો તે મહાપ્રતાપી વિશેષ્યનાં છે અને તે સર્વે તેમનાં સ્વરૂપજ છે.

**निष्क्रियम् ब्रह्म**—અનેક જીવોને જન્મમરણરૂપી બં-ધનમાંથી મુકત કરવાનું અપાર ચાતુર્ય, તથા પ્રભા, કળા, જેનામાં રહેલી છે, તે બ્રહ્મ, મૂર્તિમાન સ્વરૂપ, પરમાત્માનું છે. અને એવા તો એ એકજ છે.

**निष्कलम् ब्रह्म**—અનંતકળાએ યુકત, અનંત બ્રહ્માંડો ઉપજાવવા તથા લય કરવા, તથા જીવાડવાની અપાર કળા, જેના સ્વરૂપમાં રહેલી છે, તે બ્રહ્મસ્વરૂપ ભગવાન છે, એ સ્વરૂપની કલ્પના કરવી ઘટીત નથી.

**निराकारम् ब्रह्म**—અંતર્યામીરૂપે, વ્યાપકપણે, નિરાકાર છે, અને બીજી રીતે, મૂર્તિમાન ભગવાનને ગુણાત્મક આકૃતી નથી. આપણા જેવા વિકારી દેહ નથી. એટલે માયાના પ્રાકૃત ગુણે રહિત છે. ને ગુણાતીત, દિવ્યવિગ્રહ, મૂર્તિ છે. કારણકે છાયો, પડછાયો, કે પ્રતિબિંબ, તે મૂર્તિનું નથી. સાકરના નાળીએરની પેઠે તેમના સ્વરૂપનો ત્યાગ ભાગ નથી. વ્યાપકપણે નિરાકાર કહેવાય છે. માટે એકલું તેજ છે, ને મૂર્તિ નથી, એમ કલ્પના કરવી ઘટીત નથી.

**निरंजन-निर्गुणम् ब्रह्म**—સત્વ, રજ, ને તમ, એ ત્રણ માયાના ગુણ, જે ઉપાધીરૂપ છે, તે ગુણોના ભાવથી રહિત ગુણાતીતમૂર્તિ છે. વળી વ્યાપક શક્તિવડે, દરેક ચેતનનું આત્માપણું ધરાવે છે. તે શક્તિ નિર્ગુણ, નિરાકાર છે, ને નિર્વિકારી છે. વળી પ્રભુ મૂર્તિ ધારે ત્યારે પણ વ્યાપક રહ્યા થકા, નિર્લેપ, નિરંજન, નિર્ગુણ, ને નિર્વિકારી છે. તેમનો સંબંધજ નિર્ગુણપણાને પમાડે છે. પારસમણી લોઢાનું સોનું કરે છે તેમ.

**अदृश्यम्-अग्राह्यम्**—માયીક નેત્રે દેખી શકાય નહિ તેવા છે, તે માયીક હાથથી, તેમ ઇંદ્રિયો, અંતઃકરણથી, ચિંતવનમાં આવે તેવા નથી. વળી મનુષ્યમૂર્તિ ધારે ત્યારે, દેહદર્શીજીવો તેમને મનુષ્ય જેવા જાણી, તેમનાં ચરિત્ર

વિષે પ્રાકૃતભાવ પરઠે છે; ને મોહપામી, અવગણના કરે-છે. પણ દૈવી પુરૂષો તેમને ઓળખી કાઢે છે; ને તેમને જેવા પ્રત્યક્ષ જાણે તેવા તે અનુભવી શકે છે ને માયાથી છુટે છે. માટે તેવા ભકતોને તે સ્વરૂપ અદ્રશ્ય નથી તેમ અગ્રાહ્ય નથી.

गीता वाक्य—

क्षेत्रज्ञं चापि माम् विद्धि सर्व क्षेत्रेषु भारत ।
क्षेत्र क्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानम् मतं मम ॥

શ્રી કૃષ્ણભગવાન કહે કે હે અર્જુન! તું સર્વે જીવ પ્રાણી માત્રમાં સર્વે યોનિયોમાં, માયાના તમામ ક્ષેત્રજ્ઞ એવો જે હું, તે મારા સ્વરૂપને ઓળખ. સર્વ જીવોમાં સાક્ષી તરીકે રહેલ એવો જે હું. તેને તું જાણી મારા સ્વરૂપનું જ્ઞાન, મારો આશરો જેને છે, તેજ જ્ઞાની છે, ને માયાથી તર્યો છે, એમ સમજ.

यतो वाइमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति ।
यत्प्रयंत्याभिसं विशन्ति तद्विजिज्ञासस्वतद्ब्रह्म ॥

હે, પરમાત્મા! હે વિભુ! તારી કળા અપાર છે. કારણ કે, જે મહાપ્રભુની કળા ચાતુર્યથી આ સર્વે જીવો, અનેક બ્રહ્માંડના જીવો, ઇશ્વરાદિ દેવો, ઉત્પન્ન થાય છે, જેનામાં ને જેનાથી જીવે છે ને લય પામે છે, એવા સર્વ કારણના કારણ, બ્રહ્મસ્વરૂપ ભગવાન છે, તેને જાણવાની તેના સ્વરૂપને ઓળખવાની ઇચ્છા કરો.

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिष स्वजाते ।

तयोरन्यः पिपलं स्वाद्वत्त्यनश्नन्नन्यो अभिचाकशीति ॥

ऋग्वेद० ॥ मं० २० ॥

द्वा—એટલે, જીવો—જીવો તમામ.

જીવ, ઇશ્વર, આદિ સર્વે, અને પરમાત્મા,જડ—ચેતન, અને સાક્ષીબ્રહ્મ, એમ સહચરિત ચેતન, લાલનપાલન આદિક ગુણોએ કરીને પરસ્પર મિત્રભાવથી જોડાએલા છે; સનાતન છે, અનાદિ છે. પ્રલયમાં સૂક્ષ્મભાવથી જીવો સાથે પરમાત્માનું વ્યાપકપણું સહચરિત છે, અને જીવોનું અનાદિ મૂળરૂપ કારણ, અને તે શાખારૂપ કાર્યયુક્ત વૃક્ષ થઇને પ્રલયમાં પરમાત્મામાંજ વિરામે છે. વળી જીવ, ઇશ્વર, ને માયા, એ ત્રણનો સમુહ ભેળોજ છે. જીવ, ઉપાધીવાળો, ઈશ્વર, ઉપાધીવાળો, એટલે જીવ. ઈશ્વર, માયા, તથા બ્રહ્મનું સ્વરૂપ, એ ભેદો અનાદિ છે, તેને આદિ કહેવાય જ નહિ. એ સર્વેનાં ગુણ, કર્મ, ને સ્વભાવ, પ્રભા, ને શકિત, તે પણ, દરેક દરેકના પ્રમાણુમાં દરેકને આશ્રીને રહેલાં છે, ને અનાદિ છે. જીવ, જીવની કારણ (વાસના) ઉપાધિથી તે તે લક્ષણે અલ્પજ્ઞ, ને રાગેયુકત છે. ઇશ્વર , બ્રહ્માંડની કારણ ઉપાધિથી તેતે લક્ષણે સર્વજ્ઞ, સમર્થ, જગતનો નાથ કહેવાય છે. પુરૂષ છે તે સદાઆશયથી, પ્રકૃતિને પોતામાંથી પ્રગટ કરી, માયાના તમામ ક્ષેત્રને ઉપજાવે છે. માટે અનંત બ્રહ્માંડોનો ક્ષેત્રજ્ઞ, મહાપ્રભુને પ્રતાપે પ્રતાવવાળો થયોછે; ને સર્વાત્મા બ્રહ્મ, કુટસ્થ બ્રહ્મ, કહેવાય છે. તેથી वृक्षंपरिष स्वजाते તે વૃક્ષરૂપે, અનેક બ્રહ્માંડોના કાર્યને ઉપજાવવા

સમર્થ છે. અને જેમ લોમ ઉપજે છે, તેમ તે કાર્યરૂપી બ્રહ્માંડો, વૃક્ષમાં અનુલોમ થાય છે.

પુત્ર કહે છે, પિતાજી. द्वा કહેતાં બે. આમાંતો તમે બહુરૂપ કર્યાં.

પિતા ઉત્તર કરે છે કે, એક બાજુ પુરૂષ–પ્રકૃતિનું કાર્ય, જે અનંત બ્રહ્માંડો, તેના દેવ, ઈશ્વર, જીવ, કોટિ, વિગેરે વૃક્ષનાં ડાળાં, પાંદડાં, ને થડ, વિગેરે સમજવાનું છે. અને બીજી બાજુ બ્રહ્મસ્વરૂપ મૂર્તિમાન ભગવાન, જે શકિત-વડે, અંતર્યામીરૂપે, सखाया समानं દરેકને વિષે વ્યાપકપણે રહ્યા થકા, તારતમ્યપણે સર્વે ક્રિયા પુરૂષ, ને પ્રકૃતિ, એ બે વિભૂતિદ્વારે, ઉત્પતિ, સ્થિતિ, ને પ્રલય, તેનું નિયંતા-પણું ધરાવે છે. માટે સર્વે કાર્ય અનાત્મા છે, ને ભગવાનનું સ્વરૂપજ સત્ય, નિત્ય, ને નિર્વિકારી છે. માટે તેને વિષે પોતાપણું–આત્માપણું, કરવાનું આ મંત્ર શિખવે છે. આ સંબંધી ઘણા આધાર છે. તે ઉપનિષદોના આધાર, પ્રકરણ ૬ માં જણાવેલા છે તે વાંચી લેશો.

પુત્ર પૂછે છે કે, કેટલાક, જીવ, ઇશ્વર, ને માયાને, એક ગણી બ્રહ્મનેજ જૂદા માને છે તેનું કેમ ?

પિતા ઉત્તર આપે છે કે, પરમાત્મા જેટલી કોઈની દૃષ્ટિ પડે નહિ. તેથી સૌએ રૂચી પ્રમાણે પોત પોતાને સમજાયું હોય તેમ જણાવેલું છે.

પણ સત્યવસ્તુ જેમ છે તેમ મહાપ્રભુ પોતેજ અવ-તાર ધરે ત્યારે જણાવી શકે છે. માટે આ મંત્રમાં द्वा કહેતાં પુરૂષપ્રકૃતિનો આખો સર્ગ, અનાત્મા કહેવાય છે. અને બ્રહ્મ એજ આત્મા, સર્વનો આત્મા સર્વમાં વ્યાપક છે, ને

નિયંતા છે. માટે જીવ, (માયાના કાર્યના સઘળા જીવો) જે તે વૃક્ષરૂપ, સંસારમાં પાપ, પુણ્યરૂપ તથા પ્રતાપનાં ફળોને **स्वाद्वत्ति** સારે પ્રકારે ભોગવે છે. પરમાત્મા તે સઘળાને ભોગવવા દે છે. પણ તે સહચરિત છે; છતાં, નિર્વિકારી, રહે– છે. જીવ સાથે થએલાં કર્મોનાં ફળોને ન ભોગવતો થકો, સાક્ષીરૂપે, સર્વે ઠેકાણે વ્યાપક–પ્રકાશી રહ્યો છે. જીવ, ઈશ્વર, માયા, પુરૂષ, ને પુરૂષોત્તમ, એ સર્વે ભેદો અનાદિ છે ને તે સાબીત થાય છે. પુરૂષ પ્રકૃતિનો સઘળો સર્ગ અનાત્મા ગણાય– છે. અને એક બ્રહ્મસ્વરૂપપુરૂષોત્તમ, તેજ આત્મા ગણાય છે. માટે સર્વે ભગવાનનું શરીર છે. પ્રકૃતિનું કાર્ય તે શરીર છે જેનું, ને સર્વેના શરીરી પરમાત્મા છે; માટે શાસ્ત્રકારોએ સર્વેને બ્રહ્મ કહ્યા હોય એમાં શું આશ્ચર્ય છે? કારણકે ભગવાનને વિષે જડ,અને ચેતનરૂપ, જે બે પ્રકૃતિ, તે સંકોચ વિકાશ અવસ્થાએ કરીને પોતપોતાના કાર્ય સોતી સુખે કરીને રહી છે, અને એ સર્વેને વિષે ભગવાન પણ અંતર્યામીરૂપે, કારણપણે, રહ્યાં છે. માટે એ સર્વે શક્તિના કારણ મૂર્તિમાન બ્રહ્મસ્વરૂપભગવાનને ઓળખી લેવા; તેને જે ઓળખી શકે છે, મહિમાએ સહિત જાણી શકે છે, પ્રત્યક્ષ અનુભવ કરી શકે છે, તેજ પૂરો જ્ઞાની છે. ને તેજ મુક્ત છે.

**कारण भावात् कार्य भावः ॥**

કારણના હોવાથી જ કાર્ય થાય છે. કારણ ન હોય તો કાર્ય ક્યાંથી બને ? જીવને, અને ઈશ્વરને, કારણ ઉપાધિ છે, તે વ્યકિતગત કાર્યરૂપ દશ્યમાન થાય છે. પણ જેનું

કારણ નથી, તે સર્વે કાર્યોનું કારણ બને છે. એટલે પરમાત્મા સર્વેના કારણ, ને પ્રકાશી છે, નિયંતા છે,ને પ્રવર્તક છે. જેથી પ્રકૃતિ–પુરૂષ, કાળ, તથા, ઇશ્વરો, તથા જીવો, અનાદિથી છે. અને લયમાં ઉપાધીવાળા જીવો, પ્રકૃતિમાં સમાય છે. પ્રકૃતિપુરૂષમાં, અને પુરૂષ જે ક્ષેત્રજ્ઞ, કુટસ્થ તે બ્રહ્મમાં લીન થાય છે. અનાદિ હોવાથી કાર્ય પરત્વે આ બ્રહ્માંડોની ઉત્પત્તિ થાય છે. એમાંથી એક પણ ન હોય તો જગત્ પણ ન હોય. માટે સર્વે પરમાત્માથીજ થાય છે, અને તેજ અકર્તા છે, અકર્તા છે, અને મહા સમર્થ છે. કર્મોનું ફળ પ્રભુ, જે જીવોને આપવા ઇચ્છે છે, તે જીવોને આપે છે. અને કેટલાકને ઉદ્યમ કરતાં છતાં પણ, તેની મરજી ન હોય તો, તે જીવો ફળ મેળવી શકતા નથી. આથી મારૂં કહેવું એમ નથી કે પુરૂષાર્થ ન કરવો. ઉદ્યમ કરવો, ને પરમાત્મા ફળ આપે વા ન આપે, તેમાં સંતોષ માનવો; પણ જેવાં જીવ કર્મ કરે છે, તેવાંજ ફળ પરમાત્મા દરેક જીવને આપે છે જ.

અવશ્ય યાદ રાખવું કે, કોઈઆત્મા, કોઈ જીવ, કે કોઇ મહાપુરૂષ, કે માયા, સ્વતંત્રપણે પ્રકાશ કરવા સમર્થ નથી. કોઇ સ્વતંત્ર નથી. પરમાત્માની દૃષ્ટિ વિના, જડ, ચેતનનો સમુહ, કાર્યરૂપે દૃશ્યમાન થઇ શકતો નથી. પરમાત્માની યોગકળાથીજ, અપાર ચાતુર્યથી જ, સર્વેનો સંભવ છે. કર્તા વિના ક્રિયાજન્ય કોઈ પણ પદાર્થ બની શકતો જ નથી. તેમ કર્તા હોય પણ સાધનને અભાવે કાર્ય ઉપજે નહિ. સોની છે પણ સોનું, ઓજાર, ન હોય તો સોનાની

અનેક આકૃતીઓ ક્યાંથી બને ? એકાદ ખુટતું હોય, તો પણ ન બને. માટે પ્રભુ હોય, અને પ્રકૃતિ, પુરૂષ, ને જીવો, વિગેરે ન હોય તો સિદ્ધ ક્યાંથી થાય. માટે મહાપ્રભુ કર્તા, અને સર્વના નિયંતા, આત્મા—અને અનાત્મા પુરૂષ પ્રકૃતિનું કાર્ય, જીવ, ઇશ્વર, માયા, આદિક સર્વે અનાદિ છે, નિત્ય છે, સત્ય છે, ને સનાતન છે. અને સૌ સૌની લક્ષણા જૂદી છે. અને પુરૂષોત્તમનારાયણ, સૌથી પર, ને અતિ વિલક્ષણ છે. તેને તુલ્ય કોઇ પણ હોઇ શકતો નથી. તેને ભજીને તેના તદાકારણપણાને પામે, તોપણ અનાદિ સિદ્ધ મહાપ્રભુની મૂર્તિ જેવો અનન્તજ્ઞાન, ને રૂડા કલ્યાણકારી ગુણે તથા સામર્થ્યે યુક્ત, કોઇ બન્યો નથી, બનશે નહિ, ને બનનારજ નથી. તેતો એકજ મહાપ્રભુ, બ્રહ્મસ્વરૂપ ભગવાન છે. ને આ સર્વે તેનાં વિશેષણ છે. સૂર્ય ચંદ્રાદિક, તથા સર્વે જીવોને નિયમન કરવા યોગ્ય, તથા અનેક બ્રહ્માંડોની વ્યવસ્થા કરવા યોગ્ય કર્તા, મહાપ્રભુજ છે.

પરમાત્માના ગુણ, કર્મ, સ્વભાવ, તથા શક્તિ, તે અનાદિ સિદ્ધ છે. તેમ જગત્, તથા જીવો, પણ પોતાનાં ગુણ, કર્મ, સ્વભાવે યુક્ત, અનાદિ સિદ્ધ છે, અને જગતનું ઉત્પન્ન થવું, ને લય થવો, તે પણ અનાદિથીજ છે. સર્વે બ્રહ્માંડમાં તેમની દૃષ્ટિ, તેમની રચના, એકજ સરખી છે. પણ જીવો અસંખ્યાત જૂદા જૂદા છે. અને જ્યાં જેને ઘટે ત્યાં તેને તે દેહ થકી ઉપજાવે છે. જેમ રાજાને આધિન પ્રજા, અને દિવાન, તથા સુબા, તથા હલકા નોકરો છે; અને અનેક

ગામડાંની ખબર રાખે છે, ગામડાં નવાં વસાવે છે, ને રાજ્ય-તંત્ર ચલાવે છે, તેમ મહાન્ પિતા, પુરૂષદ્વારે પ્રકૃતિનું સઘળું ક્ષેત્ર ચલાવે છે, અને સર્વે બ્રહ્માંડોનું તંત્ર ચલાવી રહ્યાછે. બ્રહ્માંડોનાં કાર્યનો ભાર જો વધી પડે, અથવા કોઇ અભિમાની અસુર કોઇને તાબે ન રહે, તો તેનું અભિમાન તોડવા, તેનો નાશ કરવા, તેથી અધિક સામર્થ્યવાળા અવતાર ધરાવે છે, અને તેનો પરાજય કરાવે છે. અનેક અવતારો લેવાયા છે, લેવાય છે, અને લેવાશે. પણ દરેક બ્રહ્માંડમાં બ્રહ્મમૂર્તિભગવાન પોતે એકજ વખત મનુષ્ય મૂર્તિ ધારે છે. તે અનંત જીવોના પરમ કલ્યાણને માટે જ ધારે છે. મુક્તાત્માઓને પણ મોકલે છે. અને અવિદ્યાનો નાશ કરાવે છે. માટે બ્રહ્મસ્વરૂપ-પરમાત્મા કર્તા છે, હર્તા છે, ને ઉપાદાન કારણ, ને નિમિત્ત કારણ છે.

પુત્રઃ-પિતાજી ! વેદોની ઉત્પત્તિ કેવી રીતે થઈ ? કારણ કે વેદના મંત્રો શ્રુતિઓ તથા ઉપનિષદોથીજ પરમાત્માનું સ્વરૂપ જેમ છે તેમ જાહેર થાય છે. અને દરેક બ્રહ્માંડમાં રીતિ એક છે કે અન્ય છે ?

પિતાઃ—દરેક બ્રહ્માંડમાં આપણા બ્રહ્માંડ પ્રમાણે જ ઉત્પતિ, સ્થિતિ, ને પ્રલય, તથા વિદ્યા-વેદના મંત્રો ઉપજે છે. ને જે પ્રમાણે ઉપજે છે, તે પ્રમાણે જ તેનો પ્રતિલોમ થાય છે. અને દરેક બ્રહ્માંડમાં ભગવાન પોતે એકજ વખત અવતારનું ધારણ કરે છે. તે ધામમાં રહ્યા થકાજ જ્યાં જેવું રૂપ પ્રકાશ્યું જોઇએ ત્યાં તેવું રૂપ પ્રકાશે છે. માટે પરમાત્મા એકજ એકદેશી થકા, સર્વદેશી ગણાય છે. અને તેમની તુલના

કોઇ કરી શકે તેમ નથી. તે સર્વેના વિશેષ્ય, નિયંતા, પ્રેરક ને પ્રવર્તક છે. હવે હે પુત્ર, વેદોની ઉત્પત્તિ કેવી રીતે થઇ, તે તું સાંભળઃ—

મનુસ્મૃતિમાં જણાવેછે છે કે, પ્રથમ જગતની ઉત્પત્તિમાં પરમાત્માએ ચાર મહર્ષિયો મોકલ્યા છે. અગ્નિ, વાયુ, આદિત્ય, અને અંગિરા, જેમણે બ્રહ્માને વિદ્યા ભણાવીછે. અને બ્રહ્માથકિ–અગ્નિ થકી રૂગ્વેદ, વાયુ થકી યજુર્વેદ, આદિત્યની વિદ્યા થકી સામવેદ, અને અંગિરા થકી–અથર્વ વેદનો પ્રકાશ થયો છે. આ પ્રમાણે ઇશ્વર પ્રણીતવેદ ગણાય–છે, અને ભારતભૂમિ જેવી વિદ્યા કોઇ પણ દેશમાં નથી.

માટે પરમાત્માનું સ્વરૂપજ ઓળખવા યોગ્ય છે, જાણવા યોગ્ય છે, जन्माद्यस्य यतः ॥ પરમાત્માથીજ સર્વે ઉત્પન્ન થાય છે. સ્થિતિને પામે છે, ને લય પામે છે, તે પરમાત્માનું સ્વરૂપ ઉપાસના કરવા યોગ્ય છે, યથાર્થ જાણવા યોગ્ય છે. ભગવાન પોતે અવતાર ધારણ કરે છે, અથવા તેમના સાચા સંતને અવતાર ધરાવે છે, ત્યારે જ વેદવાણીના સાચા અર્થ સમજાય છે. વેદોમાં તમામ વિદ્યા છે. તે વિદ્યાનો પ્રકાશ પણ સત્પુરૂષોથી જ થયો છે, થાય છે, અને થશે. મનુસ્મૃતિ, યાજ્ઞવલ્કયસ્મૃતિ, ગીતા, વચનામૃત, ગુણાતીતાનંદ સ્વામીની વાતો, સાંખ્ય–યોગ શાસ્ત્રો, ન્યાય, પંચરાત્ર, તમામ શાસ્ત્રો વેદોક્ત પ્રમાણથીજ ઉપજાવેલાં છે. વળી તમામ કળા–કૌશલ્ય, રાજ્યનિતિ, ગૃહસ્થાશ્રમ વિગેરે આશ્રમના ધર્મો, તેમજ બ્રહ્મવિદ્યાનું કારણ વેદ જ છે, અને તે અવતારી પુરૂષોની પરાવાણી છે. પણ બ્રહ્મવિદ્યાનું ખરૂં

રહસ્ય તો જ્યારે પુરૂષોત્તમ ભગવાન મનુષ્યમૂર્તિ ધારે-છે, અને વેદશાસ્ત્ર સમજાવી, સાચા અર્થ કરી બતાવે છે, ત્યારેજ તેમની કૃપા થકી સમજાય છે. માટે ભગવાને જે જે શાસ્ત્રો રચ્યાં છે અથવા રચાવ્યાં છે, તે સત્શાસ્ત્ર કહેવાય-છે, ને બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરાવે છે. ગમે તે ભાષામાં હોય, તોપણ તે પ્રમાણભૂત છે. પરમાત્માના સ્વરૂપને નિરાકાર કહેનાર, તેના સ્વરૂપને યથાર્થ નહિ સમજનાર પુરૂષ, જે શાસ્ત્ર કરે, તે અસત્શાસ્ત્ર માન્ય કરવા યોગ્ય નથી. કારણ-કે, તેમાંથી ભગવાનના સ્વરૂપનો દ્રોહ થાય છે, અને મોક્ષને બદલે અધોગતિ પ્રાપ્ત કરાવે છે. માટે સત્પુરૂષ કે ભગવાને જે જે શાસ્ત્રો બનાવેલા હોય, તેજ વાંચવા તથા વિચારવા યોગ્ય છે.

સત્પુરૂષ થકીજ સત્શાસ્ત્રોની સમજણ ગ્રહણ કર-વામાં આવે, તોજ બ્રહ્મવિદ્યાનો સાક્ષાત્કાર થાય છે, અને ભગવાનના સ્વરૂપનો આનંદ અનુભવાય છે. એ સિધ્ધાંત વાર્તા છે.

આ પ્રમાણે અનેક શાસ્ત્રના આધાર તથા પુરાવાથી સાબીત થાય છે કે, પરમાત્મા એકજ છે; ને તેની તુલના કોઇ કરી શકનાર નથી. તેમનું સ્થાન બ્રહ્મપુર ધામ છે.

**चिदाकाश रूपे दिव्य ब्रह्मपुरे परमात्मा प्रतिष्ठितः ॥**
**यदाहि अक्षरं ब्रह्म दिव्यधाम सनातन ॥**
**वस्तु सच्चिदानंदानन्ताद्वयं ब्रह्म ॥ ॥ श्रुति० ॥**

વિગેરે મહાવાક્યો, મહાતેજોમયધામ–બ્રહ્મપુર–ચિદાકાશ–સચ્ચિદાનંદબ્રહ્મ જે અક્ષરધામ તેને વર્ણવે છે. તે અમૃત, અવ્યય ધામ, તે ભગવાનનું સગુણસ્વરૂપ છે.

( ૧ ) સગુણસ્વરૂપ, ધામરૂપે, વિભૂતિરૂપે, અનંત બ્રહ્માંડોને, મુક્તોને, તથા સર્વેને, ધારણ કરી રહ્યા છે. તે અનંત, અમાપ, મહાતેજોમય ધામ, અતિ મોટું, સર્વે વિભૂતિનાં સ્થાન, લોક, ને ભોગ, તેને આવી રીતે ધારણ કરી રહ્યું છે. જેથી તે ધામની મોટપને મહિમાનો પાર નથી. તે ધામમાં રહ્યા થકાજ, જે બ્રહ્માંડમાં જે જે રૂપ પ્રકાશ્યાં જોઇએ, તેવા તેવા રૂપને પ્રકાશ કરે છે. આ ધામમાં બિરાજમાન રહ્યા થકાજ એકદેશી, તે સર્વદેશી ગણાય છે. પોતાની યોગકળાએ અનંતરૂપ ધારે છે, ને અનંતરૂપે બ્રહ્માંડમાં પણ દેખાય છે; અને બ્રહ્માંડ, બ્રહ્માંડ પ્રત્યે જ્યાં જેવું રૂપ ધારણ કરાવવું જોઇએ ત્યાં તેવું રૂપ, પોતે ધામમાં રહ્યા થકાજ પ્રકાશે છે.

(૨) બીજી શક્તિ, નિર્ગુણ સ્વરૂપે, સચ્ચિદાનંદરૂપે, સાક્ષીરૂપે, અતિ સૂક્ષ્મ થકી પણ અતિ સૂક્ષ્મ, સર્વેને વિષે આત્માપણું ધરાવે છે, જેથી સર્વે ભગવાનનું શરીર કહેવાય છે. પરમાત્મા, સર્વના આત્માપણે પ્રવેશ કરીને, દરેક જીવાત્માને વિષે વિશિષ્ટ રહ્યા છે, તોપણ અતિશે નિર્વિકારી, ને અસંગી છે, ને વિભુપણાના પોતાના સ્વભાવે યુક્ત વર્તે છે.

ઉપર પ્રમાણે બન્ને શક્તિઓ સ્વરૂપ લક્ષણાએ સદા સનાતન છે. ને તે વડેજ પ્રકાશક, ને પ્રવર્તકપણે, મહાપ્રભુ

વર્તે છે. આ બન્ને સ્વરૂપ, ને અપાર દિવ્યગુણો, મૂર્તિમાન બ્રહ્મસ્વરૂપ, પુરૂષોત્તમનારાયણનાં છે, ને મૂર્તિને આધારે છે. અને સકળ કાર્યનો આધાર બન્ને શક્તિ છે માટે તે સરખો થાવા કોઇ સમર્થ નથી. કર્યું ભગવાનનુંજ થવાનું છે. કાળ, કર્મ, માયા, ભેરવ, ભવાની, દેવ, દેવીઓ. એમાંથી જીવને સુખ, વા દુઃખ, દેવાને અર્થે કોઇપણ સમથ થાતા નથી. મુવાને જીવતાં કરવાં, જીવતાંને સુખી, વા દુઃખ. કરવાં, તે તેના કર્મ—પ્રારબ્ધ પ્રમાણે કરાવવાને તો એક પરમાત્માજ સમર્થ છે. મંત્ર, જંત્ર, મેલીવિદ્યા વિગેરેનું જો કાંઇ ચાલતું હોતતો, મોટા રાજાઓ જેની ઉપર ઘણાક શત્રુઓ છે તેઓ જીવતા તથા સુખી શી રીતે રહી શકે? જો મંત્ર, જંત્રે કરીને સિદ્ધિ થાતી હોય, તો, રાજાઓ જેવા ધનાઢય લાખો રૂપીઆ ખરચીને તેવા વિદ્યાવાળાઓને રાખીને, પ્રતીપક્ષીને કાં ન મારી નાંખે ? પણ એ સઘળો વહેમ છે, ને એવું કોઇ ઠેકાણે દેખાતું નથી. માટે નિર્ભય થકા પરમાત્માનો આશરો કરવો, એજ ઉત્તમ માર્ગ છે, કાળ, કુદ્રત, કે કર્મ, કોઈ કંઇ કરી શકનાર નથી.

હે સુજ્ઞજનો! મોક્ષ માટે પરમાત્માનો આશરો કરવો એજ અતિ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ઉપાય છે. માટે નિરાકારપક્ષ, તેમજ નાસ્તિકવાદ, કાળ, કર્મ, ને સ્વભાવનેજ માનનાર, તથા બીજા કબીર, નાનક, વિગેરે, વાદ—ભૂલવણી ખવરાવે તેવા છે. તેથી સત્યવસ્તુ જે પરમાત્મા, તે સ્વરૂપને ઓળખી, મોક્ષનો માર્ગ સિદ્ધ કરશો એજ વિનંતી છે. મહાપ્રભુ પરમાત્માનું સ્વરૂપજ ઉપાસનીય છે, ભજનીય છે, ને પૂજનીય છે, પણ

તે સિવાય, દ્વૈતસિદ્ધિ, અદ્વૈતસિદ્ધિ, કૈવલ્યપદસિદ્ધિ, એ સર્વે ફાંફાં છે. ઝાંઝવાંનાં જળ સમાન છે. અને એકેયમાર્ગ, આત્યંતિક મોક્ષપ્રદ નથી. સત્યગ્રહણ કરવું, ને અસત્યનો ત્યાગ કરવો, એજ વિનંતી છે.

વેદશાસ્ત્ર, ધામની શુદ્ધિ બતાવે છે. ધામ, જે સચ્ચિદાનંદબ્રહ્મ, તે સગુણસ્વરૂપના કારણ, મૂર્તિમાન બ્રહ્મસ્વરૂપ ભગવાન છે; અને તે દિવ્યવિગ્રહ છે. અને બ્રહ્મ તથા પરબ્રહ્મનો અન્યોન્યાશ્રયપણાનો અભેદમહિમા જણાવે છે; શુદ્ધ આત્મસ્વરૂપ તથા પરમાત્મસ્વરૂપનો સ્વરૂપ, સ્વરૂપીભાવ જણાવે છે. અને મહિમા પણ તે પ્રમાણેજ સર્વશાસ્ત્રો બતાવી રહ્યાં છે. પણ બ્રહ્મ તથા પરબ્રહ્મનાં સ્વરૂપ જેમ છે તેમ તેના પરમએકાંતિક સાચા ભક્ત થકીજ સમજાય છે; અને એટલા માટેજ નિરંતર સમાગમ કરવાની જરૂર સત્શાસ્ત્રો જણાવે છે.

---

## પ્રકરણ. ૮.

---

## ભગવાન અવતાર કેમ ધરે છે?

---

આ બ્રહ્માંડ, તથા અનંત બ્રહ્માંડોનો કાર્યક્રમ ચલાવવા માટે જ બ્રહ્માંડ, બ્રહ્માંડ, પ્રત્યે જ્યાં જેવું રૂપ પ્રકાશ્યું જોઈએ, ત્યાં તેવા રૂપને બ્રહ્મપુર ધામમાં બિરાજમાન રહ્યા થકા પ્રકાશે છે, અને પોતે પરમાત્મા તો સદાય

ધામમાં રહે છે. પોતાની યોગકળાએ કરીને દરેક બ્રહ્માંડમાં એકજ વખત અવતારનું ધારણ કરે છે. કાર્યને માટે, ધર્મની રક્ષા કરવા માટે, પાખંડી, દ્વેષી, તથા અસુરોનો નાશ કરવા, દરેક બ્રહ્માંડમાં કાર્ય ઉકેલવા, અનંત અવતાર ધરાવે છે.

ઉપનિષદમાં કહે છે કે, **परोपकाराय सतां विभूतयः ॥** ધર્મની રક્ષા કરવા, અવિદ્યાનો નાશ કરવા, અનેક જીવોને પરોપકાર રૂપી અભયદાન દેવા, સત્પુરૂષોને પૃથ્વી ઉપર પરમાત્મા મોકલે છે. ખરો પરોપકાર શું? બ્રહ્મવિદ્યાનું દાન કરવું તેજ ખરો પરોપકાર છે. બ્રહ્માને વેદ ભણાવવા મહાર્ષિયોને પરમાત્માએ મોકલેલછે. વળી મનુભગવાન જણાવે છે કે, સર્વે દાન કરતાં બ્રહ્મવિદ્યાનું દાન શ્રેષ્ઠ છે.

**सर्वेषामेवदानानाम् ब्रह्मदानं विशिष्यते ॥**

અન્ન, ગાય, સોનું, પૃથ્વી, વસ્ત્ર એ સર્વે દાન કરતાં બ્રહ્મવિદ્યા ભણાવવી, ને તેનું દાનકરવું, તે અભયદાન સૌથી શ્રેષ્ઠ છે.

આ વિદ્યા અગમ્ય છે, તે વળી પુરૂષપ્રયત્નથી શીખાય તેમ નથી. તેને માટે બ્રહ્મનિષ્ટ, શ્રોત્રિય, ને શાબ્દેપરી, સંત-મહાત્માની પૃથ્વી ઉપર જરૂર છે. તેથી અવતાર, અથવા સંત, પૃથ્વી ઉપર જરૂર પધારે છે, અને વિદ્યાનો પ્રકાશ કરે છે. માટે અવતાર ન થાય, એ કલ્પના વ્યર્થ છે. શ્રી કૃષ્ણગીતા જણાવે છે કે—

**यदा यदाहि धर्मस्य ग्लानिर्भवति भारतः ।**
**अभ्युत्थानमधर्मस्य, तदाऽत्मानं सृजाम्यहम् ॥**

જગતમાં જ્યારે અસુરો વધે છે, અધર્મ, અન્યાય, પ્રપંચ, પ્રવર્તે છે, ત્યારે ધર્મની પડતી થાય છે. એટલા માટે ધર્મની રક્ષા કરવા, અધર્મને હઠાવવા, ને અસુરોનો વધ કરવાને, શ્રી કૃષ્ણચંદ્ર કહે છે કે, હું મારા આત્માને પૃથ્વી ઉપર મનુષ્યરૂપે ધારણ કરાવું છું. વળી દૈવી પુરૂષો, ભગવાનની આરાધના કરવાવાળા, ભગવાનની પ્રાપ્તી માટે તપ કરે છે, ભકિત કરે છે, જપ જપેછે, ને ભગવાન સિવાય બીજું કંઇ વહાલું કરતા નથી, તેવા ભગવાનની પ્રાપ્તીનેઅર્થે તરસ્યા જીવોના કલ્યાણને માટે પણ પોતે પ્રગટ થાય છે, ને તેમને સાક્ષાત્સંબંધ કરાવી નિર્ગુણપણાને પમાડે છે. આવા અનેક કારણોથી અવતારનો સંભવ છેજ.

(૧) પરોપકારને અર્થે અભયદાન દેવા માટે.

(૨) ધર્મની ગ્લાનિ, ને અધર્મ, બહુ ફેલાય છે ત્યારે અસુરોનો નાશ કરવા.

(૩) ભકત, તથા દૈવી પુરૂષોને, નિર્ગુણ કરવા, સાધુઓની રક્ષા કરવા, તથા તારવા, તથા ધર્મનેઆશ્રીને ત્રીશ લક્ષણ જે દૈવી ગુણો રહ્યા છે, તેનું રક્ષણકરવા, તથા સંસ્થાપવા માટે અનેક વાર પ્રગટ થાય છે.

(૪) કેવળ નામોચ્ચારણથી, તેમજ કેવળ જાણવાથી, કે ભણવાથી, બ્રહ્મવિદ્યા પ્રાપ્ત નથી થતી. નામ સ્મરણ કરવાથી પુણ્ય થાય છે, અને પાપનો નાશ થાય-

છે, સંસ્કાર સારા થાય છે, પણ પ્રત્યક્ષસ્વરૂપ નામી વિના જીવની અવિદ્યાનો-વાસનાનો નાશ નથી થતો. તેટલા માટે નામી-કહેતાં પ્રત્યક્ષ ભગવાનનુંસ્વરૂપ, નયન-ગોચર છે, તેજ મોક્ષપ્રદ છે.

આ સિદ્ધાંત વેદાનુસાર હોઇ તેનો સંપૂર્ણ ખૂલાસો અમે-ભગવાનની પરીક્ષાના પ્રકરણ ૧૦ માં આપ્યો છે, તે વાંચી જોવો.

(૫) વેદશાસ્ત્રમાં-પરમાત્માનુંસ્વરૂપ ત્રણપદ ધારણ કરે છે.

**( १ ) तत्पद ( ५ ) त्वम्पद ( ३ ) असिपद.**

આ ત્રણે પદ ધારણ કરનાર, પરમાત્માનું સ્વરૂપ જાણવા યોગ્ય છે.

तत् પદ ધારણ કરે છે, તે પરમાત્માનું સ્વરૂપ જાણવા યોગ્ય છે. હવે પ્રશ્ન એ છે કે, જો પરમાત્મા અવતાર ન ધારે, કે ન ધરાવે, તો આ ત્રણનો અર્થ આપણે સમજી શકીશું નહિ, અને તે ત્રણે પદના સ્વરૂપ ન સમજાય, તો આપણી અવિદ્યાનો નાશ કેમ થાય? અને ત્રણે પદવાળા આપણે ગુણાતીત કેમ થઇએ? અથાત્ નજ થઇએ.

ભગવાન જ્યારે મનુષ્યમૂર્તિ ધારણ કરે છે, ત્યારે **तत्** પદ ધારણ કરે છે. અસમર્થપણું, જીતવાપણું, હારવાપણું, ને મનુષ્ય જેવાજે ભાવ તે બતાવે છે, તે પરમાત્માનું ધારણ કરેલું तत् પદ છે. **त्वम्** પદ ધારણ કરે, ત્યારે સમર્થની પેઠે વર્તે, ચહાય તે કરે, પ્રતાપ

વાપરે, ને ન થવા જેવું દેખાતું હોય, તે પણ કરી બતાવે.

(૩) **અસ્તિ** પદ એટલે, ગુણાતીતસ્થીતિએ વર્તે, ને જગતનું કાર્ય કંઇ પણ દૃષ્ટિમાં ન આવે. માટે મહાસમર્થ ભગવાન માણસ જેવા થઇ, ગમે તેવી ચેષ્ટા કરતા હોય, ગમે તેમ વર્તતા હોય, પણ તે સ્વરૂપને ગુણાતીત જે જાણે-છે, ને પ્રાકૃતચરિત્ર દેખીને મોહ નથીપામતો, તે ભક્ત પણ ત્રણે પદનો ધારવાવાળે, ને ગુણાતીત થાય છે. માટે મોટા સમર્થમુકતો, કે ભગવાનમાં સમર્થપણું, કે અ-સમર્થપણું દેખાય, તેમાં મોહ કયારેય ન પામવો. પણ ભગવાન કે સંતમહાત્માનું પૃથ્વીઉપર વિચરવું, તે અનેક જીવોના કલ્યાણ ને અર્થે છે.

(૬) અવતાર ન ધરે તો. ભગવાનની, કે સંતની, કે મોટાપુરૂષની, પરીક્ષા તથા ઓળખાણ જ પડી શકે નહિ, ને બ્રહ્મજ્ઞાન સિદ્ધ થાય નહિ.

કારણકે, પ્રત્યક્ષ દર્શન કરાવી, સંબંધ કરાવી, જીવના મન, ઇંદ્રિયો, ને જીવતદાશ્રિત અનુભવજ્ઞાન સિદ્ધ કરાવે-છે. બ્રહ્મા વેદજ કેવી રીતે બોલત ? જો તેમને અગ્નિ, વાયુ, આદિક ચારે મહાત્માઓએ અવતરીને વેદવિદ્યા ન ભણાવી હોત, તો અપાર જે વેદનું જ્ઞાન તે પ્રકાશને પામતાજ નહિ. માટે સાક્ષાત્કારકરવા, તથા કરાવવા, તથા છેલ્લો જન્મ થવા, જીવાત્માને સાક્ષાત્ અનુભવ વગર, કેવળ પુરૂષાર્થેથી વિદ્યા પ્રાપ્ત થઇ શકતીજ નથી. બીજાં અનુ-માન આદિક પ્રમાણોથી, સંસ્કાર થાય છે, ને અનેક જન્મે જીવની અવિદ્યાનો નાશ થવા સંભવ છે. દુધને વાંચવાથી

તથા તેના ગુણ જાણવાથી, અનુમાન કરવાથી, રંગ, રૂપ, કદાપી જાણીશકાય, પણ પીધાથી, પાચનથયાથી, જે સુખ દુધનું આવે છે, તેવું સુખ દુધના ગુણભણવાથી તથા દેખવાથી આવેજ નહિ.

(૭) અવિદ્યા—એટલે અનાદિ કારણરૂપ અંધકારના આવરણ ને જાણવું, તે સંતસમાજથી નોખોપડેલો જીવાત્મા, શું માયાનાં આવરણને–આઠ આવરણને ભેદી શકશે? ના, ના. કદાપી તે બનવા યોગ્ય નથી. કેવળ આત્મજ્ઞાનથી, વિદ્યાભણવે કરીને તો, શુભગુણો ધારણ કરીશકે, શુભ આચારો આચરી શકે, બુદ્ધિ નિર્મળ કરી શકે, ને કદાપી સુખ, દુઃખ, માન, અપમાન, જય, પરાજય, તેમ કામ–ક્રોધાદિક, દોષથી આત્મસત્તાએ કરીને, ન લેપાતાં સુખી રહે. નિવૃત્તિમાર્ગ, કે પ્રવૃત્તિમાર્ગમાં આચરેલાંશુભ કર્મો, સુષુપ્તિ રૂપ જે જીવની માયા, તેમાં લય પામે છે; તો પછી તે પર સામ્યાવસ્થારૂપ જે મહાકારણ તુર્યપદ, તે અવસ્થા, જીવાત્મા કેમ ઓલંઘી શકે ? નજ ઓલંઘી શકે. એટલામાટે અવિદ્યા જે માયા–મહામાયાનાં આવરણ ભેદવાની જેની ગતિ હોય, તેજ પુરૂષ, આવરણ ભેદાવી શકે છે. માટે અવતારનું તથા સત્પુરૂષોનું પૃથ્વી ઉપર અનેક વાર વિચરવું થાય છે ને થશે.

(૮) જેમ સુર, તેમજ અસુર. સત્પુરૂષ, તેમજ અસત્પુરૂષો, પણ પૃથ્વી ઉપર વિચરે છે. અસત્પુરૂષો ગમેતો તે પંડીત થાય, વેદ ભણે, પણ તેમની બુદ્ધિ શ્રાપીત હોવાથી, અવળી સમજણનાં શાસ્ત્ર પ્રવર્તાવેછે. જેમ

આદિ પુરૂષ જે વિરાટ તે થકી માયાએ કરીને સર્વે આકૃતિઓ જગતની જણાય છે, અને કલ્યાણને અર્થે મન વશ કરવું, સઘળે બ્રહ્મની ભાવના લાવવી, આત્મા સો પરમાત્મા, એમ સઘળે બ્રહ્મ છે, અને તેજ વ્યાપેલા છે. માટે સ્ત્રી, પુરૂષ, સૌ બ્રહ્મ છે, સર્વે બ્રહ્મના અંશ છે, આવી વિપરીત સમજણવાળા, શાસ્ત્રમાંથી પણ અવળી સમજણ ગ્રહણકરી, શાસ્ત્ર કરે, અથવા ઉપદેશકરે, અને સર્વે ભોળાજીવોને કલ્યાણના માર્ગમાંથી પાડી નાંખે, ને એમ કહે કે, બ્રહ્મ, સ્થાવરજંગમ રૂપે થાય છે, ને તેમાં વ્યાપક પણ રહ્યા છે. ને જ્ઞાનમાર્ગ કરતાં કરતાં ભગવાનના સ્વરૂપનો અપાર દ્રોહ કરે છે, ને કરાવે છે. ઉપાસનાનું ખંડન થઈ જાય છે, ને તેના સંગી સર્વે, ઘોર નરકના અધિકારી બને છે, ને બીજાને બનાવે છે. માટે વિપરીત જ્ઞાન જે પ્રગટ થાયછે, તેના સવળા અર્થ કરીબતાવવા ભગવાન, કાં મોટા મુક્ત, પૃથ્વી ઉપર જરૂર અવતાર લેછે, અને સર્વે શાસ્ત્રથકી અવળી–વિપરીત સમજણ દુરકરી સત્યજ્ઞાન જે બ્રહ્મવિદ્યા, તેનો પ્રકાશ કરે છે. ને મહાપરોપકાર કરી. અનેક જીવોને કલ્યાણને માર્ગે ચઢાવે છે.

(૯) શાસ્ત્રો શું કહે છે?

(૧) વેદશાસ્ત્ર જણાવે છે કે, **परोपकाराय सतां विभूतयः॥** કેવળ પરમમોક્ષને માટેજ અનંતજીવોને તારવા બ્રહ્મસ્વરૂપસંત, પૃથ્વી ઉપર વિચરતા હોય છે, તે ભગવાન સાથે, અને પછી પણ વિચરે છે.

(૨) ગીતા—

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ॥**
**धर्म संस्थापनार्थाय संभवामि युगेयुगे ॥**

સાધુને તારવા, ને અસાધુ–દુષ્ટોનો નાશ કરવા, ધર્મને સંસ્થાપવા, હું યુગે યુગે થાઉછું. હિરણ્યકશ્યપ મરે નહિ, તો પ્રલ્હાદ દુઃખથી તરે નહિ.

(૩) મહાભારતને વિષે વનપર્વના ૨ શ્લોક પ્રમાણુ–કરે છે કે, હિંસાને વિષે પ્રિતિવાળા, ને અત્યંત દુષ્ટ, ને દેવતાથી પણ નજીતી શકાય એવા દૈત્યો, જ્યારે ઉત્પન્ન થાય છે, ત્યારે આ ભૂતળને વિષે ધર્મવાળા ઘરને વિષે ભગવાન પ્રગટ થાય છે.

(૪) ભાગવતશાસ્ત્ર પણ જણાવેછેકે, સત્યાદિ યુગોને વિષે અવતરેલા સત્યવાદી પુરૂષો, કળીયુગમાં મનુષ્યદેહ ઇચ્છે છે, કેમકે કળીયુગને વિષે પરમાત્મા શ્રીનારાયણ પોતે અવતાર ધરે છે, તેથી તેમનો સંબંધ પ્રાપ્ત થાય; ને પરમમોક્ષ થાય. નવયોગેશ્વરોએ જનકરાજા પ્રત્યે કહેલું છે.

(૫) વાયુ બ્રહ્મપુરાણુ, પુરાણુ, આદિમાં પણ કહેલ છેકે, ભગવાનના અવતારોનાં ચરિત્રમાં જે મોહ પામે છે, તે મૂઢછે, ને માયાથી તરતો નથી.

(૬) હરિવંશને વિષે જન્મેજયરાજાપ્રત્યે વૈશમ–પાયનરૂષી કહેતાહવા કે, ભગવાન જે વાસુદેવ તેમના હજારોહજાર અવતાર થઇ ગયાછે, ને થાશે. કાર્ય પરત્વે થયાંજ જાય છે, તેની કલ્પના કરવી યોગ્ય નથી.

(૭) જગતના સર્જનાર બ્રહ્મા પણ કહેતાહવા કે, અંતર્યામી એવાજે વાસુદેવભગવાન, તે મનુષ્યાદિકના હિતને અર્થે, અનેક પ્રકારના કાર્યને માટે અનેકવાર પ્રગટ થાય છે. પ્રથમસ્કંધ ભાગવાત, દ્વિતીયસ્કંધ ભાગવતમાં સુતપુરાણીનું વચન છે કે, અનેક વરાહાદિ અવતારો થયા છે, ને થશે.

બ્રહ્માએ નારદઋષી જે પોતાના પુત્ર, તેને બોધ આપેલ-છે કે, અસંખ્ય અવતારો ભગવાનના થાય છે, પણ હું ચતુર્મુખે પણ તેમનાં ચરિત્રોનો મહિમા વર્ણવી શકું તેમ નથી. સનકાદિકઋષિઓપણ વાસુદેવભગવાનનો મહિમા નથી કહી શકતા, તો પછી પાછળ જે મનુષ્યો થશે, તે વાસુદેવ-ભગવાનનો, કહેતાં પરમાત્માનો મહિમા શું કહી શકશે?

(૯) શ્રીકૃષ્ણ ભગવાને મુચકંદ રાજા પ્રત્યે પોતાના અવતારોનું અનંતપણું કહેલું છે.

(૧૦) શુકજીનાં વચન પરિક્ષીત પ્રત્યેછે કે, પ્રત્યક્ષ ભગ-વાન કે સંતના ચરિત્રમાં જે મોહ પામે છે, તે અવિદ્યાથી તરતોજ નથી.

(૧૧) યોગેશ્વરો જનક પ્રત્યે કહેતા હવા કે, વાસુદેવ ભગવાનની મૂર્તિના ચરિત્રોનો મહિમા અપાર છે, તે જે જાણે છે તેજ માયાથી મુકાયછે.

માટે અનેક પુરાવાથી કાર્યપરત્વે ભગવાન અવતાર ધરાવેછે, ને પોતે પરમાત્મા પણ જે સર્વેના નિયંતા છે, તે પણ કળીયુગમાં એકવાર મનુષ્યમૂર્તિ ધારણકરેછે.

જ્યારે મનુષ્યમૂર્તિ ધારણકરે છે, ત્યારે પોતે, પોતાનું ધામ, ને પોતાના પાર્ષદો, તથા ઐશ્વર્ય સાથે જ મૂર્તિનું ધારણ કરે છે.

## કાર્યપરત્વે થએલા અવતારો, ને તેમનાં કાર્ય.

વારીમાંથી વેદ વાળવાને, શંખાસુરને મારવા, મચ્છાવતાર. હિરણાક્ષ્યનો ગર્વ ઉતારવા વરાહ રૂપ ધારણ કરેલું છે.

સમુદ્ર મંથન કરી ચૌદરત્ન કાઢયાં છે. તે કચ્છાવતાર.

હિરણકશ્યપને મારી ભક્ત પ્રલ્હાદને ઉગાર્યોછે, તે નૃસિંહ રૂપ. વેદવાણી ઉચ્ચારી છે તે હયગ્રીવરૂપ.

આત્મતત્વની વાત, ને સદ્બોધ પ્રવર્તાવવા સનકાદિક રૂપે, પોતાના પુત્રોને બોધઆપી પરમહંસ કર્યા, ને ગજને છોડાવ્યો. રૂષભદેવ હરિ–હંસરૂપે, બ્રહ્મા, ને નારદને, જ્ઞાન દીધું છે.

ધન્વંતરીરૂપે–ઔષધનું શોધનકરી રોગ નિવારણ કરાવી શાસ્ત્ર કર્યું.

વ્યાસજીરૂપે–વેદવાણીના વિભાગકરી તત્વજ્ઞાનનું સ્વરૂપ દર્શાવ્યું છે.

નારદજીરૂપે–નારદ પંચરાત્ર કરાવ્યું છે, ને ભક્તિમાર્ગનું દર્શન કરાવ્યું છે.

૨૪ કેશવાદિસ્વરૂપે, જગતનું લાલન પાલન, ને પુજાવિધી કરાવ્યો છે.

રાજારૂપે–રામરૂપે, મહાભિમાની રાજારાવણનો નાશ કર્યો છે.

કૃષ્ણરૂપે, શિશુપાળ, માશી પુતના, કંસ, જરાસંધ, દંતવક્ર આદિ અનેક જાદવ–અસુરોનો નાશ કર્યો છે.

કલકીઅવતાર થાશે. તે જ્યારે પાખંડનો ને અધર્મનો બહુ ફેલાવો થાશે, ને લોભી–કપટી, પ્રાણીયોના ઘાતક, ધર્મનો લોપ કરનાર થશે, ત્યારે તે અવતાર થાશે.

આ પ્રમાણે અનેક અવતારો થયાં જાય છે. તે જે કાર્ય માટે આવેલા તે તે કાર્ય કરી, પરમાત્માની દૃષ્ટિથી અધિક સામર્થ્યને પામે છે.

આ સર્વે અવતારમાં શ્રીકૃષ્ણનો અવતાર મોટોછે, ને કળાવતાર ગણાય છે. એક પછી એક વધુ સામર્થ્યવાળા અવતારો થયાં જાય છે. તે કાર્યને માટે તથા ધર્મના રક્ષણને માટે થાય છે.

વળી હિરણ્યગર્ભરૂપા, કપીલદેવ, વિગેરેએ સાંખ્ય, ને યોગશાસ્ત્રનો બોધ પ્રગટ કરાવ્યો છે. અનિરૂદ્ધ, પ્રદ્યુમ્ન, ને સંકર્ષણ રૂપે, કાળ, કર્મ, ને સ્વભાવરૂપે, આ જગતનું લાલનપાલન કરી રહ્યા છે. આ પ્રમાણે અનેક અવતાર થાયછે, ને થશે.

સર્વેથી અધિક સામર્થીવાળો શ્રીકૃષ્ણાવતાર ગણાયછે, તેપણ પુરૂષાવતાર ગણાય છે. કુટસ્થપુરૂષ તરીકે ગણાય છે. પણ, પરમપુરૂષોત્તમનો અવતાર તે પણ નથી. પુરૂષોત્તમના અવતાર સંબંધી, નવમા અધ્યાયમાં, પરમાત્મા સ્વરૂપની પરીક્ષા કેવી રીતે થઇ શકે છે, તે સબંધી સારાંશ આપેલો છે. માટે ભગવાનના અવતારો થાયછે, અનેક થાય છે. તે સંબંધી કલ્પના કરવી ઘટીત નથી.

વળી રામાનુજ, મનુભગવાન, કપીલદેવ, પાતંજલી, પેગંબર, ઇશુ, યાજ્ઞવલ્ક્લ્ય, અમરીષ, ધ્રુવ, પ્રલ્હાદ, હરિ,

તુલસીદાસ, યોગવશિષ્ટ, આત્માનંદસ્વામી, ગોપાળસ્વામી, જડભરત, રહુગણ, સુદ્યુમ્ન, મરૂત, અશ્વપતિ, સ્વાયંભુ, હરિશ્ચંદ્ર, કાલીદત્ત, કબીર, ઇત્યાદિ સત્પુરૂષો તેમજ અસત્પુરૂષો સાથે સાથે જન્મેલા છે, અને સૌએ પોત પોતાની રૂચી પ્રમાણે ધર્મ તથા જ્ઞાનાંશનો વાદ પ્રવર્તાવ્યો છે. સાથે સાથે જે કાર્ય કરવા આવેલા તે પણ કરેલુંજ છે.

જ્યારે જૈનોનું એટલે કર્મવાદ–નાસ્તિકવાદનું જોર અતિ વૃદ્ધીને પામ્યું, ત્યારે શંકરાચાર્ય જેવા સમર્થ પુરૂષને પરમાત્માએ પ્રેરીને, સનાતન હિંદુધર્મનો પ્રકાશ કરાવ્યો છે. પણ તેમણે તેમની રૂચીપ્રમાણે અદ્વૈત જ્ઞાનાંશનો પ્રચાર કર્યો છે.

તે પછી રામાનુજાચાર્ય જેમણે વૈષ્ણવ-ભક્તિમાર્ગ ચલાવી વિશિષ્ટાદ્વૈત જ્ઞાનાંશ પ્રચાર કરાવ્યો છે. તેમણે તેમનાથી બને તેટલું કાર્ય કર્યું છે. આ પ્રમાણે ઇતિહાસ જોતાં, સ્માર્ત અને વૈષ્ણવ એમ બે વાદ ચાલ્યા આવે છે. પણ પરમાત્માના સ્વરૂપનો યથાર્થ પ્રકાશ થયેલો નથી. કારણકે, ગ્રંથો વાંચી એકલા પુરૂષાર્થથી પરમાત્માના સ્વરૂપના સત્યપણાનો યથાર્થ પ્રકાશ કરવા કોણ સમર્થ હોય ? તે કાર્યતો પરમાત્મા પોતેજ સાક્ષાત્ મૂર્તિ ધારે, ત્યારેજ કરીશકે છે. કારણકે, પૂર્ણબ્રહ્મ તે છે. સનાતન પણ તે છે. ને બીજા તમામ પુરૂષો અપૂર્ણ આત્માપણું ધરાવે છે.

વળી અનેક વાદથી અન્યાય, ઇર્ષા, દ્વેષ, પક્ષપાત, વધી પડયાં, નિરાકારવાદ વધીપડયો, નાસ્તિકવાદ વધી પડયો, વામમાર્ગ, હિંસા, દારૂ, વિગેરે પાંચ પ્રકારનો મકાર–મદ્ય,

માંસ, મીન, મુદ્રા, ને મૈથુન (વ્યભિચાર)નું જોર વૃદ્ધિને પામ્યું. પાખંડ અતિ વૃદ્ધિને પામ્યો. દંભ, દર્પ, ગર્વ, બહુમાન, ક્રોધ, કઠોરતા, આદિનો જ્યારે અતિ વધારો થાય, ત્યારે પરમાત્મા પોતેજ અવતારનું ધારણ કરે છે.

સૃષ્ટિક્રમ ચલવવા, તથા બ્રહ્મવિદ્યાનો પ્રકાશકરવા, પરમાત્મા, સમર્થ પુરૂષોને મોકલે છે, અને છેવટે પોતે પણ પૃથ્વી ઉપર, મનુષ્યમૂર્તિ ધારણકરે છે. એટલા માટે આ બધા પુરાવા ઉપરથી સિદ્ધ થાય છે કે, ભગવાન અવતાર ધરે છે, અને ધરાવે છે. પાંચ, દશ, કે પચીસ એ કલ્પના કરવી વ્યાજબી નથી. હજારો હજાર અવતાર થાય છે ને થયાં જશે. અનંત બ્રહ્માંડો છે. આપણે તો આ એકજ જગત્ જાણીએ ને દેખીએ, તેથી અનેક તરેહના તર્ક, વિતર્ક થાય. ભગવાન પણ ન મનાય. સાકાર પણ ન મનાય, અને આપણા કલ્યાણનો માર્ગ પણ ન શોધાય, એ જીવનું જીવપણું જ છે. હે સુજ્ઞજનો ! સર્વે ફળના મૂળરૂપ આ મનુષ્ય દેહ છે. ને આ દેહેકરીને, કરવાનાં સાધનો કરીને, સર્વે ફળની પ્રાપ્તી જે મનુષ્ય દેહ, કળીયુગમાં આવવો દુર્લભ છે. કરોડો ઉપાયે કરીને ન પમાય, એવો આ માનવદેહ, સ્ત્રીનો, કે પુરૂષનો, પામીને જે સંસારને નથી કાપતો, તે આત્મહત્યારો છે, એમ શાસ્ત્ર કહે છે. માટે, પરમાત્માનું સ્વરૂપ, જે અદ્વિતીય છે, તેની તુલના કોઇને અપાતી નથી. તે સ્વરૂપ ઓળખી લેવું, એજ મનુષ્યરૂપે અવતર્યાનો હેતુ છે.

**अज्ञानादि विनाशेन सद्गुणानां प्रकाशनात् ।**
**धर्मोद्धारक मुनीन्द्राणामेवतारा महीतले ॥**

પરમાત્મા, યોગીમહાત્માઓને અધર્મનો નાશ કરવા, અવિદ્યા ફેલાવનાર અસુરોને મારવા, અલૌકિક દૈવીગુણોનો પ્રકાશકરવા, તથા ધર્મનો વિજય કરવા, અજ્ઞાન-નાસ્તિક-વાદનો નાશકરાવવા, યોગી જેવા સમર્થ પુરૂષોને પૃથ્વીને વિષે અવતારનું ધારણ કરાવે છે. આવા પુરૂષોમાં બાલ્યા-વસ્થાથી અપૂર્વ ગુણોની ઝાંખી પ્રગટે છે. આ વિશ્વમાં નાસ્તિક, અધર્મી, જડવાદી, દુષ્ટલોકોનું પ્રાબલ્ય થાય છે, અને દૈવીપુરૂષોને પીડે છે, ત્યારે તેવા સામર્થ્યવાળા પુરૂષોને મહાપ્રભુ અવતાર ધારણ કરાવે છે. મનુષ્યમૂર્તિ ધારણ-કરી, દેશકાળાનુસાર જે જે યોગ્ય કર્તવ્યો કરવાનાં હોય છે, તે કરીને અસુરમનુષ્યોનું બળ ઘટાડી, અધર્મનો નાશ કરે છે.

જે જે દેશમાં, જે જે બ્રહ્માંડમાં, જે કાળમાં, જે ભાષામાં તેવા મનુષ્યોનો વ્યવહાર પ્રવર્તે છે, તે ભાષા-દ્વારાજ તે મહાત્માઓ બોધ આપે છે. મનુષ્યોમાં ધર્મનું નવું ચેતન આવે છે, અને ભક્તિવાળા સેવકો, તેમની સેવા-ભક્તિ કરે છે. તેઓ અવતારો તરીકે પૂજાય છે, ને મનાય-છે. તેમની પ્રતિમાઓ પણ ભગવાન તરીકે પૂજાય છે. આવા અવતારો અનેક થાય છે, ને થશે. તે સૃષ્ટિક્રમ ઉકેલવા માટે જ થયાં જાય છે. તેઓ પોતે જાણ્યા હોય, તે સિદ્ધાંતોનો પ્રકાશ કરે છે, અને તેમની અનુવર્તી પાળનાર ભકતોનો ઉદ્ધાર કરે છે.

## ઉપનિષદ તથા વેદમંત્રના આધારો–

મહાન્ પુરૂષોના અનેક અવતારો, મહાપ્રભુ પરમાત્માની દૃષ્ટિથી થાય છે. અને મહાપ્રભુ પોતે અવતારી સર્વોપરી ગણાય છે. તેની તૂલના કોઈ કરી શકતું નથી.

(૧) ઉપનિષદનું તથા યજુર્વેદનું પ્રમાણ.

**अजायमानो बहुधाभिजायते तस्य योनिं परिजानन्तिधीराः। प्रकाव्यमुशने बबुवाणो देवो देवानां जनिमा विवक्ति महिव्रतः शुचिबंधुः पावकः ॥**

**ભાવાર્થ—महिव्रतः** પૃથ્વીને વિષે **देवानां**—મહત્પુરૂષોને અવતાર ધરાવી, વેદાભિમાની દેવો, મહત્પુરૂષો થકી બોધ અપાવે છે, પાપ–અધર્મનો નાશ કરાવે છે.

યજુર્વેદ–શ્રુતિઃ શું કહે છે?

**आशुः शिशानो वृषभोन भीमो घनाघनः क्षोभणश्चर्षणीनाम् संक्रन्दनोऽनिमिष एक वीरः शतग्वंसेना अजयत्साक मिन्द्रः ॥**

**आशुः** કહેતાં વરાહાવતાર, **शिशान** કહેતાં કૂર્માવતાર, **वृषभः** વામનાવતાર, **भीमः** કહેતાં નૃસિંહાવતાર, ભીમ શબ્દાર્થમાં, અસુરોનો વધ કરનાર અવતારો, રામ, કૃષ્ણાદિક અવતારો જેથી, **चर्षणोनां**, અનેક અસુરોને નાશ કરનારા અવતારો, રાજારૂપે, શસ્ત્રધારી બનેલા, **क्षोभणः** કહેતાં ક્ષોભ હેતુ નિષ્કલંકાવતાર, અતીસે કળીયુગ, પાખંડ, પ્રપંચ, વધે ત્યારે, **संक्रन्दनः** કહેતાં ક્ષત્રીયો બહુ અભિમાની સહસ્રાર્જુન જેવા થાય, ને સૌને દુઃખ દે, ત્યારે પરશુરામાવતાર, **अनिमिषा**, મચ્છાવતાર, **एकवीरः** નાસ્તિકવાદ વધે ત્યારે, અદ્વૈતવીર, રામ જેવો અવતાર, શંકરાચાર્ય જેવો, **इन्द्रः** પરમાનંદમૂર્તિ, પરમેશ્વર કહેતાં **घनाघन–घनः**

ઘનશ્યામ પરમોજ્જ્વલ મૂર્તિ, પરમાત્મા, પુરૂષોત્તમ નારાયણ મહાપ્રભુ, **साकम्** કહેતાં અનંત અવતાર, ને તેના મુકતોના **પરમ કલ્યાણ માટે–शतध्वंसेना:** કહેતાં દૈવી પુરૂષો તથા સાધુપુરૂષોના શત્રુની સેના, કહેતાં અવિદ્યાનો નાશકરવા, પોતે સ્વયં અવતાર ધારણકરેછે; અને એકાંતિકધર્મનું સ્થાપન કરે છે. તેજ સર્વોપરી અવતાર, ઘનશ્યામમૂર્તિ–સ્વામીનારાયણ–મહાપ્રભુનો છે. તે વેદ પ્રમાણે છે. ને એકજ વખત દરેક બ્રહ્માંડમાં પોતે પધારે-છે, અને બીજા અવતારો તેમની મરજી પ્રમાણે કાર્ય કરવા પૃથ્વી ઉપર થાય છે, થયાં જશે, ને થયા છે. ઇન્દ્ર કહેતાં પરમાનંદ મૂર્તિ, મહાપ્રભુ, અપાર ઐશ્વર્ય વાપરે છે, વિદ્યાનો પ્રકાશ કરે છે. અવિદ્યાનો, પાખંડ ધર્મનો, નાશ કરે છે. દિવ્યમૂર્તિ, દિવ્યવિગ્રહ તે છે. તેવી ઉપાસના ભૂતળને વિષે પ્રવર્તાવી, અનેક જીવના પરમ કલ્યાણ કરે છે. જન્મમરણના ફેરા ટાળી નાંખે છે. મહાપ્રભુના કાર્ય ઉપરથી તેમની પ્રભા, જણાઇ આવ્યા વગર રહેશે નહિ. તેમનાં લીલા–ચરિત્ર વિગેરે વાંચી વિચારી લેશો. જૂઓ.

( " ભાગવત ધર્મ રહસ્ય ભા. ૧ ને ૨ જો ) "



## પ્રકરણ. ૯.

## પરમાત્માના સ્વરૂપની પરીક્ષા

પરમાત્મા એકજ છે, ને તેમના સ્વરૂપની अद्वितीयता સાબીત થઇ ગઇ છે. તે પૂર્ણ-બ્રહ્મ પુરૂષોત્તમ છે, ને તેમને ભજીને, જે જે ભકતો થયા છે, તે સર્વે, પુરૂષ, વા મુક્ત, વા ઇશ્વર આદિ સામર્થ્યપ્રમાણે ગણાયા છે.

**य पुरुषेषु मुक्तेषु समर्थेषु उत्तमः स पुरुषोत्तमः ॥**

પુરૂષ મધ્યે ઉત્તમ, મુક્ત મધ્યે ઉત્તમ, ને સમર્થ અવતાર મધ્યે ઉત્તમ, એવા એક પુરૂષોત્તમભગવાન છે. જેના તુલ્ય કોઈ પણ ન હોય.

**यः कूटेऽनेकविध व्यवहारे स्वस्वरूपेणैव तिष्ठति स-कूटस्थः पुरुषः ॥**

પ્રકૃતિપુરૂષસાથે વ્યવહારોમાં, બ્રહ્માંડો રચવામાં, પ્રવૃત્તિના કારણ, સર્વે વ્યવહારોના આધાર, હોઈને કોઈ-વ્યવહારમાં પોતાના સ્વરૂપને બદલે નહિ તે પુરૂષ કહેવાય-છે, કૂટસ્થ પુરૂષ કહેવાય છે. માટે કૃષ્ણાદિક અવતાર તે પ્રકૃતિની માંહલીકોર છે. અને સર્વેના કારણ અવતારી બ્રહ્મ-મૂર્તિ ભગવાન છે-પરમાત્મા છે-પુરૂષોત્તમ છે. કારણકે તે સર્વેથી ઉત્તમ અને સર્વેથી અતિ સુક્ષ્મ, અને સર્વેના આત્મા છે. તેમની તુલના કોઇ કરી શકે તેમ નથી.

તેમના સ્વરૂપની પરીક્ષા કેવે પ્રકારે કરાય છે.

(अ) પ્રમાણોથી વસ્તુ જે બ્રહ્મસ્વરૂપ તેની પરીક્ષા થાય છે.

(ब) અવતાર ધરે ત્યારે તેમનાં ચરિત્ર, લીલા, તથા તેમણે જે જે तत् પદ, त्वं પદ, ને असि પદ, ધારણકરી સમર્થપણું, અસમર્થપણું, ને અનેક યોગકળા, કરીહોય તે થકી હજારો માણસ તેમનામાં ખેંચાય છે, ને સમાધિ વા અનેક યુક્તિઓએ તે જીવોનાં મન ખેંચી લે છે; તેથી તેમની પુરૂષોત્તમપણાની ઓળખાણ થાય છે.

(क) તેમના રચેલા ગ્રંથો પરથી, તેમના સિદ્ધાંતો ઉપરથી તથા રૂચી ઉપરથી તેમના સર્વોપરીપણાની નિષ્ટા થાય છે.

(ड) તે પુરૂષોત્તમના પ્રગટ થવાના હેતુ, ને તેમના સ્થાપેલા ધર્મ ઉપરથી.

(इ) બ્રહ્મવિદ્યાનો પ્રકાશ, મોક્ષ સિદ્ધિ, ને જ્ઞાનાંશ ઉપરથી તથા થએલા તેમના ભક્તોનાં ચરિત્ર તથા સમાગમ ઉપરથી. આ પાંચે પ્રકારથી પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન, ને મહિમા સમજવાથી ભગવાનની ઓળખાણ થઈ શકે છે.

(अ) પ્રમાણોથી કેવી રીતે થઇ શકે છે?

પ્રમાણ પાચ પ્રકારનાં છે. (૧) અનુભવ પ્રમાણ. (૨) અનુમાન. (૩) ઉપમાન. (૪) શબ્દ પ્રમાણ. (૫) ઇતિહ પ્રમાણ.

(૧) અનુભવ એટલે શું ? વસ્તુનો મન, ઇંદ્રિયો, ને અંતઃકરણ, તથા જીવતદાશ્રીત જે યથાર્થસ્વરૂપ જાણવું, ભોગવવું, તે છે.

જેમકે, સાકર કીધાથી ગળપણનો સ્વાદ આવતો નથી. તેને દેખવાથી તથા ગુણ જાણવાથી પણ સ્વાદ આવતો

નથી. પણ, જ્યારે તે સાકર મોંમાં મુકાય, ત્યારે જ તેનો સ્વાદ આવે છે, ને પચ્યા પછી તે શરીરનું પોષણ કરી શક્તિ લાવે છે. એટલે ખાવાના પદાર્થથી તૃપ્ત-આત્મા ક્ષુધાનું દુઃખ જવાથી આનંદપામેછે. અર્થાત્ પ્રત્યક્ષ વસ્તુથી-જો તે વસ્તુ મન, ઇંદ્રિયો, ને જીવાત્માના શરીરમાં સહચરિત પ્રવેશ કરે, તોજ તે પદાર્થનું તેને સુખ અનુભવાય છે, ને ભોગવાય છે. તે પ્રમાણે ભગવાન પ્રત્યક્ષ દર્શન આપે, તોપણ સુખ ન આવે. શાસ્ત્રમાંથી વાંચી ગુણ, મહિમા,. જાણી મનન કરે, તોપણ બ્રહ્માનંદ નજ થાય. પણ જ્યારે જીવને, ઇંદ્રિયો, અંતઃકરણ, ને જીવમાં પ્રત્યક્ષ સ્વરૂપનો નિશ્ચે થાય છે, ને તે પછી ઇંદ્રિયો, અંત કરણ, ને જીવાત્મા, તે સ્વરૂપને પામે, ને પચાવે, એટલે મનન, ને નિદિધ્યાસે કરીને બ્રહ્મરૂપ થાય, ત્યારે જ તે ભક્ત બ્રહ્મસંજ્ઞાને પામીને ભગવાનની મૂર્તિનું સુખ અનુભવે છે, ને ભોગવે છે, અને ભગવાનના તદાત્મકપણાને પામે છે.

( કારી. ૧. )

"જેમ કીટમટી થાએ ભમરી, તેને કીટ કહે નહી કોય. સત્સંગ કીજીએ." આવોજ ભક્ત ભગવાનના યથાર્થ સ્વરૂપને ઓળખી શકે છે. સમાગમ કરવા યોગ્ય છે. ને તેજ ભક્ત મોક્ષનો દાતા છે.

આવો જ્ઞાની-વિજ્ઞાનને પામેલ ભક્ત, માયા થકી રહિત છે. ને અનેક જીવોને સાક્ષાત્ સબંધ પમાડી અંજન જે માયા તે થકી મુકાવે છે.

**ऋते ज्ञानान्नमुक्तिः तमेव विदित्वाति मृत्युमेति नान्यः पंथा विद्यतेऽयनाय ॥**

ઇંદ્રિયુ, અંતઃકરણ, ને અનુભવ–એ ત્રણે પ્રકારે જ્યારે જીવાત્મા પ્રત્યક્ષભગવાનની મૂર્તિના સ્વરૂપનો યથાર્થ મહિમા જાણે, ત્યારે જ તે પુરો જ્ઞાની કહેવાય છે. અને બીજા સાધને કરીને જ્ઞાની થયો હોય, તો તે પુરો જ્ઞાની ન કહેવાય, અને માયાના બન્ધન થકી ન મુકાય, એ સિદ્ધાંત છે.

(૨) અનુમાનપ્રમાણ.

કારણ જોઈ કાર્યનું જ્ઞાન થાય. અથવા કાર્ય જોઈ બનાવનારનું જ્ઞાન થાય, તે અનુમાન પ્રમાણ છે. દાખલા-તરીકે બાળક ભણતો હોય, તે ઉપરથી તે આવો થશે, મોટો થશે, એમ અનુમાન કરવું. વળી તે બાળકને જોઇ તેના પીતા આવા હશે, તેમ પણ અનુમાન થાય છે. વળી બાપ તેવા બેટા હશે, એમ પણ કારણ તથા કાર્ય ઉપરથી અનુમાન વસ્તુનું થાય છે. વળી આકાશમાં વાદળ હોય છે ત્યારે એમ અનુમાન થાયછેકે, વરસાદ આવશે. પણ તેથી શું વળે ? જ્યાં સુધી પ્રત્યક્ષ વરસે નહિ, ત્યાં સુધી પાકનું સુખ ક્યાંથી દેખીએ ? તેમ અનુમાનપ્રમાણથી આપણે ભગવાનના કાર્યથી વા સુખ દુઃખમાં ભગવાનનું ભાન થાય, પણ સુખ ન આવે. હા. આથી જીવ ડરતો રહે, ને કંઇક ધર્મને રસ્તે ચાલે, ને તેથી શુભ કર્મથી ઉંચી પદવી પ્રાપ્ત કરે. પણ મોક્ષ તો નજ થાય. તેમ મહાપ્રભુનાં શાસ્ત્ર વાંચવાથી, તથા તેમનાં કાર્ય લીલા વિગેરે સાંભળવાથી, તથા શબ્દથી સંસ્કાર સારા થાય, ને જીવ ઉચ્ચ પદવીએ જતો જાય, પણ

મોક્ષ તો કેવી રીતે થાય? અનુમાનથી યથાર્થ સ્વરૂપ હાથ આવતું નથી. માટે જ મોટા બ્રહ્મવેત્તા ભક્તના સમાગમની જરૂર બતાવી છે.

અનુમાનનો અર્થ જ એટલોછે કે, ભગવાન થઇ ગયા, તેમને જોયા વિના આવા હતા, એમ જ્ઞાન શીખવું. તે જ્ઞાન કદી યથાર્થસ્વરૂપમાં હાથ આવે જ નહિ.

અનુ કહેતાં પાછળ–થઈ ગયું તેની પાછળ, જે જ્ઞાન થાય તે છે. સંતસમાગમ કહેલ છે તે મુખ્ય છે, તે કરવો જ.

(૩) ઉપમાન પ્રમાણ–થયું ન હોય, તેમ દીઠું ન હોય.

દુધ દીઠું નથી, અને કહે કે દુધ જેવું છે. દુધ કેવું? તો સસલા જેવું. સસલું કેવું? તો કે આવી આકૃતીવાળું. એમ કરવાથી કાંઈ સિદ્ધિ, કે જ્ઞાન, થાતુંજનથી.

(૪) શબ્દથી એટલે શાસ્ત્ર વાંચવાથી અનુમાન થાય, ને સંસ્કાર થાય. પણ મોક્ષ ન થાય. તેમ જ્ઞાન પણ યથાર્થ સ્વરૂપમાં ન થાય. તેથી સમાગમ કરવાની મહારાજે ભલામણ કરી છે.

(૫) ઇતિહ–એટલે જન્મચરિત્ર ઉપરથી તથા ઇતિહાસ ઉપરથી જાણવું તે. આથી પણ જ્ઞાન સિદ્ધિ નથી.

છેવટે કહેવાનું કે, અનુભવજ્ઞાન સિવાય ઉપરનાં ચારે પ્રમાણુથી ભગવાનના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન મેળવી શકાતું નથી.

કારણકે, શાસ્ત્રો, તથા મોટાપુરૂષો, શું કહે છે કે વિજ્ઞાન થાય તોજ ભગવાનના સ્વરૂપની પરીક્ષા થઇશકેછે, કે સમાગમથી થઈ શકે છે.

**इन्द्रियार्थ सन्निकर्षोत्पन्नं ज्ञानमव्यपदेश्यम व्यभिचारि-व्यवसायात्मकं प्रत्यक्षम् ॥** (ન્યાયસૂત્ર.)

ઈંદ્રિયો, મન, ને આત્મા-જીવતદાશ્રિત. એટલે સંયોગથી જે અનુભવ કરી યથાર્થપણે પ્રત્યક્ષ ભગવાનને જાણે, ત્યારે જ પ્રત્યક્ષજ્ઞાન થયું ગણાય છે. ને આ ત્રણેમાંથી એકેય જો બાકી હોય, તો તે તેટલો કાચો જ્ઞાની છે, ને બ્રહ્મરૂપ પણ તે તેટલો કાચો છે, ને આત્યંતિકજ્ઞાન ન કહેવાય, ને તેથી જન્મમૃત્યુને પણ ન તરે. વળી કોઇક સાધને કરીને બ્રહ્મરૂપ થયો હોય, પણ જો તે પ્રત્યક્ષ ભગવાનના સ્વરૂપને યથાર્થ ન ઓળખે, ને નિશ્ચય ન કરે, તો તે પુરો જ્ઞાની નજ કહેવાય. અર્થાત્ ઈંદ્રિયો અંતઃકરણ, ને જીવાત્મામાં-ત્રણેમાં યથાર્થ ભગવાનના સ્વરૂપનો નિશ્ચય થાય, ત્યારે જ તે પુરો જ્ઞાની કહેવાય છે. એટલા માટે મોટા બ્રહ્મસ્વરૂપ સંતનો સાક્ષાત્ સબંધ કરવાની જરૂર છે, સમાગમ કરવાની જરૂર છે. અને પ્રત્યક્ષ જ્ઞાનવાળો, વિજ્ઞાનને પામેલોજ ભક્ત ભગવાનનું સ્વરૂપ ગણાય છે, અને તેજ ભગવાનનું સ્વરૂપ ઓળખાવી શકે છે, અને તેજ સાક્ષાત્કાર કરાવી શકે છે. પણ બીજાં તમામ પ્રમાણથી ભગવાનના સ્વરૂપની પરીક્ષા થઈશક્તીનથી, ને મોક્ષ પણ થતો નથી. કારણ કે-

**यथार्थ दर्शनं ज्ञान मिति ॥**

જે વસ્તુનો જેવો ગુણ, કર્મ, લક્ષણ, ને સ્વભાવ, હોય, તેનું યથાર્થસ્વરૂપ જાણવામાં આવે, ને પછી તે માનવામાં આવે, એટલે મન, બુદ્ધિમાં નિશ્ચય કરાય, ને પછી યથાર્થ

જીવમાં નિશ્ચય થાય કે, આંબો તે આંબો જ, પણ તે લીમડો નહિજ; એમ વસ્તુનો જે નિરૂત્થાનનિશ્ચય થાય, એજ જ્ઞાન સાક્ષાત્જ્ઞાન કહેવાય છે. આપ્રમાણે, અનુમાનથી, કે શબ્દથી, જે જન્મચરિત્ર, લીલા, વિગેરે વાંચવાથી ભગવાનનું યથાર્થસ્વરૂપ સમજાતું જ નથી, એ નિર્વિવાદ છે.

જ્યારે પ્રત્યક્ષસબંધ નથી, તો અનુમાન પણ કેવી રીતે થઇ શકે?

**प्रमाण अभावात् न तत्सिद्धिः ॥**

ઇંદ્રિયો, મન, ને જીવતદાશ્રિત ભગવાનનો સાક્ષાત્ સંબંધ થયા સિવાય, કંઇ પણ જ્ઞાન, કે પરમાત્માના સુખની સિદ્ધિ નથી થઇશકતી. પ્રત્યક્ષ પ્રમાણ નથી, તોપછી અનુમાન, શબ્દ, વિગેરેથી સ્વરૂપની કલ્પના થાય, ને ધર્મે યુક્ત, એ ભક્ત રહે, તો શુભ, સંસ્કારને પામે, ને ઉચ્ચ-પદે જતો જાય, ને અનેકજન્મે પરમગતિને પામે. આ ને આજન્મે માયામાંથી છુટવાનો રસ્તો, તો એકજ છે. ( વરતાલ. ૫. ) નિત્યાનંદસ્વામિના પ્રશ્નના ઉત્તરમાં લખેલો છે કે, ઉત્તમ હરિભક્ત–બ્રહ્મનિષ્ઠ, શ્રોત્રિય,ને શાબ્દેપરી, મળે-તો, તેની અતિ પ્રેમેકરીને ભગવાનના જેવીજ સરખી સેવા કરે, તો તે ભક્ત સો જન્મે કરીને ઉત્તમ જેવો થાનારો હોય, તે આ ને આજન્મેજ ઉત્તમ ભક્ત થાય છે. એવી ભગવાન કાં ભગવાનના ઉત્તમ ભક્ત તેની સરખી સેવા કર્યાનું ફળ છે. કારણ કે, તેને સબંધે કરીને, સમાગમે કરીને, ભગવાનનો સાક્ષાત્ સબંધ થાય છે, ભગવાનનું યથાર્થ સ્વરૂપ સમજાય છે, ને મનાય છે. માટે કેવળ વાંચ-

વાથી, કે ધર્મ એકલોજ પાળવાથી, કે સાધનથી, પરમાત્માનો પ્રત્યક્ષ સંબંધ નથી થતો, અને અનુમાન પણ નથી થઇ શકતું. માટે બે રસ્તા છે.

(૧) મોટા ભકતમાં વિશ્વાસ રાખો, ને તેમનું કહ્યું માનો તો પરમશ્રેય છે.

(૨) કાંતો યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરો, ને બ્રહ્મરૂપ થાવ.

આજકાલ તો દરેક પુરૂષ, સાધુ, કે હરિજન, બાઇ કે ભાઇ એમજ માની બેઠા છે કે, અમે બધું જાણીએ છીએ, શું તમેજ ડાહ્યા છો ? હજારો તર્ક, કુતર્ક કર્યા કરે છે, ને રાગ–દ્વેષથી મોટાનીજ અવગણના કરે છે, ને પોતે દ્રોહ કરી જન્મ–મરણરૂપી મહાસમુદ્રમાં અનેકવાર ડુબે-છે, ને બહાર નીકળે છે. આવા કુતર્કી પુરૂષોને માટે તો રણછોડજીની યાત્રા નિર્માણ કરેલી છે કે, અનેકવાર સંસૃતિ, મરવું ને અવતરવું. બહુ દ્રોહ થાય તો ગમે તેવો ધર્મી, ત્યાગી, ને શુભ સંસ્કારવાળો, આકડાના તુરની પેઠે ઉડી-જાય, તે ખોળ્યો પણ અનેક કાળ સુધી જડેજ નહિ. મોટાનો ગુણ આવે, ને તેમનો વિશ્વાસ આવે, તો લાભ પણ ઘણોજ છે; અને જો દ્રોહી થઇ જવાય, તો ખોટનો પારજ નથી, એ સિદ્ધાંત છે. અવગુણ તો જાણે, અજાણે, કોઇનો લેવોજ નહિ. જેના આત્મામાં જેટલું બળ, તેટલીજ તે ગતિ કરી શકશે.

માટે પ્રત્યક્ષયોગ આપવા, પરમાત્મા, અવતાર પણ લેછે, અને પોતે અંતર્ધાન થયાપછી પણ, તેમના સમર્થ મુકતોને, પૃથ્વી ઉપર મોકલે છે.

**परोपकाराय सतां विभूतयः ॥**

જીવોના પરમકલ્યાણને માટેજ ઉત્તમ મુક્તોને પરમાત્મા મોકલે છે, અને તે દ્વારેજ બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ કરાવે છે. સ્વરૂપનું યથાર્થજ્ઞાન આપે છે. માટે નિત્ય સમાગમ કરવાની આજ્ઞા છે તે જાણશો.

(**ब**) મહાપ્રભુ, તથા તેમના મુક્તો, બ્રહ્મસ્વરૂપ છે. અને તેથી તેમનાં ચરિત્ર, લીલા, સંભારવાં. **तत्** પદ કહેતાં અસમર્થપણે વર્તે, ને મનુષ્યની પેઠે હારે, જીતે, સુખ. દુઃખ, પદાર્થોની પ્રાપ્તિની અભિલાષા, આનંદ, શોકાદિ વિકારો બતાવે, તે **तत्**પદ છે. **त्वम्** પદ કહેતાં સમર્થપણે વર્તે, કોઇને વર આપે, ન થાય તેવું કરે. ને **असो** પદ કહેતાં ગુણાતીતસ્થીતિએ વર્તે, ગાંડાની માફક વર્તે, અગર કોઇ નજરમાં ન આવે. આ ત્રણે ભાવ મુક્તમાં તેમજ ભગવાનમાં નિરંતર વર્તેછે. પૃથ્વી ઉપર મોટા સંત, કે ભક્તનું, જરૂર વિચરવું હોય, તે અનેક જીવોના કલ્યાણને અર્થે છે, માટે તેવાની ઓળખાણ કરવી. જેથી ભગવાનની ઓળખાણ જરૂર કરાવી દે.

(**क**) ભગવાન, કે તેમના પરમહંસ મુક્તો, જે જે ગ્રંથો કરે, કરેલા હોય, તે ઉદ્ધવસંપ્રદાયના તમામ ગ્રંથો પરાવાણીજ છે. વેદશાસ્ત્ર તો ઇશ્વર પ્રણીત છે, ને ભગવાનનાં વચનામૃતતો ખાસ પરાવાણીજ છે. અને વેદનાં તમામ મંત્રો મહાપ્રભુએ ગુજરાતી ભાષામાં જણાવી દીધા છે. જેથી તે સમજવા, ઘણાજ કઠીન છે. જો સમજાય તો, તે પુરૂષ મહાભાગ્યશાળી થઈ જાય છે, ને પરમગતિને પામે-

છે. પણ મોટા સંતના સમાગમ વિના ભગવાનના સ્વરૂપનો યથાર્થ મહિમા તથા જ્ઞાન જાણી શકાતુંજ નથી. એટલા-માટે નિત્ય સમાગમ કરવાની જરૂર છે.

**हरिवचन सुधास्ति गौर्जरीयं जहति नतांक्षणमप्यहोर संज्ञाः । निखिल निगमशास्त्र सार तत्त्वं निचितमिहेति विचार्य लोकयन्ताम् ॥**

ભગવાનના વચનરૂપી સુધાનો રસ ચાખનાર પુરૂષો, એક ક્ષણમાત્ર પણ તેનો ત્યાગ કરતા નથી. કારણકે, સમગ્ર વેદાદિક શાસ્ત્રોનું સારનું સાર કાઢી, મહાપ્રભુએ વચનામૃતમાં મુકેલું છે. તે પરમમોક્ષ આપનાર છે. માટે તે શાસ્ત્ર સમજવાથીજ ભગવાનનું યથાર્થ સ્વરૂપ સમજાય-છે. પણ તે મોટા સંતના સમાગમ વગર, તેના શબ્દનો પ્રભાવ સમજી શકાતો નથી. કારણકે, બ્રહ્મવિદ્યા અગમ્યવિદ્યા છે.

બ્રહ્મવિદ્યાના ભોમીઆ, સાચા સંત સુજાણ,
દેવાનંદ કહે હરિદાસમાં પીવો અમૃત રસપાન.
સેવો સાચા હરિસંતને.

(क) પૂર્ણબ્રહ્મ પુરૂષોત્તમના સ્વરૂપની પરીક્ષા તેમના સિદ્ધાંતો ઉપરથી થઈ શકે છે. સિદ્ધાંતો, તેમનાં પુસ્તકો ઉપરથી છે.

(૧) ભગવાન, તથા મુક્ત, બ્રહ્મપુરધામમાં સદા દિવ્ય સાકાર છે.

**ऋचोऽक्षरे परमे व्योमन्यस्मिन् देवा अधि विश्वेनिषेदुरिति ॥**
**श्वेता० उप० अ० ४ ॥**

અને વચનામૃત પ્રથમ. ૮, ૨૧, ૩૭, ૬૩, ૬૪, ૬૭, ૭૧. કારિ. ૧. પંચા. ૪, ૭. લોયા. ૧૩, ૧૪, ૧૫. મધ્ય. ૬૬. અમ. ૬. છેલા. ૭, ૨૬, ૨૧, ૩૭.

(૨) શ્રીજી મહારાજ પોતે અવતાર ધરાવે, કાં અવતાર ધરે. તેતો પુરૂષોત્તમ સાક્ષાત્ ધામમાં રહ્યા થકાજ, સ્વયં મનુષ્યમૂર્તિરૂપે દર્શન આપેછે. તે સર્વેના નિયંતા, અવતારી છે. પ્રમાણ, રૂગ્વેદીયૈતરયોપનિષદ. પ્રથમ ખંડ.

પ્રથમ. ૧૨, ૪૧, ૫૧, ૬૩. મધ્ય૦ ૯, ૧૩, ૩૧, ૬૪. પંચા. ૭.

(૩) જીવ, ઇશ્વર, સર્વેને વિષે રહીને સાક્ષીરૂપે, કર્મ-ફળ આપે છે. એવા પરમાત્મા પોતે ધામમાં રહ્યાથકાજ પ્રકાશી રહ્યા છે. કારી૦ ૪, ને ૭.

वासुदेवोपनिषद् अ० २ पाद २ मंत्र १४

तैलम् तिलेषु काष्टेषुवह्निः क्षीरेघृतं यथा ॥
गन्ध पुष्पेषु भूतेषु तथात्मावस्थितोह्यहम् ॥

(૪) સગુણ–નિર્ગુણ સ્વરૂપના કારણ, સદા મૂર્તિમાન બ્રહ્મસ્વરૂપ, દિવ્ય મૂર્તિમાન, વાસુદેવભગવાન છે. પૂર્ણ પુરૂષોત્તમ છે. મધ્ય૦ ૪૨. કારિ. ૮. પ્રથમ. ૬૬.

यः सर्वेषु भूतेषु तिष्टन् सर्वेभ्यो भूतेभ्योऽन्तरोयं सर्वाणि भूतानि न विदुर्यस्य सर्वाणि भूतानि शरीरं यः सर्वाणि भूतानि अन्तरोमयत्येषत आत्मान्तर्याम्यमृतः ॥

वाजसनेयि ब्राह्मणोपनिषदि० पंचमोध्यायेः ७ ॥

પ્રકૃતિ, ને પુરૂષના સઘળા ક્ષેત્રમાં, અનેક બ્રહ્માંડોમાં, સર્વભૂતોમાં, સર્વે આત્માઓમાં, અંતર્યામીરૂપે, વ્યાપીને શરીરશરીરીભાવે રહેલ, સર્વને ઉપજાવે છે, લય કરે છે, ને જીવન છે, ને સગુણ નિર્ગુણસ્વરૂપે પ્રકાશીરહ્યા થકા પોતે અવતારી દિવ્યમૂર્તિમાન સદા બ્રહ્મપુરે બિરાજમાન છે. ને ત્યાં રહ્યા થકાજ જે જે સ્વરૂપ પ્રકાશ્યાં જોઇએ, તે પ્રકાશે છે. પૂર્ણબ્રહ્મ પુરૂષોત્તમ સર્વોપરી છે. સર્વના આત્મા છે.

(૫) પ્રકૃતિ-પુરૂષદ્વારાએ કરીને જગતને સૃજે છે. માટે સર્વ કર્યું તેમનુંજ થાય છે. માટે **कर्ता**. ને સૌ ઉપાધી, પ્રકૃતીના રાગે કરી ગ્રહણ કરે છે, માટે **अकर्ता**. ને સર્વને, અક્ષરને, તથા મુકતોને, લીનકરીને સ્વરાટથકા રહેવા, ધારવા, પ્રકાશ કરવા, ને પ્રેરવા, સમર્થ છે, માટે **अन्यथाकर्तु** છે. પૂર્ણપુરૂષોતમ છે.

**सामवेदी छांदोग्योपनिषद तृतीय खंड** પ્રમાણ છે.

**कृष्ण यजुर्वेदि श्वेता० उप० अ० २४**—પ્રમાણ છે.

લોયા. ૧૩. પ્રથમ. ૫૬.

**यजुर्वेदीकठोपानिषद—एकोवशी सर्व भूतान्तरात्मा ॥**

अथर्ववेदीय मुण्डकोपनिषद—**तस्यभासा सर्वमिदं विभाति ॥**

अथर्ववेदीय प्रश्नोपनिषदे—ઇત્યાદિક ઘણાં પ્રમાણ છે.

૬ જીવ, ઇશ્વર, પુરૂષ, માયા, ને અક્ષર, તેથકીપર અક્ષરાતીત પૂર્ણપુરૂષોત્તમ, બ્રહ્મપુરને વિષે સદાદિવ્ય સાકારમૂર્તિ છે. સાર. ૫૫. ૨. ૭.

**कृष्ण यजुर्वेदिय श्वेता० उपनि०**—પ્રમાણ છે.

(૭) નામ તથા રૂપના વિભાગને યોગ્ય, એવા જડ-ચેતનોના શરીરી પરમાત્મા, તે કાર્યરૂપ છે. સૂક્ષ્મદશાને પામેલ, સર્વે બ્રહ્માંડનો સમુહ, એવા જડ-ચેતનના શરીરી-પરમાત્મા તે આ જગતના કારણ છે. એટલે સર્વેમાં વિ-શિષ્ટ, ને સર્વેથી ન્યારા, એવા એકજ, પૂર્ણબ્રહ્મ, દિવ્યમૂર્તિ છે, એમ **विशिष्टाद्वैतमत.** અને એજ **પરમરહસ્ય** છે.

લોયા. ૭. મધ્ય. ૧૭. પ્રથમ. ૪૧, ૬૪. કારી૦ ૮. પંચાલા. ૭. જેતલપુર. ૧.

**वाजसनेयि ब्राह्मणोपनिषादि सप्तम् ब्राह्मणे**—પ્રમાણ છે.

**यस्य पृथिवी शरीरम् ॥ यस्यात्मा शरीरम्**—વિગેરે ઘણાં છે.

(૮) પરમાત્માનું સ્વરૂપ અદ્વિતીય છે, તે જેવો કોઈ થાનાર નથી. ભકતો, તદાત્મકપણાને પામે, તોપણ તેમની તુલના કરવા જેવો કોઈ થતો નથી, તેમ તેમની મૂર્તિમાં કોઇની લીનતા થતી નથી.

લોયા. ૧૩. મધ્ય. ૮૭. છેલ્લા. ૩૯.

यजुर्वेदीय तैतिरीयोपनिषदि ब्रह्मानन्द वल्ल्याम् પ્રમાણ છે.

**ॐ ब्रह्म विदाप्नोति परम् । तदेषाऽभ्युक्ता । सत्यंज्ञान-मनन्तं ब्रह्म । यो वेदानिहितं गुहायाम् परमे व्योमन् । सोऽश्नुते सर्वान् कामान् सह । ब्रह्मणा विपाश्चितेति ॥१॥**

(૯) સ્વામીનારાયણમહાપ્રભુ, પરમાત્માની મૂર્તિમાં, કોઇની લીનતા નથી. પણ સર્વેમુકતો બ્રહ્મસ્વરૂપ બની સે-

વામાં રહે છે. ને ધારણ કરેલી મનુષ્યમૂર્તિ, ને ધામની મૂર્તિ, એકજ છે. અનેકરૂપે, યોગકળાએ થવાસમર્થ, પરમાત્મા છે. માટે મનુષ્યમૂર્તિ ધારે ત્યારે, બાળજોબન, ઇત્યાદિક મનુષ્યપણાના ભાવ, તેમાં કલ્પવા, એ મોહ છે. એતો પુર્ણબ્રહ્મ સનાતનમૂર્ત્તિ છે. અમ. ૬, ૭. મધ્ય. ૧૩. પંચા. ૭. છેલ્લા.

પ્રથમ. ૩૧. અમ૦ ૪.

પ્રમાણ–यजुर्वेद० १४ अ० मं० १० ॥ उपनिषद માં પણ છે.

,, सामवेदीय छान्दोग्योपनिषदि० अष्टम खंडे.

(૧૦) અક્ષર ધામમાં, મુકતોના આકાર, પુરૂષોત્તમના જેવાજ છે. પુરૂષાકાર સર્વેના છે. દિવ્યવિગ્રહ થાય છે. સ્રીપુરૂષના વિકારે રહિત છે. બ્રહ્મસ્વરૂપ છે. ભગવાનની ઇચ્છા થકી સાકાર થાય છે. ને સર્વે દાસભાવે વર્તે છે.

છેલ્લા. પ્રથમ. ૩૮,૩૭,૨૨. લોયા. ૧૪,૧૩,૧૨. પ્રથમ. ૨૧, ૪૦. કારિ. ૧૦.

सामवेदि० छान्दो० उप० ४० खंड १३ ॥ પ્રમાણ બહુ સારૂં છે.

( ड ) શ્રીઅક્ષરાધિપતિ પુરૂષોત્તમના પ્રગટ થવાના હેતુ.

**( १ ) प्रभौ प्रेमवन्तः परै कान्ति काये,**
**जना वैष्णवाः सन्ति तेषां सुखाय ।**

**तदिच्छा प्रपूर्णाय तल्लालनाया,**
**क्षरादागतस्तत्र हेतुः परोऽयम् ॥**

ભગવાનને વિષે પ્રીતિવાળા એવા જે ભક્તો, તેમને સુખ દેવા, તથા તેમના મનોરથ પુરા કરવા, લાડકોડ પુરા કરવા, પોતે પરમાત્મા પધાર્યા. ( પ્રથમ હેતુ )

( २ ) अधर्म्या सुर क्लेश गौ भक्ति धर्मौ,
तयो रक्षणाय प्रवृत्यै पृथिव्याम् ।
स्वयं कोसलच्छुप्पयोधाम धर्मा–
लये जन्मजग्राह हेतु द्वितीयः ॥

અધર્મી, અસુરોથી કષ્ટ પામતાં એવાં જે ભક્તિધર્મ, તેમનું રક્ષણ કરવા, તથા ધર્મ અને ભક્તિની પ્રવૃત્તિ કરાવવા, કોસલ કહેતાં હિંદુસ્તાનદેશમાં, અયોધ્યાના, છપૈયાપુરને વિષે રહેલા હરિપ્રસાદ વિપ્ર, તેમનાં સ્ત્રી, ભક્તિ, તેમને ઘેર, જન્મ ધારણ કર્યો. ( બીજો હેતુ )

( ३ ) सदा स्याक्षरस्थावतारी प्रभुर्यः,
ससर्वोपरी ज्ञानमस्ति स्वकीयम् ।
निजोपासनाया प्रथिव्यां प्रवृत्यै,
तयो रागतो हेतु रुक्तस्तृतीयः ॥

સદા અક્ષરધામમાં બિરાજમાન, ને સર્વોપરી જે પોતાના સ્વરૂપનુંજ્ઞાન–બ્રહ્મવિદ્યા, તેનો પ્રકાશકરવા તથા પોતાની સાકાર ઉપાસના, સર્વોપરી છે, તે પ્રવર્તાવવા, આ પૃથ્વીને વિષે આવ્યા. ( ત્રીજો હેતુ )

( ४ ) स्वकीयावतारास्तदीयाश्च भक्ता,
निजोपासनां ज्ञानमाबोध्य तेषाम् ।

तथैन्स्वधामाऽधिनेतुं विचिन्त्या-
ऽऽगतः श्रीहरिर्हेतुरुक्तश्चतुर्थः ॥

પોતાની દૃષ્ટિને પામીને સઘળા પ્રગટેલા કાર્યાવતાર તથા તેમના ભકતો, તેમને પોતાની ઉપાસના તથા પોતાના સ્વરૂપનો બોધ કરીને તેમને અક્ષરધામ પમાડવા માટે. (૪. થો)

( ૫ ) चिरान्नष्ट एकान्तिको धर्म उर्व्यां,
सतत्स्थापनायाऽसतां निग्रहाय ।
सदैकान्तिकानां सतां रक्षणायाऽऽगतः,
श्रीहरिः पञ्चमो हेतुरुक्तः ॥

પૃથ્વીને વિષે ઘણાક કાળથી નાશપામેલો જે ભાગવતધર્મ, કહેતાં એકાંતિકધર્મ, તેને સ્થાપનકરવાને સારૂ તથા અવિદ્યાને ઉઘાડી કરવા, તથા દુરીજનોને હઠાવવા સારૂ, તથા એકાંતિક પુરૂષોનું રક્ષણ કરવા સારૂ પધાર્યા. (૫. મો)

( ૬ ) स्वयं पूर्वजीवान्मुमुक्षून्निजोपासना,
ज्ञानमाबोध्य नेतुं स्वधाम ।
तथा स्व स्व भक्ताश्रयेणापि कर्त्तुं,
मुमुक्षून्नवानागतः षष्ट हेतुः ॥

પૂર્વના યોગભ્રષ્ટ મુમુક્ષુજીવોને, પોતાની ઉપાસના તથા પોતાની બ્રહ્મવિદ્યાનું જ્ઞાન, તેનો બોધ કરાવીને, પોતાના અક્ષરધામમાં લઇ જવા, તથા પોતાના તેમ પોતાથી થએલા ભકતોના સબંધે કરીને નવાભકતો કરવા, તે ઉપકાર અભયદાન, બ્રહ્મવિદ્યાનું દાનદેવા, પોતે પધાર્યા. ( ૬ ઠો હેતુ. )

પુરૂષોત્તમ, મહાપ્રભુ શ્રીસ્વામીનારાયણ, પોતે અયોધ્યામાં છપૈયાપુરે, શ્રીહરિપ્રસાદ તથા ભક્તિમાતાને ઘેર સંવત્ ૧૮૩૭ના ચૈત્ર શુદી ૯મીને દિવસે પ્રગટ થાતા હવા. જેમણે ૧૧ વર્ષ બાલ્યાવસ્થા ભોગવી, ૭ વર્ષ વનમાં તપકર્યું, ને સઘળે સ્થાનકે ફર્યા. ને ૧ વર્ષ ૬ માસ રામાનંદસ્વામી ભેગા રહ્યા. તે પછી, ૨૮ વર્ષ આશ્રિતજનને સુખ આપતા થકા પોતાના સ્વરૂપની ઉપાસના પ્રવર્તાવી, તથા એકાંતિકધર્મનો પ્રકાશકરી પોતે ધામમાં પધાર્યા.

(ड) પરમાત્માના અંતર્ધાનથયાપછી, એકાંતિક કહેતાં ભાગવતધર્મની પુષ્ટિ, તથા બ્રહ્મવિદ્યાનો પ્રકાશ, બ્રહ્મમૂર્તિ, ગુણાતીતાનંદસ્વામી દ્વારા તેમના શિષ્યોદ્વારા ચાલ્યો જ આવે છે. અને ભગવાન, અને ભગવાનના પરમભક્ત, જરૂર પૃથ્વી ઉપર વિચરતા હોય એમાં નવાઇ નથી. (વરતાલ. ૧૯.) એમ શ્રીજી મહારાજની વાણી છે. એટલે ભકતોદ્વારે, બ્રહ્મવિદ્યાનો, પોતાની સાકાર ઉપાસનાનો, અને સર્વોપરી પોતે શ્રીપુરૂષોત્તમનારાયણ છે. તેમના તુલ્ય બીજો કોઇ ભગવાન નથી, થનાર નથી તે થશે નહિ, એ તમામ વિદ્યાનો પ્રકાશ કરાવતા જાય છે, અને જશે એ નિર્વિવાદ છે. આપણું કર્તવ્ય એવા ભકતોને ઓળખવાનુંજ છે, જેથી અવિદ્યા નાશ પામે, અને છેલ્લો જન્મ થઇ જાય.

(ढ) બ્રહ્મવિદ્યાનો પ્રકાશ ગ્રંથોમાં કરેલો છે. પણ તેવા ગ્રંથો બહાર પાડવામાં આવ્યાજ નથી. કારણકે, શ્રીહરિ પોતે હતા, ત્યારેપણ પ્રભાવના શબ્દોના કજીઆ ચાલતાહતા કે, અવતારનું બોલાય કેમ ? સર્વે અવતાર તેમના છે.

તો પછી ભગવાનના સ્વરૂપનુંજ્ઞાન ને ભગવાનનો મહિમા એ એજ મોક્ષ, અર્થાત્ પરમપદ સિદ્ધિના હેતુ છે, તે કેમ જાણ્યા માં આવે ? અર્થાત્ નજ જાણ્યામાં આવે. સર્વે વાત શાસ્ત્રોમાંતો હોય પણ સમજાય નહિં. વેદશાસ્ત્રમાં શું નથી ? તમામ વિદ્યા છે. પણ કોણે બ્રહ્મવિદ્યા પ્રગટ બતાવી, પરમાત્માનું સ્વરૂપ ઓળખાવ્યું ? કોઇએ અદ્વૈતસિદ્ધિ તો કોઇએ દ્વૈતસિદ્ધિ, તો કોઇએ કર્મનેજ પ્રધાનપદ આપ્યું, તો કોઇએ માયા, કાળ, ને સ્વભાવનેજ પ્રધાનપદ આપ્યું. વળી કેટલાક તો પાંચ, "મકાર"–મદ્ય, માંસ, મિથુન, મચ્છિ ને મુદ્રા એનેજ ગ્રહણ કરવામાં મોક્ષ માન્યો છે. સૌ સૌએ પોતાની રૂચી પ્રમાણેજ શાસ્ત્રોમાંથી ગ્રહણ કરી, અનેક મતપંથો ચલાવેલા છે. પણ ભગવાનનું યથાથ સ્વરૂપ કોઇને હાથ આવ્યું નથી, ને આવે પણ નહિ. તેમ ઉદ્ધવસંપ્રદાયમાં પણ અવિદ્યાને લીધે બખેડા ચાલે છે. ઉપાસના, ને પરમાત્માના સ્વરૂપનુંજ્ઞાન, તેનો મહિમા, જેમ છે તેમ ન જણાય તો જેવા બીજા બધા વાડાવાળા, તેમ સ્વામીનારાયણનો પણ એક વાડો, એમ ઘણાલોકો કહી રહ્યા છે. આ આક્ષેપ કેટલો અસત્ય છે તે વિચારશો. ભગવાનના ભક્ત થવું, તે વાદવિવાદ કે વિરોધ કરવા નથી. મતમતાન્તરના વિવાદથી આ દુનિયામાં જે જે માઠાં પરિણામ થયાં છે, થાય છે અને થશે, તંને ભગવાનના સાચા ભકતજ જાણી શકે છે. ખરા ખોટાનો નિર્ણય તો થવાની જરૂરજ છે. જ્યાં સુધી, એક ધર્મમાં, એક પંથમાં, કે એક દેશમાં, ભકતો, કે પંડિતોમાં, કે વિદ્વાનોમાં, પરસ્પર મિથ્યાવાદ નહિ છૂટશે, ત્યાં સુધી એકબીજાને આનંદ તથા સુખ

ન થાય. વિશેષે કરીને સાચા ભકતો, કે વિદ્વાનો, પરસ્પર, ઇર્ષા, રાગ, દ્વેષ, છોડી ખરાખોટાનો નિર્ણય કરી, અસત્યનો ત્યાગ કરવા ચાહે તો, આપણે બધાને માટે એ વાત અસાધ્ય નથી. મહાપ્રભુ પરમાત્મા એકજ છે, જેની તૂલના કોઇને ન અપાય. તો પછી જેની રગેરગમાં મહાપ્રભુ પ્રકાશી રહ્યા છે, તે મહાનપ્રભુને ઓળખાવ્યા વગર કેમ રહેશે ?

બ્રહ્મવિદ્યા જેણે સિદ્ધ કરી છે, તેને તો સર્વે આર્યજનો, વા બીજા દેશના પુરૂષો એક સરખાજ છે. તેને મતેતો દેહ, દેશ, તેમ સંબંધી કોઇ નથી. દેહ, દેશ, સુત, દારા, વિગેરે મનની કલ્પનાજ છે. ને અહંવૃતિ છે. ને અહંતા, ને મમતાએ—રાગ, દ્વેષ, ઇર્ષા, વિગેરે દુર્ગુણોને માર્ગ આપેલો છે. પણ સાચા ભકતને તો ભગવાનના ભકતજ વહાલા છે. અને બીજા બધા તરફ પરોપકારની દૃષ્ટિથીજ સાચો ભકત જોઈ રહે છે. કારણકે, જેટલા જીવો બંધનમાંથી છૂટે, તેટલા છોડાવવા એજ સદાશય, ને પરોપકારની વૃત્તિ છે. અને મહાન્ પ્રભુ પણ તેથીજ રાજી, રાજી ને રાજી છે. માટે ભગવાનના સત્યસ્વરૂપનો પ્રકાશ કરાવવા, તથા બ્રહ્મવિદ્યાનો પ્રકાશ કરાવવા, મહાપ્રભુની મહાન્ કૃપાદૃષ્ટિથી—આ ગ્રંથ તેમજ બ્રહ્મવિદ્યાથી ભરપુર બીજા બે ગ્રંથો— “ભાગવત ધર્મરહસ્ય ભા. ૧ ને ૨.—” લખાએલાછે જેમાં તમામ વિષયો સારી રીતે ચર્ચાએલા છે. ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય ભકિત, ઉપાસના, કર્મકાંડ. જ્ઞાનકાંડ, ભાગવતધર્મરહસ્ય, ધર્મતત્વ, જીવ, ઈશ્વર, માયા, પુરૂષ, બ્રહ્મ અને પરબ્રહ્મ,

પરમસિદ્ધિયોગ, ઇત્યાદિક તમામ વિષયો ૭૨ અધ્યાયોમાં વર્ણવેલ છે. તે રાગ–દ્વેષ, છોડી, દરેકે વાંચી લેવા વિનંતી છે. મહાપ્રભુ પણ સર્વે મનુષ્યોને–ભક્તોને, એકજ સત્યસ્વરૂપ શ્રીહરિ જે સર્વેના પ્રેરક, ને પ્રવર્તક છે, તેની ઉપાસનામાં પ્રવૃત થવાનો ઉત્સાહ, સર્વે મનુષ્યોના જીવાત્મામાં પ્રકાશિત કરે, જેથી જીવને વળગેલી અવિદ્યાનો નાશ થવા સંભવ થાય, અને જીવાત્મા મહા સુખી થઇ જાય.

---

## પ્રકરણ. ૧૦.

---

## ઉપાસના.

---

ઉપાસના–અર્થાત્ ઉપાસનાનું અંગ ભગવાનનું સ્વરૂપ છે. ભગવાનના સ્વરૂપને જેમ જેમ ભક્ત જાણતો જાય, તેમ તેમ ભજનના કરનારા જીવને ભગવાનના સ્વરૂપને વિષે પરપણું જણાતું જાય છે, ને ભગવાનનો મહિમા પણ અધિક અધિક જણાતો જાય છે, અને જીવાત્માના મુક્તપણામાં વિશેષપણું આવતું જાય છે. માટે ભગવાનના સ્વરૂપને યથાર્થપણે જાણવું, અને તે સ્વરૂપનો નિશ્ચય કરવો, એનું નામજ ઉપાસના છે.

ભગવાન કેવા છે ? ક્યાં રહે છે ? અને તે સ્વરૂપની નિષ્ટા ન ફરે એજ ઉપાસના છે. ભગવાનના સ્વરૂપને વિષે સદા સાકારપણાની અચળનિષ્ટા હોય, અને ભજનનો કર-

નાર બ્રહ્મરૂપ થાય, તોપણ નિષ્ટા જાયજ નહિ, ગમે તેવા નિરાકાર પ્રતિપાદન કરનારા ગ્રંથને સાંભળે, તોપણ ભગવાનના સ્વરૂપને સદાસાકારજ સમજે, અને સાકારસ્વરૂપનુંજ પ્રતિપાદન કરે. પણ પોતાનિ ઉપાસનાનું ખંડન થવા દેજ નહિ. એટલે બ્રહ્મપુર ધામ જે મહા તેજોમય, સચ્ચિદાનંદબ્રહ્મ જેના પ્રકાશનો સમૂહ અધોઉર્ધ્વ, તથા ચારેકોરે પ્રમાણે રહિત છે ને અનંત છે, તે ધામમાં દિવ્યવિગ્રહ, દિવ્યમૂર્તિ એવા જે પુરૂષોત્તમ ભગવાન સદા બિરાજમાન છે, અને તે મૂર્તિની ચારેકોરે અનંતકોટિ મુકતો બેઠા થકા, પુરૂષોત્તમ ભગવાનનાં દર્શન કરે છે. ભગવાનની મૂર્તિ, મહા તેજસ્વી જણાય છે, ને દ્વિભુજમૂર્તિ અતિશે મનોહર જણાય છે. મનુષ્ય જેવડીજ મૂર્તિ છે, અને મુકતોના આકાર પણ દિવ્ય, ભગવાન જેવાજ છે. આ પ્રમાણે દૃઢ સમઝણ જેની હોય તેનેજ ઉપાસનાવાળો કહેવાય છે.

ઉપાસનાના ત્રણ અંશ છે-( ૧ ) મહા તેજોમય, સચ્ચિદાનંદબ્રહ્મ જે ધામ, તેમાં અનંતકોટિ મુકતે સેવ્યા થકા સદા દિવ્યવિગ્રહસાકાર શ્રીસ્વામીનારાયણભગવાન બિરાજમાનછે. (૨) સર્વે અવતાર માત્રના કારણ સર્વોપરી અવતારી પુરૂષોત્તમ ભગવાનજ છે. પણ બીજો કોઈ કર્તાને નિયંતા નથી. (૩) પુરૂષોત્તમના જેટલી, પ્રભા, કાન્તિ, તથા મોટાઈ, બીજા કોઈમાં નથી, જેથી એ પરમાત્માની તુલના કોઇ કરી શકે તેમ નથી. અનંતકોટિમુકતો તેમના જેવાજ થાય, તોપણ ભગવાન તેથી અપાર ને અપાર છે, જેથી ભગવાનને વિષે સ્વામીસેવકભાવ અચળ રહે,

ને મુક્તનો આનંદ અપાર વધતો જાય. આ ત્રણે અંશમાંથી એકે ભાવ જો ઘટે, તો ઉપાસનાનું ખંડન થાય છે. એ સિદ્ધાંતવાર્તા છે. આ પ્રમાણે ત્રણે અંશ ઉપાસનાના જે ભક્ત યથાર્થપણે સમજે છે, તેજ ભક્ત, માયાનાં આઠે આવરણભેદી, મહામુક્ત થઈ ધામમાં જાય છે.

પ્રમાણ વેદ આધારે—"अथर्ववेदीय—मुण्डकोपनिषद."

**अधश्चोर्ध्वञ्चप्रसृतं ब्रह्मैवेदं विश्वमिदं वरिष्ठम् ॥**

અને कृष्ण–यजुर्वेदीय-श्वेता० उप० ४ अ० ॥

**ऋचोऽक्षरेपरमे व्योमन्यन्यास्मिनदेवा अधिविश्वे निषेदुरिति ॥ ८ ॥** વેદ મંત્ર છે યજુર્વેદમાં.

અને **महोपनिषादि** માં લખેલ છે ( મ૦૧૩.લોયા. ૧૪. )

આ પ્રમાણે ઉપાસનાના ત્રણે અંશ વેદોક્તછે, તે ન સમજાય એથીજ અનેકવાદ નજરે પડેલા છે.

**अर्थ कामेष्वसक्तानां धर्म ज्ञानं विधीयते ।**
**धर्म जिज्ञासमानानाम् प्रमाणं परमं श्रुतिः ॥** (मनुस्मृति)

જે પુરૂષ અર્થ, અને કામ, એટલે મોટાઇ, યશ, અને ધનસ્રીયાદિકમાં નથી ફસાતો, તેનેજ બ્રહ્મવિદ્યા, એકાંતિકધર્મ પ્રાપ્ત થાય છે, જે ભાગવતધર્મની ઇચ્છા કરે, તે વેદ દ્વારાજ નિશ્ચય કરેછે, અને તેજ ધર્મ માનવા યોગ્ય છે. કારણકે ધર્મ, તથા અધર્મનો નિશ્ચય વેદવાણી વગર બરાબર થઈ શકતો નથી. પ્રત્યક્ષ ભગવાનના સ્વરૂપ વગર, ઉપર

મુજબ સમજે તોપણ, વિજ્ઞાન થાયજ નહિ. જ્ઞાન એ જાણવાનું નામ છે. એટલે તેનો સઘળો આધાર વસ્તુ ઉપરજ રહેછે. વસ્તુ હોય તોજ સાક્ષાત્‌જ્ઞાન થાય છે, માટે જ્ઞાનમાં, ને ઉપાસનામાં ભેદ ઘણો છે.

## ઉપાસના ને જ્ઞાનનો તફાવત.

ઉપાસના તો પુરૂષને આધન છે. પરમાત્માના યથાર્થ સ્વરૂપને જાણી, તેની ઉપાસના તથા ભક્તિ કરવી, એ પુરૂષ કરે તોજ થાય, ને ન કરે તો નજ થાય. ને કંઇ સિદ્ધિ પણ નજ થાય. વસ્તુ મેળવવી છે, તો પ્રયત્ન કરીએ તોજ તે વસ્તુ પ્રાપ્ત થાય. પણ પ્રયત્ન કર્યા વગર તે વસ્તુ પ્રાપ્ત થનારજ નથી. તેમ ભગવાનને ઓળખીને તેની આરાધના કરે, તોજ પ્રાપ્તિ છે, નહિંતર કદાપી નથી.

જ્ઞાન—એ જાણવાનું નામ છે. એટલે એ મન, બુદ્ધિની એક માનસીક ક્રિયા છે. તોપણ ઉપાસનામાં ને જ્ઞાનમાં, ઘણોજ તફાવત છે. ઉપાસના તો કરવાને અથવા ન કરવાને શકય છે. પુરૂષને આધિન, કરે તો થાય ને ન કરેતો ન થાય. પણ જ્ઞાન, એટલે વસ્તુને જાણવી તે. દુધ, ધોળું, સ્વાદે મીઠું ને પાષ્ટિક છે. એટલે દુધનું જ્ઞાન થાય, પણ જાણે તેણે કરીને દુધની પ્રાપ્તિ નથી. ને દુધથી થતું પૌષ્ટિકપણાનું સુખ તે પણ મળતું નથી. ભલે તેને મનન કરે, તોપણ સુખ નજ આવે. પણ તે દુધ જાણ્યા પછી, તેને મેળવવા પ્રયત્ન કરીએ, ને દુધ મેળવીએ, તોપણ જ્યાંસુધી પીને, પચાવી શકીએ નહિ, ત્યાંસુધી તેના પૌષ્ટિકપણાનું સુખ, ઈ-

દ્રિયો તથા જીવાત્મા ભોગવી શકેજ નહિ. તેમ પરમાત્માનું જ્ઞાન, શાસ્ત્રવાંચી, અનુમાન કરી મેળવીએ, તોપણ પરમાત્માના સ્વરૂપની પ્રાપ્તિ ક્યાં છે ? અને બ્રહ્માનંદ તે સ્વરૂપનો કેમ આવે ? નજ આવે. વળી મેળવવા પ્રયત્ન કરીએ, તોતે વસ્તુતો અગોચર છે, મનવાણી થકીપર છે, ને ગુણાતીતમૂર્તિ છે, તેને મન, ઇંદ્રિઓ, અંતઃકરણ માયીક હોઈ કેમ પામે ? અર્થાત્ કેવળજ્ઞાને કરીને, જાણવે કરીને, વેદ ભણવે કરીને, ને કંઠેકરીને, તથા સાધન કદાપી સિદ્ધ કરે, તોપણ, ભગવાનના સ્વરૂપની પ્રાપ્તિ થાયજ નહિ, તો સિદ્ધિ કેમ થાય ? નજ થાય.

## કર્મવાદીઓનો મત.

જૈનવાદમાંતો બધા જીવાત્મા શુભકર્મે કરીને, શમ, દમાદિકે કરીને, આત્મસમાધિ કરીને કૈવલ્ય પામે છે, અને ભગવાન થાય છે. એટલે એમને મતે તો, ઉપાસના પણ ગઇ. ભગવાન પણ અનંત થયા. ને કર્મ, કાળ, ને સ્વભાવનું પ્રધાનપદ આવે છે, જે વેદથી વિરૂદ્ધ મત છે. એટલે તે કેવળ જડવાદ છે, અને તેના સિદ્ધાંતો અપૂર્ણ છે. વેદવિરૂદ્ધ છે. તે નાસ્તિકવાદમાં કંઇપણ સિદ્ધિજ નથી. અકર્મપણે રહે તોપણ તેઓતો કર્મમાંજ બુડેલા છે, માટે નાસ્તિકવાદ, મળની પેઠે ત્યજી દેવા યોગ્ય છે, એ સિદ્ધાંત છે.

## (૨) અદ્વૈતસિદ્ધિ.

આમાં બે મત છે. તેમાં થતી ભૂલો નીચે મુજબ છે.

अ એક પરમાત્માને નિરાકાર માનનારો, પણ તેની તુલ્ય કોઇ નથી.

ब બીજો પરમાત્માને નિરાકાર માને છે, પણ જીવાત્મા, બ્રહ્મનો અંશ છે, તે બ્રહ્મમાંજ ભળીજાયછે. ઉપાધી છુટે એટલે બ્રહ્મમાં ભળે છે. આ બન્નેવાદ ભૂલવણી ખવરાવે તેવા છે.

अ વિભાગના સિદ્ધાંતો.

વેદાંતિઓ પરમાત્માને નિરાકાર માને છે. જીવાત્મા, અનાદી કહે છે. પરમાત્મા જેવો કોઇ થવા સમર્થ નથી, ને વેદને આધારે, જીવ, ઇશ્વર, માયાને પુરૂષોત્તમ એ ભેદપણ માને છે. સાધન કરવાનાં પણ માને છે. સચ્ચિદાનંદબ્રહ્મ, જે મહા તેજનો પ્રકાશ, તેમાં સર્વે ગુણો માને છે, ને સાધન કરે, મનન, નિદિધ્યાસે, બ્રહ્મનું સાધર્મ્યપણું મેળવે છે, પણ એકતા નહિ. એમ અદ્વૈતસિદ્ધિ, મોક્ષ માનેછે. સાધર્મ્ય—અન્વય-ભાવથી એકતા થાય છે. જેમ, પૃથ્વી, જળ, તેજ, વાયુ, એ દ્રવ્યો આકાશથી અન્વયપણે ભીન્ન નથી, અને વ્યતિરકે એટલે સ્વરૂપે કરીને ભિન્ન હોવાથી તે પૃથક છે, તેમ સચ્ચિદા-નંદબ્રહ્મ, નિરાકાર, અતિતેજોમય, ને સર્વશક્તિમાન છે, તે વ્યાપક હોવાથી જીવ અને પૃથ્વી આદિકદ્રવ્ય એનાથી અલગ નથી રહેતાં, અને સ્વરૂપથી એક પણ નથી થતાં. દાખલા તરીકે ઘર બનાવતા પહેલાં, લાકડાં, માટી સર્વે આકાશમાંજ રહે છે, અને ઘર બની ગયું ત્યારે પણ આ-કાશમાંજ ઘર રહે છે. અને જ્યારે તૂટી ગયું, ત્યારે ઘરના સર્વે અવયવો, ભિન્ન ભિન્ન દેશમાં, જૂદે જૂદે ઠેકાણે ગયાં,

પણ સર્વે આકાશમાંજ છે. એટલે સ્વરૂપે ભીન્ન, પણ સદાકાળ ત્રણે કાળમાં આકાશમાંથી ભિન્ન તે થઇ શકતાં નથી, પણ સ્વરૂપે ભીન્ન હોવાથી તેઓ કદી એક પણ હતાં નહિ, છે નહિ, ને હશે નહિ. એ પ્રમાણે જીવ તથા પદાર્થમાત્ર, તથા ઈશ્વર વિગેરે, બ્રહ્મમાં છે, સ્વરૂપે જૂદાં છે, તોપણ બ્રહ્મમાં છે, અને અદૃશ્ય થશે, ત્યારેપણ બ્રહ્મમાંજ વિરામશે.

બ્રહ્મમાં–પરમેશ્વરમાં સર્વે જીવ, પદાર્થ, ઇશ્વર, વ્યાપ્ય હોવાથી પરમાત્માથી ત્રણેકાળમાં જૂદાં થઇ શકતાં નથી. એટલે જીવ તે સાધન કરી ઈશ્વર જેવો ગુણવાળો થાય, ને તેથી ગમે તેટલા ગુણ કે સામર્થી મેળવે, તોપણ પરમાત્મા, જે બ્રહ્મ તેની તુલના આપી શકાય નહિ.

## બ્રહ્મની તુલના.

સગુણ એટલે–અનંત પ્રભા, ગુણો, ઐશ્વર્ય સહિત છે.

નિર્ગુણ એટલે–જીવના જડ, મિથ્યા, દ્વેષ, આદિકગુણો પરમાત્મામાં નથી એટલે નિર્ગુણ. હવે આ વાદમાં નથી સિદ્ધિ, કે નથી પ્રાપ્તિ, **નિરાકારવાદ** છે. ગમે તેટલાં સાધન કરે, તપ કરે, સમાધિ કરે, લક્ષ કરે, પણ નિર્બીજસાંખ્ય ને યોગથી, આત્માબ્રહ્મ દેખાયજ નહિ. જેમ, આકાશને સો વર્ષ સુધી ચાટે, તોપણ કયારેય, ખારો, ખાટો, કે તીખો, સ્વાદ આવેજ નહિ, તેમ ભગવાનની મૂર્તિની ઉપાસના, તથા ધ્યાન વિના, આત્માબ્રહ્મ, દેખાયજ નહિ. એ સિદ્ધાંતવાર્તા છે.

ગુણી વગર ગુણ નથી, પ્રભાવાન વગર પ્રભા નથી.

શક્તિમાન વગર શક્તિ નથી, સૂર્ય વગર પ્રકાશ નથી. તેમ, બ્રહ્મ જે સચ્ચિદાનંદ, તેના ગુણો, અનંત, અમાપ, સકળ અશ્વર્યસંપન્ન, અંતર્યામીપણું, વિગેરે ગુણો, પ્રતાપ, બળ, સત્તા, સામર્થિ, ગુણી જે મૂર્તિમાન બ્રહ્મ, સદાદિવ્ય સાકારમૂર્તિ, પુરૂષોત્તમ, તેના વગર કેને આધારે રહી શકે? બહુ બળવાન, બહુ નાવિક, બહુ સમૃદ્ધિવાળો, શુરવીર, ને ચક્રવર્તિ, રાજાની તુલ્ય કોઈ નથી. હવે રાજા નથી તો ગુણો નથી. રાજાને લીધે સૌ તેની અપાર શક્તિથી પ્રધાન, તથા સર્વે નોકર, રાજ્ય ચલાવે છે. તેમ તે રાજા મરી જાય, કે સંતાન ન રહે, તો તેના ગુણોથી શું લોક રાજ્ય ચલાવી શકશે ? અંધાધુની થઈ જાય, ને રાજ્ય બીજો કોઇ પચાવી પડે, નોકરજ પચાવી પડે.

માટે નિરાકારવાદમાં આખી ઉપાસનાજ ઉડી જાય-છે, તો પછી પ્રાપ્તિ તથા આનંદ-બ્રહ્માનંદ, જે મૂર્તિમાંથી મળે તે-ક્યાંથી મળે ? નિરાકાર આત્મા-જીવ, મૂર્તિવિના નિરાકારમાં અન્વય રહે, એ સુખજ નથી, ને પ્રાપ્તિ નથી.

## ब वादवाळा, शुष्कज्ञानीओ.

જીવ, બ્રહ્મનો અંશ છે ને કટકા કરે છે. વળી એક કટકો જે જીવ-દુઃખી, કલેશવાળો, અલ્પજ્ઞ, કુશળ, અકુશળ, વિગેરે ભાવ બ્રહ્મમાં આવી જાય છે, એટલે પરમાત્મા એક વખત અલ્પજ્ઞ, ને બીજી વખત સર્વજ્ઞ. તે અચ્યુત, નિરંશ છે, તેને છેદવાળો કહેવો, ઉપાધીવાળો ઠેરવવો, જન્મમૃ-ત્યુવાળો ઠેરવવો, એ મૂર્ખતા છે. એક ક્ષણમાં, બ્રહ્મ છે તે જ્ઞાની, ને બીજી ક્ષણમાં જીવાત્મા, કહેતાં અજ્ઞાની, એ સંભવતું-

નથી. આવા ગુણાતીતબ્રહ્મમાં દોષો આરોપણ કરવાથી મોક્ષ ઉડી જાય છે.

## જીવને જ્ઞાન ક્યાંથી થાય છે?

ઇંદ્રિયો, અંતઃકરણદ્વારે, બુદ્ધિએ કરીને જ્ઞાન થાય છે, તે પણ ચેતન જે આત્મા, તેને જાણપણે થાય છે, ને તે જાણપણું બ્રહ્મનું–સાક્ષીબ્રહ્મનું છે. એટલે કારણ, ને કાર્ય ઉપાધીથી પરમાત્માને જીવપણાના, તથા ઇશ્વરપણાના, ભાવ ઘટાડી શકાતાજ નથી. બ્રહ્મ તેતો સર્વત્ર છે. પૂર્ણ છે. તે કોઇનું પ્રતિબીંબ, કે અંશ, કે છેદ, થઇશકેજનહિ. બ્રહ્મનું સ્વરૂપ, તો અનંત, શુદ્ધ, બુદ્ધ, અનાદિ સિધ્ધ છે. તે અનેકરૂપે થાય, એમ જે માનવું એ કેવળ મૂર્ખતા છે. અજ્ઞાની, અલ્પજ્ઞપણું, મિથ્યાપણું, જડપણું, ઇત્યાદિક અજ્ઞાનને બ્રહ્મ જાણશે, અને ગધેડા, કુતરારૂપે બ્રહ્મ ચરાચર, થાયછે, એમ જો કહોતો અચ્યુત, નિરંશ, સર્વજ્ઞ, સર્વવ્યાપક, સર્વશક્તિમાનના બહાર ને ભીતરના ટુકડા થઈ જશે. બ્રહ્મતો અક્ષર છે, અખંડ છે, તો તેના ટુકડા સંભવે કેમ? તથા તે જીવની પેઠે અજ્ઞાની કહેવાય કેમ? આવા ભાવ બ્રહ્મમાં પરઠી, શુષ્કજ્ઞાનીઓ, મોક્ષ પણ ઉડાડી દેછે. ને ભગવાનની મૂર્તિમાં રહેલું જે સુખ તથા આનંદ તે પણ ઉડાડી દેછે. માટે જીવભેદ અનાદિ છે. જીવાત્મા, તે જીવ, ને પરમાત્મા તેતો પરમાત્માજ છે. માટે આ વાદ મિથ્યા છે, ને કેવળ મૂર્ખાઈ ભરેલો છે.

આ બન્ને માર્ગ–નિરાકારવાદ, અને અદ્વૈતવાદ ભૂલ ભરેલા છે, તે ભૂલેચુકે ગ્રહણ કરવા યોગ્ય નથી.

## અદ્વૈતવાદ ગ્રહણ ન કરવાનાં કારણો—

(૧) કેવળ જાણવે કરીને, તથા મનન કરવે કરીને, કંઈ ઇંદ્રિયો, અંતઃકરણ, ને અનુભવ, એ ત્રણે પરમાત્માનો નિરાકારવાદમાં નિશ્ચય પણ કરીશકતાંનથી, ને પ્રાપ્ત પણ કરીશકતાંનથી. કદાપી શમ–દમાદિક ગુણો પ્રયત્નથી કેળવી શકાય, ને ગુણો આચરી શકાય, તેથી કંઇ પરમાત્માની સિદ્ધિ થઇ શકતીનથી.

**इन्द्रियार्थ सन्नित कर्षोत्पन्नं ज्ञानमव्य पदेश्यमव्याभिचारी व्यवसायात्मकं प्रत्यक्षम् ।** ન્યાયસૂત્ર છે.

**अव्यपदेश्य**–એટલે પ્રત્યક્ષ દુધ. શબ્દે કરીને નહિ. તેમ સ્રીનું રૂપક.

**अव्यभिचारि**–એટલે ભ્રમ નહિ પણ ખરૂં દુધ. તેજ વસ્તુ. તેમ સ્રી આદિક.

**निश्चयात्मकम्**–એટલે ઇંદ્રિયોએ દીઠું, બુદ્ધિએ જાણ્યું, ને મન, તથા આત્માએ નિશ્ચય કર્યો કે, એ દુધ છે. ને આ સ્રી છે. તે સ્રી તથા દુધની ઉપાસના કરીએ, ને પ્રયત્ન કરીએ, તો મેળવી શકાય. કારણકે, જીવનો અનાદિનો ઢાળો છે કે, વિષય ભોગવવા, ને ચિંતવન કરવું. ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, જ્ઞાન એટલે જ્ઞાન ક્રિયાનો જાણનાર, અંતરવિકારો–કામ, ક્રોધ, લોભ, ક્ષુધા, તૃષા, ઇત્યાદિક ગુણાત્મક

સ્થિતિના તમામ ગુણોથી, બ્રહ્મસ્વરૂપ, ભગવાન ગુણાતીત. ને તેને આશ્રીને રહેલાં અનંત દિવ્ય ગુણો—સર્વજ્ઞતા, સમર્થપણું, નિર્લેપપણું, કર્તા, અકર્તા, અન્યથા-કર્તા, સર્વેશ્વરપણું, સર્વવ્યાપકપણું, સર્વનું આત્માપણું, અતિ સુખદાયકપણું, ઇત્યાદિક ભિન્ન છે, ન્યારા છે. હવે જીવના લક્ષ્યાર્થસ્વરૂપ તરફ વિચાર કરીએ તો, જીવાત્મા—અછેદ, અભેદ, અજર, અમર, નિત્ય, ચૈતન્ય, આનંદરૂપ, પોતાનું કાર્ય જે દેહ તેને વિષે અને વ્યાપક, નિરાવયવી, સનાતન છે. અને તેથી જ બુદ્ધિની જડતાએ કરીને, જીવના લક્ષ્યાર્થસ્વરૂપને જાણવે કરીને, શાસ્ત્રમાંથી સાંભળીને, જીવાત્માના લક્ષ્યાર્થસ્વરૂપને વિષે કાંતો ઇશ્વર, કે કાંતો બ્રહ્મસ્વરૂપ ભગવાનના ગુણોનું ભાન થાય છે, અને વ્યભિચારી એટલે ભ્રાંતિવાળું જ્ઞાન સમજનાર-જીવાત્માનેજ બ્રહ્મસ્વરૂપ પરમાત્માનો અંશ માનેછે; કે આત્મા, શરીરને વળગેલો, તે બ્રહ્મ છે. પણ આ ભૂલવણીથી ઉપાસના પણ ઉડી જાય છે. અજ્ઞાનીઓ તો એમ માની બેઠા છે કે, રૂડા ગુણો, ધર્મ, દયા, પરોપકાર, તપ, ત્યાગ, ને આત્મજ્ઞાન, જાણી આચરણમાં મુકીશું, ને ઉપાધીનો ત્યાગ કરીશું, અકર્મપણે વર્તીશું, એટલે રજ, તમ, ને સત્વના તમામ ગુણો, દેહ, છૂટયે, એગુણો માયામાં મળીજશે, ને જીવાત્મા શુદ્ધ છે, તે પરમેશ્વરના ગુણોના જ્ઞાનથી, પરમેશ્વરના સાધર્મ્યપણાને પામશે; અને વ્યાપકરૂપ બ્રહ્મની શક્તિમાં સ્થિતથઇ, સર્વત્ર વ્યાપકપણું, તથા સર્વજ્ઞપણું, આદિ વિદ્યાયુક્ત સચ્ચિદાનંદબ્રહ્મની શક્તિ સાથે સર્વે કર્મોને પ્રાપ્ત થશે. અથવા શુષ્ક જ્ઞાનીઓની પેઠે તેજમાં તેજ ભળી જશે. અથવા કર્મવાદીઓ, જડવાદીઓની પેઠે સાક્ષાત્

ભગવાન બની જશે; એમ જીવાત્માનો મોક્ષ, કે મુક્તિ, માની બેઠા છે.

વિચાર કરો. હે સુજ્ઞજનો ! આત્મજ્ઞાન, ઉપાસના વગર મોક્ષપ્રદ નથી. કેવળ રૂડા ગુણો આચરવાથી, ઇંદ્રિયોનો નિગ્રહ કરવાથી, તપ, ત્યાગ, તમામ સાત્વિકગુણો સેવવાથી, તથા આત્મસત્તાએ વર્તવાથી, સુખ, દુઃખ, હાણવૃદ્ધિ, ખોટ, લાભ, માન, અપમાન, તથા અંતર્વિકારો, કામ, ક્રોધ, લોભ, ઇત્યાદિક દોષોથી તે સત્તાપણે રહીશકે, સુખી જીવન ગાળે, તેની ધીરજ ડગે નહિ, ને સાત્વિક ગુણો—તપ, નિયમ, દમ, શમાદિકે કરીને આનંદી રહે ખરો, પણ અંતસમે આ ગુણો, સાત્વિકજ્ઞાનથી સંપાદન કરેલા શું કામના છે ? અંતસમય—મૃત્યુ સમય, તો સમુદ્ર જેવો છે, તે વખતે તો આત્મજ્ઞાની, અથવા અજ્ઞાની જીવ, સર્વે ઉભા થઇ રહે છે. તે વખતે ભગવાનની ઉપાસના રૂપી વહાણનું કામ પડે છે. જે નાવમાં બેસે છે, તે જ્ઞાની, અજ્ઞાની, સર્વે પેલે કાંઠે ઉતરી પડે છે. પણ આત્મનિષ્ટાએ, કે રૂડા ગુણો આચરવાથી, સંસાર સમુદ્ર તરી પેલે કાંઠે જઈ શકાતું નથી, ને નથી. એ સિદ્ધાંત વાર્તા છે.

કારણકે, નિવૃત્તિમાર્ગનાં જે શુભ કર્મો—ત્યાગ, વૈરાગ્ય, ને સાધુતાના ગુણો, તથા પ્રવૃત્તિમાર્ગનાં જે ગૃહસ્થનાં શુભ કર્મો—સેવા, પરોપકાર, નિયમ, સદાચાર, બ્રહ્મચર્ય, વિગેરે તમામ શુભકર્મો, સાત્વિક ગુણ ને આધારે છે, અને તે સુષુપ્તીરૂપ માયાને વિષે લીન થાયછે. તો તે પર સામ્યાવસ્થારૂપ, તુર્યપદ, ઇશ્વરી દૈવીગુણો, દૈવીસંપત્તિ, ઐશ્વર્ય, પ્રતાપની ભવાના, વિગેરે ઈશ્વરીમાયા

તેતો જીવથી અંતસમે કેવી રીતે ઉલ્લંઘી શકાય? અર્થાત્ ઉલ્લંઘી શકાતી નથી. લક્ષ્યાર્થથી પણ ઉલ્લંઘી શકાતી નથી.

દાખલા તરીકે—જડભરત, બ્રહ્મસત્તાવાળા, દયાએ કરીને મૃગના દેહને પામ્યા. શ્રીશૃંગરૂષી બ્રહ્મરૂપ હતા, છતાં વેશ્યાના કપટથી, ઈંદ્રિયોના રસાસ્વાદથી, મહામોટા વિક્ષેપને પામી, માયાથી લુંટાયા. શીવ સમાધિવાળા, મોહની સ્વરૂપમાં મોહ પામ્યા. સૌભરી સમાધિવાળા મહા તપસ્વી, માછલીનો સંગમ દેખી પરણ્યા, ને ગૃહસ્થાશ્રમ ભોગવ્યો. બ્રહ્માપણ સરસ્વતીને દેખી મોહ પામ્યા. દુર્વાસારૂષી મહાતપસ્વી માયાથી લુંટાણા છે. અર્થાત્ કહેવાનું કે, દેશ, કાળ, ક્રિયા, ને સંગના વિપરીતપણામાં ગમે તેવો આત્મજ્ઞાની, કે ત્યાગી, તેની બુદ્ધિ વિકારને પામ્યા વગર રહેશેજનહિ. અંત સમય તો એથી પણ મહાવિકટ છે. સાક્ષાત્ બ્રહ્મ સ્વરૂપના સંગ વગર, તેના આશરા વગર, સાક્ષાત્ જ્ઞાન સિદ્ધ થયા વગર, ચિત્ત કોઈ કાળે નિર્વાસનીક થયું નથી, ને થનાર નથી. સમાધિમાંથી પણ જીવાત્માને પાછો ખેંચી લાવે છે, તો જીવનું શું ગજું? ઘડીકમાં ચિત્ત જીવાત્માને ત્રિલોકી ઉપજાવી આપે છે, ને સંસાર ચક્રમાં નાંખીદેછે. માટે માયાનાં આવરણ આઠ છે તે પરમાત્માના ગુણો જાણવાથી તથા આત્મામાં લક્ષ્ય કરવાથી દુર થઈ શકતાં નથી.

(૧) ત્યાગ, તપ, જપ, નિયમ, ને શુભગુણો ધારવાથી ઈંદ્રિયો જીતાય છે. પણ મન, તથા ચિત્ત, એ બે તો જીતાય તેમ નથી. સમાધિયે કરીને પણ જીતાય તેમ નથી. ને સમાધિ પણ ઉપાસના વગર સિદ્ધ થતી નથી. તો અવિદ્યા

જે કારણરૂપે લિંગવાસના—અવિદ્યાત્મક દેહ, તે જીવ સાથે જ જાય છે, રહે છે, ને વારંવાર સંસ્રુતીનું કારણ બને છે. જીવ—અલ્પજ્ઞ, અસમર્થ, કર્તા, ભોક્તા, જ્ઞાનક્રિયાનો જાણનાર, તે પરમાત્માના સ્વરૂપના ગુણો જાણીલે, તેથી સર્વજ્ઞતા, સર્વવ્યાપકતા, અકર્તા, અન્યથાકર્તા, જ્ઞાનનો આધાર, ઇત્યાદિક અપાર સુખના આનંદને નજ ભોગવી શકે.

॥ यतो वाचो निवर्तंते अप्राप्य मनसासह ॥ (श्रुति.)

પૃથ્વી, જળ, તેજ, ઈત્યાદિક આકાશમાં રહ્યાં છે, પણ કોઇ આકાશના ભાવને નથી પામતાં. તેમ અભક્ત—નિરાકારવાદવાળા જીવનાં, મન, વાણી, ભગવાનને નથી પામતાં. કારણકે, ગુણના જાણવે કરીને વિજ્ઞાન થતું જ નથી. ભલે મનન કરે તો પણ શું ? માયિક એવાં જે ઇંદ્રિયો, અંતઃકરણ, તેણે કરીને, ગુણાતીત તથા અગોચર પ્રભુને તથા તેની પ્રભાને નજ પ્રાપ્ત કરી શકાય.

ભગવાનનો નિશ્ચે થાય છે તે સાક્ષાત્ નયનગોચર સ્વરૂપનાં. પ્રથમ ઈંદ્રિયોમાં નિશ્ચય થાય છે, પછી મનમાં, પછી બુદ્ધિમાં, પછી જીવમાં નિશ્ચે થાય છે. પરમાત્માનું સ્વરૂપ મનવાણી થકી પરછે, અને ગુણાતીત છે. જીવાત્માનાં ઇંદ્રિયો, અંતઃકરણને જાણનાર જે જીવ, તેની ત્રણે અવસ્થા જાગ્રત, સ્વપ્ન, ને સુષુપ્તિ, તેને ભગવાન પ્રકાશેછે. રૂપપણે, તથા અરૂપપણે, કરીને રહ્યો જે જીવ, તેને ભગવાન, જ પ્રકાશે છે, અને સર્વે ઇશ્વર, તથા જીવોને, ભગવાન જ

પ્રકાશે છે. અને સર્વે જીવનાં ઇંદ્રિયો, પ્રાણ, તથા વિષય-ભોગાર્થે તે જીવોને માટે જ સર્જેલાં છે, તે ભોગ ભોગવવાં, તથા જન્મને અર્થે તથા ઉચ્ચ લોકાંતરમાં, કર્મ પ્રમાણે જાવાને અર્થે તથા મોક્ષને અર્થે કર્યાં છે. અને સર્વે કર્યું ભગવાનનુંજ થાય છે. ઉત્પત્તિ, સ્થિતિ, ને પ્રલય, સર્વે જીવોના રૂડાને અર્થેજ થયાં જાય છે. માટે સર્વેના કારણ—વ્યાપકપણે કાર્યને વિષે રહે ને કાર્યથી જૂદા પણ હોય, તે ભગવાન જીવના કલ્યાણને અથે પૃથ્વીમાં સર્વે મનુષ્યને પ્રત્યક્ષ દર્શન આપે છે, ત્યારે જે જીવ સંતનો સમાગમ કરીને, એ ભગવાનની મનુષ્યરૂપ મૂર્ત્તિ, તેનો યથાર્થ મહિમા જાણી, તેમાં જોડાય છે, એટલે સાક્ષાત્ સંબંધે કરીને સાક્ષીરૂપે રહ્યા, એવા જે ભગવાન પુરૂષોત્તમ, તેનો સાક્ષાત્ નિશ્ચય કરી દે છે, તે જીવ બ્રહ્મરૂપ થાય છે. ને તેનાં ઇંદ્રિયો, અંતઃકરણમાં હા પડે છે. ને સર્વે નિર્ગુણપણાને પામી પુરૂષોત્તમ રૂપ થઇ જાય છે. હીરે કરીનેજ હીરો વિંધાય છે. પણ સાક્ષાત્ સંબંધ વિના કેવળજ્ઞાનથી, કે ગુણધ્યાનથી, કે આત્મસત્તારૂપે લક્ષકર્યાથકી જીવની અવિદ્યા ટળતી નથી, ને જીવ, બ્રહ્મસંજ્ઞાને પામતો નથી. ગમે તેટલાં સાધન કરે, ધર્મી બને, વૈરાગ્યવાન થાય, તોપણ નજ પામે. દુનિયાના પદાર્થની સાક્ષાત્ પ્રાપ્તિ વગર તે પણ ભોગવી શકાતા નથી, ને તેનો આનંદ પણ અનુભવી શકાતો નથી. જેમ દુધ દીઠું ને તેના ગુણ જાણ્યા, એટલે, યથાર્થ જ્ઞાન થયું, પણ તેનું સુખ તો તે પીવેતોજ થાય, ને દુધના પૌષ્ટીકપણાનું સુખ ઇંદ્રિયો, મન, તથા જીવાત્મા, ભોગવીશકે. પણ દુધ દેખવાથી, પ્રત્યક્ષ થવાથી, તેના ગુણ ભોગવીશકાતા-

નથી. તો આતો પરમાત્મા છે. તે એકલા ગુણોથી, તે ગુણોનો મન, અને બુદ્ધિસાથે નિશ્ચય કરવાથી, તથા ગુણો આચરવાથી, પરમાત્માના બ્રહ્માનંદનો, ઈંદ્રિયો, તથા મન, તથા જીવાત્મા, સુખ ભોગવી નજ શકે ? કારણકે, શુદ્ધ મનથી જાણ્યું, ને મનન કર્યું, ને ગુણો આચર્યા, તેથી કરીને ગુણોનું સુખ આવે. પણ પ્રત્યક્ષ જળની પેઠે વસ્તુને ન પચાવાય, ને સાક્ષાત્કાર ન પમાય, તો પરમાત્માનું સુખ ક્યાંથી મળે ? જ્યારે ભગવાનનું સ્વરૂપ પ્રત્યક્ષ દેખાય, ને નિશ્ચે થાય, ને તે પછી તે સાક્ષાત્ પ્રત્યક્ષ સ્વરૂપને વિષે ઇંદ્રિયો, અંતઃકરણ, ને અનુભવ–જીવતદાશ્રિતઅનુભવ પુગે, એવા ભગવાનના સ્વરૂપને જ્ઞાને કરીનેજ મોક્ષ પણ થાય છે. ને ભગવાનના સ્વરૂપનો અપાર આનંદ તથા સુખ અનુભવાય છે. માટે નિરાકારપક્ષમાં ગુણી વગર કેવળ ગુણનાજ્ઞાનથી તથા ગુણોને આચરવાથી, અનેક સાધન કરવાથી, પણ પરમાત્મા જે બ્રહ્મસ્વરૂપ તેને જીવતદાશ્રિત સાક્ષાત્ દુધની પેઠે પચવ્યા વગર, સાક્ષાત્ અનુભવ કર્યા વગર, પામ્યા વગર, પરમાત્માના સ્વરૂપનો જે આનંદ તથા સુખદાયકપણું તે કદાપી પણ મળી શકનાર નથી. (લોયા. ને કારી. ૧. લું. વિચારી લેશો.)તો પછી મોક્ષ તો થાયજ ક્યાંથી ? માટે પરમાત્માનું સ્વરૂપ તેમને–નિરાકારવાદીઓને, તો હાથજ આવ્યું નથી, ને દર્શન પણ થયું નથી, તો સિદ્ધિ શી ?

**सत्यं ज्ञानमनन्तं ब्रह्म यो वेद निहतं गुहायां परमेव्योमन् ।**
**सोऽश्नुते सर्वान् कामान् ब्रह्मणा सह विपाश्चेतेति ॥**

**॥ तैत्तिरी० ॥**

**सत्यं ब्रह्म**–એટલે જે વસ્તુ છે. અવસ્તુ તે નહિ. એટલે ઈચ્છા, દ્વેષ, રાગ, ઇત્યાદિક ગુણાત્મક સ્થિતીના રાગ જેના સ્વરૂપમાં નથી. એટલે નિર્વિકારી જેનું ત્રણે લોકમાં સ્વરૂપ છે માટે તેજ વસ્તુ છે ને સત્ય છે. ને તે સિવાય કારણ, કાર્યોપાધિવાળાં, પુરૂષ, પ્રકૃતિ સુધીનાં ક્ષેત્રો, ને જીવો, તે તેમના ગુણકર્મે સત્ છે પણ વિકારને તાબે હોવાથી, ઉપાધીવાળાં હોવાથી, અસત્ય—અવસ્તુ છે. ને બ્રહ્મસ્વરૂપજ વસ્તુ છે, તે સત્ય છે.

**ज्ञानम् ब्रह्म**–એટલે જ્ઞાનરૂપ નહિ, પણ જ્ઞાનનો આધાર. અનંત ગુણો, ઐશ્વર્ય, આનંદ, ને પ્રતાપ, તથા જ્ઞાનઆદિક ગુણો, વિશેષણો, મૂર્તિમાન બ્રહ્મસ્વરૂપ ભગવાનને આધારે છે, તેને આશ્રીને રહેલાં છે. વ્યાપકપણું પણ તેનુંજ છે. એવા ગુણાતીત ભગવાન્ **अनन्त**–કહેતાં અમાપ, અખંડ, પૂર્ણ સર્વેના પ્રકાશી, સર્વેમાં વ્યાપક, અણુમાં, પરમાણુમાં, માંહી, બહાર, સર્વત્ર, શક્તિએ કરીને રહેલા, એવા મૂર્તિમાન ભગવાન્. ધામમાં છે, ને આ પ્રત્યક્ષ દર્શન દે છે, મનુષ્ય રૂપે નયનગોચર થાય છે, તેજ ધામમાં છે. તે, ને આ બન્ને સ્વરૂપ એકજ છે, એમ બ્રહ્મસ્વરૂપ, ભગવાનને જાણીને ધામમાં રહ્યા થકા, સર્વેમાં પ્રકાશી રહ્યા છે, તે સાક્ષાત્ મૂર્તિમાન્ ભગવાનનું સ્વરૂપ સંતસમાગમથી ઓળખીને, યથાર્થપણે ઇંદ્રિયો, અંતઃકરણ, તથા અનુભવે કરીને, પ્રત્યક્ષ સાક્ષાત્ નયનગોચર ભગવાનની મૂર્તિને જાણે, ત્યારે તે પૂરો જ્ઞાની કહેવાય. અને એ ત્રણે પ્રકારમાંથી જો એકેય ઓછું હોય, તો તેને આત્યાંતિક જ્ઞાન ન કહેવાય, ને જન્મ

મૃત્યુને ન તરે. આ પ્રમાણે સાક્ષાત્ ભગવાનના જ્ઞાને કરીને, વિજ્ઞાનને પામ્યો જે ભક્ત, તે ભગવાનને સંબંધે કરીને દિવ્ય થઈ જાય છે, ગુણાતીત થઈ જાય છે.

॥ कीटको भ्रमरीम् ध्यायन् भ्रमरत्वाय कल्पते ॥

ઇયળમાંથી ભમરીના ધ્યાનેકરીને ઇયળ ભમરી બની-જાય છે. ને કોઈ અંગ ઇયળનું રહેતું નથી. પછી તે ઇયળ ભમરીની પેઠે ઉડવાની ગતિ કરે છે. તે ભમરીના ગુણ ભોગવે છે. તેમ ભગવાનની સાકાર ઉપાસના વડે તથા સાક્ષાત્ ભગવાનના ધ્યાનવડે, બ્રહ્મસ્વરૂપ થઈ, તે ભક્ત, ભગવાનની સાથે **ब्रह्मणासह-विपश्चित्**=કહેતાં ભગવાનનાં અનંત ઐશ્વર્ય, સત્તા, સામર્થી, પ્રભા, અપાર વિદ્યા, અંત-ર્જામીપણું, સર્વજ્ઞપણું, ઇત્યાદિક પ્રાપ્ત કરી, ગુણાતિત સ્થિતી ભોગવે છે. પોતામાં પણ અપાર ગુણો દેખે છે. ભગવાનની મૂર્તિને પણ પોતામાં દેખે છે. ને બહારપણ સ્થાવર જંગમ સર્વે આકારોમાં દેખે છે. આ પ્રમાણે સાધર્મ્યપણાને પામે-છે. અપાર આનંદ ભોગવે છે. તોપણ ભગવાનની મૂર્તિ તેને તેથી અપાર ભાસે છે, જેથી સ્વામીસેવકપણે સદા રહ્યો-થકો, તે મૂર્તિમાંથી, અલૌકીક સુંદરતા, સુખદાયકપણું, ને પ્રભાનો અપાર આનંદ, હમેશાં ભોગવ્યા કરે છે. ચહાય તે કરવા સમર્થ થાય છે, ને નિર્બંધ વર્તે છે. એજ **विशिष्टा-द्वैतसिद्धि** છે. એજ મોક્ષ છે. આવા ઉત્તમ મૂક્તો ભગવા-નનો અપાર આનંદ, ધામમાં ભોગવે છે, અને કોઈ વખત આ પૃથ્વીના તળને વિષે મનુષ્યમૂર્તિ ધારણ કરતાજ નથી. પરમાત્માની મરજી હોય ને અનંત જીવોના જન્મ મરણના

કાંટા દૂર કરાવવા તથા ભગવાનનો સાક્ષાત્ સંબંધ કરાવવા માટે તે મનુષ્યમૂર્તિ ધારે, ત્યારેપણ તે ઉત્તમ મુક્ત, ભગવાનની પેઠેજ નિર્ગુણ બ્રહ્મસ્વરૂપજ છે. ને અનંત જીવોનાં બન્ધન છોડાવી, પરમપદ પમાડી શકે છે. તેટલા માટેજ કહ્યું છે કે—

**परोपकाराय सतां विभूतयः ॥**

જીવના કલ્યાણને માટેજ ઉત્તમ મુક્ત પૃથ્વી ઉપર જન્મને ધરે છે, અને સ્વતંત્ર નિર્બંધ વર્તી શકે છે.

(૧) મહાવાક્ય, **तत्त्वमसि** શું જણાવે છે. **तत्–त्वम्** ને **असि** શબ્દાર્થ કેટલાક કરે છે કે, **तत्** એટલે તે **ब्रह्म त्वं** એટલે તું જીવ. અને **असि** એટલે છે. એમ કહી બ્રહ્મ સાથે એકતા કરે છેંક, તે બ્રહ્મ છે, તે તું છે, એમ માન. આ અર્થ વેદ વિરૂદ્ધ છે ને ખોટો છે. એમાં ભગવાનના સ્વરૂપનો દ્રોહ થાય છે. જીવ તે અનાદિ જીવજ છે. ને બ્રહ્મસ્વરૂપભગવાન, તે અતિવિલક્ષણ, ને સર્વે દ્રવ્યોથી ભિન્ન છે. અને અંતર્જામીપણે સર્વેમાં સાક્ષીરૂપે રહેલા છે, તેથી સર્વેમાં પ્રકાશકરનાર તે છે. એટલે **तत्** કહેતાં તે પરમાત્મા, સાક્ષીના કારણ, સ્વપ્રકાશી છે, તેજ **त्वं** કહેતાં તારામાં રહેલા છે, જીવાત્મામાં રહેલા છે. જેમ દેહ વિશિષ્ટ જીવ, ને જીવાત્મા વિશિષ્ટ પરમાત્મા, સાક્ષીરૂપે રહેલા છે. અને સર્વે જીવ—ઈશ્વરમાં, તથા જડ—ચેતનના સમુહમાં, અંતર્જામીરૂપે રહેલા પરમાત્મા છે, તેને હે જીવ? તું ઓળખ. ને તેમની ઉપાસના ભકિતકર. એટલે તું સર્વે ઉપાધીથી છુટીશ, એજ બોધ આવાકય સુચવેછે. પરમાત્મા

સર્વેના શરીરી છે. ને સર્વ સમુહ, શરીર છે જેનું. એટલે જીવ, ઇશ્વરથી ભિન્ન રહીને, જીવના પાપ પુણ્યના સાક્ષી—બ્રહ્મ, સર્વેનું નિયંતાપણું ધરાવે છે. માટે હે, જીવ! તું તે નામના નામીને, ઓળખી લે. એટલે સર્વે પાપ થકી છુટીને, અક્ષય-પદ મેળવીશ.

(૨) વળી तत् પદ, त्वम् પદ, ને असि પદ, એ ત્રણ પદ ભગવાનને અને ઉત્તમ મુક્તનેજ લાગુ પડે છે. જ્યારે ભગવાન કે ઉત્તમ મુકત પૃથ્વીઉપર વિચરતા-હોય, ત્યારે त्वं પદ કહેતાં સમર્થપણું, ગમે તેવો પ્રતાપ દેખાડે, तत् પદ કહેતાં અસમર્થપણું, માણસના જેવી ક્રિયા, હારવું, જીતવું, મનુષ્ય ચરિત્ર બતાવે, ને असि પદ કહેતાં ગુણાતીતસ્થીતિ, ઉન્માદની માફક વર્તે, ને કોઇ નજરમાં ન આવે, વિગેરે, તમામ ભાવ માયીક, ને દિવ્ય બતાવે, અને તે ચરિત્રોમાં જે મોહ ન પામે, તેમાં કાંઇ દોષ પરઠે નહિ, તેજ ભકત સાક્ષાત્સબંધને પામે છે, તે ઉત્તમ ભકત થાય છે. કારણ કે, ભગવાન, કે ઉત્તમ મુકત, તો ગુણા-તીત છે. તેથી તે ભકત, તે સ્વરૂપ યથાર્થ ઓળખી લે છે, ને મોહ નથી પામતો, એટલે ભગવાન, કે સંતને, જેવો જાણે તેવો તે બ્રહ્મરૂપ બને છે. આ સંસાર ઘોરવગડા સમાન છે. અને તેમાં રહેલા જીવો, તેનો મર્મ ન સમજે તો, સંસારમાં રહેલાં ક્ષણીક સુખ, દુઃખ, તથા વિષયના ભોગ—નર્કમાં પાડનારાં થઈ પડે છે. અને તેનું પરિણામ તો માત્ર દુઃખજ છે. માટે ભગવાનની માયાના બળનો વિચારકરવાની જરૂર છે. સુખ શામાં રહેલું છે, તે વિચાર લાવવાની જરૂર છે. અને માયા, ને માયાનાં કાર્યરૂપ જે

બ્રહ્માંડ, તે અસત્ય છે, નાશવંત છે, ને કાળનું ભક્ષણ છે. અને સત્ય વસ્તુ આત્મા છે, તથા પરમાત્મા છે. અને સુખ તેમાં રહેલું છે. માટે મુમુક્ષુજનને સારઅસારના વિચારને પામવાની જરૂર છે.

ભકિતમાર્ગમાં, કે જ્ઞાનમાર્ગમાં, જે મુમુક્ષુજન પ્રવર્ત્યો છે, તેને વિચારને પામવાની જરૂર છે. ભગવાનમાં હેત હોય, તથા ધર્મમાં નિષ્ટા હોય, પણ જો સાંખ્યવિચારને ન પામ્યો હોય તો, સારા અને ભુંડા પંચવિષય, તેમાં સમાનતા થઇ શકેજ નહિ. માટે શુદ્ધ સાંખ્ય વિચાર પામવાની જરૂર છે. અને તેણે કરીને પ્રકૃતિ, ને પ્રકૃતિનું કાર્ય, તેની ઉત્પત્તિ, સ્થિતિ, ને પ્રલય, એ સર્વે જણાઇ જશે. અને અસત્યવસ્તુ જે પુરૂષપ્રકૃતિનું કાર્ય, અને તેનાં જે સુખ, તેમાં તુચ્છતા થઇ જશે. અને સત્ય, નિત્ય, અને નિર્ગુણ, એવું જે સદા અવિકારીસુખ, બ્રહ્મ, અને પરબ્રહ્મનું, તે જણાઇ જશે. આવી સમજણની દૃઢતાએ કરીને સર્વ લોક ભોગનાં જે સુખ, તે મિથ્યા મનાઇ જશે. અને સત્ય બ્રહ્મ તથા પરબ્રહ્મ છે, તેમને વિષે ઉપાસના દૃઢ થશે. અને સર્વના કર્તા, સદાસાકાર, એવા જે પરમાત્મા, તેમને વિષે દૃઢ ભકિત થાશે. જે પુરૂષ વિચારને નથી પામતો, તે પુરૂષ માયાને તરી શકવા સમર્થ થતો નથી. માટે સાંખ્ય વિચાર સદ્‌ગુરૂથી સમજી લેવો ખાસ જરૂરનો છે.

મુમુક્ષુજને અખંડ જાણપણું રાખવું. નિરંતર સાવધપણે રહેવું. હું કોણ? ક્યાંથી આવ્યો છું? શા અર્થે આવ્યો છું? એ સર્વે વિચાર કરનાર તથા તે પ્રશ્નોના પ્રત્યુત્તર

પોતાના મનમાં આવેતે, જીવાત્મા નિરંતર ભગવાન સન્મુખ રહ્યા કરે. જેમ જાગૃત રહેનાર માણુસ લુંટાતો નથી, તેમ જાણપણે રહેનાર સર્વે વાસનાઓને દૂર કરીશકે છે. અને માયાની જાળમાં સપડાઇ જતોનથી. ભગવાનના ભક્ત તો અખંડ જાણપણે રહે છે. અને પોતાનું નિશાન જે ભગવાન પામવાનું તે ચુકતા નથી. આ દેહે કરીને ભગવાનના ધામમાં નિવાસ કરવો છે, પણ વચમાં કોઇ ઠેકાણે લોભાવું નથી. એવી રીતે ભગવાનના ભક્તને જાણપણું રહે છે. અને દેહના વિકારને, તથા મનના વિકારને, દૂર કરતો રહે છે. જે ભક્ત જાણપણું નહિ રાખે, અને સાવધપણે નહિ વર્તે, તો પ્રભુ ભજવામાં દેહરૂપ થઇ જવાશે. અનેક ઘાટસંકલ્પને તાબે થઈ જવાશે. અને એ સર્વે ઘાટ, મોક્ષના માર્ગમાં અંતરાયરૂપ થઇ પડશે. બે સેનાઓ પરસ્પર લડતી હોય, અને બન્નેનાં નિશાન સામસામાં રોપ્યાં હોય, અને દરેક સેના સામાનું નિશાન લેવા તથા પાડવા પ્રયત્ન કરે છે તેમાં કેટલાકનાં માથાં પણ કપાઇ જાય છે. એમાં શૂરવીર, મરણીઓ થઇ પડે છે, ને કાયર પાછો હઠે-છે. અને શૂરવીરને, નિશાન લેવું તે પોતાની જાત કરતાં વિશેષ વહાલું હોવાથી, શૂરવીરપણાના ટેકને માટે ટૂક ટૂક થઇજાય છે. તેપ્રમાણે મોક્ષભાગીજીજ્ઞાસુને શૂરવીર થવાની જરૂર છે. અને ભગવાન તથા ભગવાનનું ધામ પામવું, એ રૂપી નિશાન લેવાનું તેનું કર્તવ્ય છે. તેવો પુરૂષ સર્વ વાસનાને છોડીદઇને, મનને તાબે કરીને, ભગવાન પરાયણ વર્તે છે. અને શૂરવીરની પેઠે રહે છે. જગતમાં સ્વાર્થ, અને પરમાર્થ, એવા બે માર્ગ છે. એમાં સ્વાર્થીમાણુસ દરેક પ્રાણી સાથે પ્રથમથીજ સબંધબાંધે છે. અને સ્વાર્થ-

વૃત્તિમાં પ્રવીણ થએલો પુરૂષ, પોતાનાં ભરણપોષણ કરવામાં વ્યવહારના અનેક પ્રપંચો સાધીશકે છે. એ સ્વાર્થ કહેતાં સંસારનો પ્રપંચ, તેના યથાર્થ રૂપમાં સાધવામાં આવે તો, તે જીવ નિયમપ્રમાણે સદાચારે વર્તતોથકો, ભગવાન સન્મુખ વળે છે. પોતાનો વ્યવહાર શુદ્ધપણે ચલવવો, અને તેની સાથે ભગવાનની ભકિતનું સાવધપણું રાખવામાં આવે તો, સ્વાર્થ સાથે પરમાર્થ સધાય છે. વ્યવહારમાં કુશળ માણસ ભગવાનને પણ મેળવવામાં ઘણો કુશળ નીવડે છે. વ્યવહારમાં ઘડાએલો પુરૂષ સહેલથી ભગવાન સાધી શકે-છે. પરંતુ દુષ્ટ, પ્રપંચી પુરૂષો, પ્રપંચમાં ઘડાએલા અનેક ભૂલોને તાબે થાય છે. અને ભગવાનને રસ્તે જઈશકતા-નથી. તેમની બુદ્ધિ દ્વેષવાળી, રાગવાળી, શ્રાપીત થઇ જવાથી તેમને પ્રપંચજ વહાલો થઈ પડે છે. અને યુકિત પ્રયુકિતએ કરી, ભરણપોષણ રૂપી વ્યવહાર કર્યા કરે છે. તેવા પુરૂષો સ્વાર્થમાંજ મરે છે. અને નર્કના અધિકારી થાય છે. વ્યવહારમાં અસાવધ મનુષ્ય કેવાં દુઃખને પામેછે કે જે દુઃખો ઘણુંજ કષ્ટને તથા આધિ, વ્યાધિ, અને ઉપાધીને, ભોગવાવે છે. તે પ્રમાણે ભકિતમાર્ગમાં ભજનનો કરનારો જીવ ગાફલપણે રહે તો, તેના રૂડા ગુણો લુંટાઈ જાય છે, ને તેને ભક્તિમાર્ગમાં ઘણી ખોટ આવેછે. વ્યવહારમાં કુશળ પુરૂષ, પોતાનો વ્યવહાર ઘણો સુધારી શકે છે, અને જો તે આળસ અને પ્રમાદ રાખે તો તેનું ઘરસૂત્ર માલવગરનું થઈજાય, અને તેના પરિણામે તે પુરૂષને ઉપાધિના ઘણાં દુઃખો વેઠવાં પડે છે. એવી રીતે જીજ્ઞાસુ ભકત, આળસ અને પ્રમાદ રાખે, સમાગમ કરવાનું ન કરે,

ને કુસંગનો જોગ વધુ રાખેતો બંનેમાર્ગ તે પુરૂષ બગાડે છે. નથી સ્વાર્થમાં પણ રહી શકતો, ને નથી પરમાર્થ પણ સુધારી શકતો. કેટલાક પુરૂષો એમ કહે છે કે, પ્રભુભકિત કરીને શું કરવું છે ? વળી થશે તેટલી કરીશું. વળી પરમાત્મા આપશે તો કરીશું. એવાં બહાનાં બતાવે છે. વળી બોલે છે કે, મોટા થઈશું ત્યારે પ્રભુભજન તથા સેવન કરીશું. સાધુ પુરૂષને શરણે જઇશું. હજુ તો બહુ જીવવું છે. આજેજ પ્રભુભકિત કરીએતો સંસાર કેમ તરીએ ? એવો વિચારકરી ખાવું, પીવું, ને ખેલવું, એ પ્રમાણે સંસારમાં વિહાર કરે છે. પણ પ્રભુપ્રાપ્તિ સબંધી ક્ષણભર પણ વિચાર કરતો નથી. સારાં કર્મ કરતો નથી. ઉપાસના કે જ્ઞાનમાંથી એકેય ઉપાય યોજતો નથી. પોતા આગળ ઘણા મનુષ્યોને મરતા જુએ છે. તથાપિ તે ચેતતો નથી. જીવતર જુઠું છે, ને કાળનો કોળીઓ છે, અને મારી શી ગતિ થશે એ સંબંધી જે વિચાર નથી-કરતો, તેને જન્મીને અસાવધપણું કર્યું હોય ? મનુષ્યે આ દેહનો એક ક્ષણભર પણ ભરોસો રાખવો નહિ. અને જેટલું આત્માના સુખ માટે જાણપણું રહેશે, તેટલું તે કમાયો-છે, એમ જાણવું. આ મનુષ્ય દેહ ખોવાઇ જશે, લુંટાઇ જશે, અને તેનો નાશ થઈ જશે. માટે તેનો પળેપળે અને ક્ષણેક્ષણે સદ્ઉપયોગ કરીલેવો. દરરોજ થોડું થોડું શુભ-કર્મ કરવામાં આવે, પ્રભુ ભકિત કરાય, જ્ઞાન મેળવી સંસારની માયામાંથી છેટું રહેવાય, તો તેનું ફળ અગાધ પરમેશ્વરને ત્યાં જમે થશે. બુદ્ધિ નિર્મળ થશે. અને અંત

સમગ્રે ભગવાન મૂકી દેશે નહિ. એવા વિચારમાં જેનું મન નિરંતર તલ્લીન રહે છે, તે પુરૂષ સદા સાવધ કહેવાય છે. સદા જાગૃત મનાય છે. તે કદી ખોટમાં પડતો નથી, પરંતુ આત્મોન્નતિ વહેલી સાધી શકે છે. માટે દરેક પુરૂષે ભગવાન સંબંધી કાર્યમાં નિરંતર જાણુપણે રહેવું. સર્વ વાતે સાવધ રહેવાની દ્રઢ ટેવ, એજ પ્રપંચમાંથી પરમાર્થમાં, તથા પરમાત્માની ભક્તિમાં, જવાનું મુખ્ય સાધન છે. અને તોજ ભવબંધનમાંથી છૂટી ભગવાનના સ્વરૂપની પ્રાપ્તિ માટેનાં પોતાનાં સર્વ કર્તવ્યો સાધી શકાયછે. આ મનુષ્યજ પ્રભુનો અનન્ય ભક્ત બને છે.

(૩) જ્ઞાનપ્રાપ્તિ માટે તથા ભક્તિમાર્ગ સરળ થાય તેને માટે સદ્ગુરૂનો આશરો લેવો, અને તેની કૃપા મેળવવા માટે તેની વિશુદ્ધ ભાવનાથી સેવા કરવી, તેમના વચનમાં વિશ્વાસ રાખવો, મન, કર્મ, અને વચને, તેમનો સમાગમ કરવો. તેમની અનુવર્તી બરોબર પાળવી. અને તેમની સાથેનો સઘળો અંતરાય ટાળી નાખવો. અને તેવા સદ્ગુરૂને પ્રભુ તુલ્ય માની તેમની પાસેથી કથાવાર્તા રૂપી અમૃતનું પાન કરવું. અને તેમને આશરે આવેલા બધા ભક્તો સાથે પૂજ્યભાવ રાખી, તેમને પણ નિર્દોષ જાણવા. પણ અવગુણ ગ્રાહી થવું નહિ, એજ મોક્ષનો ખરો રસ્તો છે.

વિષય આધિન ન થવું. વિષયથી છેટે રહેવું. સર્વ નિયમો પાળવા. પોતાના વર્ણાશ્રમધર્મ તથા નિત્યકર્મ બરોબર કરવાં. અને ઉપાધિ ઓછી કરી, જેમ બને તેમ સઘળી વૃત્તિઓ ભગવાન સન્મુખ કરવી, પણ ઉપાધિ વધા-

રવી નહિ. નિરંતર સાર અસાર વસ્તુનો વિચાર કરવો, અને ભગવાનની ભક્તિનો માર્ગ જે રસ્તે સહેલો થાય, તે રસ્તો ગ્રહણ કરવો. કુસંગનો ત્યાગ કરવો. અને વ્યવહારમાં સજ્જન પુરૂષો સાથે સોબત રાખવી, અને સર્વ સર્વના ધર્મ, ભાઈ ભાઈના બરાબર પાળવા સાવધ રહેવું.

પ્રભુભક્તિ અહોનિશ કરવી. ભગવાનનું ધ્યાન કરવું. તેના પર દ્રઢ આસ્થા રાખવી. હું પ્રભુનો છું ને પ્રભુ મારાજ છે. હું જીવ નથી પણ આત્મા છું. એમ સત્તાપણે રહેવું. મારે આ સંસારમાં કંઇ પણ લેવા દેવા નથી. મારા આ લોકમાં તથા પરલોકમાં ભલું કરનાર ભગવાનજ છે, એમ માની અવિદ્યાનો ત્યાગ કરવો, અને કાળ, કર્મ, ને માયાથી ન ડરતાં ભગવાનના આશરાનું બળ રાખવું. બ્રહ્મરૂપ થવું. અને દેહના ગુણ દેહમાં હોમી દેવા. માયાના ગુણ માયામાં હોમી દેવા. ને હું અજર છું, અમર છું, એમ સત્તાપણે રહેવું. દેહની શુભાશુભ માયા મને નથી. હું તો આત્મા છું. ભગવાનનો છું. અને અનેકવાર દેહ ધર્યો છે, મારૂં કોઇ નથી. મારા તો ભગવાન છે. એમ નિરંતર વિચારકરી આત્મસત્તાની ભાવના દ્રઢ કરવી.

દ્રઢશ્રદ્ધા ભગવાન, ને ભગવાનના ભક્ત પ્રત્યેજ રાખવી. સત્યપદાર્થ ઉપર શ્રદ્ધા, એજ શુભફળદાતા છે. અને શ્રદ્ધા એ ભક્તિનું અંગ છે. મોટા પુરૂષોમાં શ્રદ્ધા રાખવી તેનાં વચન માનવાં, જેથી પ્રભુનો સાક્ષાત્કાર થશે. શ્રદ્ધા વગરની ભક્તિ ફળ આપતી નથી. ભગવાનનો મંત્ર અલભ્ય લાભ આપનારો છે, અને મોક્ષને પમાડનારો છે, એમ

માનવું. ભગવાનનાં કથા કીર્તન બરાબર કરવાં. તેમાં અચળ વિશ્વાસ રાખવો. અને પૂર્ણ શ્રદ્ધાથી કથા, તથા ભગવાનનાં ચરિત્રો. સાંભળવામાં આવેતો, પરમાત્માના સ્વરૂપનો સાક્ષાત્કાર કરવાને ભાગ્યશાળી થવાય. જે પુરૂષો તર્યા છે, તે શ્રદ્ધાએ કરી, પ્રભુનાં ચરિત્રો ગાવાથી, તર્યા છે. ભક્તિ કરવામાં, ભકતોમાં ઘણા ભેદ છે. નિર્મળમને ભક્તિકરનાર સર્વેમાંથી દ્રઢ શ્રદ્ધાવાનજ ભગવાનને પામે છે. જે ભકતો ભગવાનનું સ્મરણ કરે છે, ભગવાનની ભક્તિ કરેછે, બાહ્યોપચારથી અનેક પ્રકારની સામગ્રી સાથે પૂજા વિધિ કરે છે, પણ તે ભકતોમાં શ્રદ્ધા નહિ હોય તો, તેમની ભક્તિ ભગવાન અંગીકાર કરતા નથી, અને તેનું ફળ પણ થોડું છે. એવા દંભીપુરૂષો ભગવાનને પામતા હોય, તોપછી સંસારમાં દંભ કરનાર કોઈ પણ રહેજ નહિ, માટે જેનું અંતર મેલું છે, જેનામાં પ્રેમ નથી, જેનામાં શ્રદ્ધા નથી, તેવો ભક્ત ભગવાનને વહાલો નથી. સત્શાસ્ત્ર, અને ગુરૂવચનપરવિશ્વાસરાખનારપુરૂષ, મોક્ષને મેળવી શકે છે. ગુરૂવચન પર નિરંતર દ્રઢ વિશ્વાસ રાખવો. અને ગુરૂને પ્રભુ સમાન ગણી, અચળશ્રદ્ધાથી તેમની સેવાભક્તિ કરવી. જેથી મોક્ષનો માર્ગ વહેલો સધાયછે.

પતિવૃત્તાની ભક્તિ રાખવી. મુમુક્ષુજનોએ પતિવૃત્તાનો ટેક એક પરમાત્માના સ્વરૂપમાંજ રાખવો જોઇએ. જગતમાં શાસ્ત્રો અનેક છે. અને તેઓએ જુદાં જુદાં તત્વો પ્રતિપાદન કરેલાં છે. શાસ્ત્રો તો શું, પણ વેદની શ્રુતીઓ કોઇ સ્થળે કંઈ, ને કોઇ સ્થળે કંઈ, દેખાય છે. તેમજ સ્મૃતિઓ

અને પુરાણોના પણ ઘણાક ભિન્ન ભિન્ન સિદ્ધાંતો જણાય છે. આમ ઉપરથી જોતાં લાગે છે, પણ તે વસ્તુનું સંપૂર્ણ રીતે અવલોકન કરનાર પુરૂષ જ્યારે સુક્ષ્મદ્રષ્ટિએ જુએ છે, ત્યારેજ તેને ખબર પડે છે. સ્મૃતિ, આદિ શાસ્ત્રો અને પુરાણો એ સઘળાંની દ્રષ્ટિ, ચકોરની દ્રષ્ટિ જેમ ચંદ્રપ્રતિ છે, તેમ એકજ મુખ્ય વસ્તુપરજ ચોંટેલી છે. અને તેઓ પૃથક્ પૃથક્ માર્ગમાં રહીને એક ભગવાનનુંજ અવલોકન કરાવે- છે. પરમાત્માનું સ્વરૂપ એકજ છે. અને જે સ્વરૂપમાં દ્રઢ શ્રદ્ધા કરવામાં આવે, તે એકજ સ્વરૂપને પતિવૃત્તાની પેઠે સિદ્ધ કરવું. માટે દ્રઢટેક એક ભગવાનના સ્વરૂપને વિષે જ રાખવો. પણ દેવદેવીઓ, કે બીજા ઇતર દેવની ભક્તિ કરવી નહિ. તેમને માનવા. તેમનાં દર્શન કરવાં. પણ ભક્તિ તો એક પરમાત્માનીજ કરવી. જેમ કોઇ કાશીએ જાય છે, ને સો કોઈ જાત્રા કરવા જાય છે, પણ જનારાઓ જુદે જુદે સ્થળે રહેનારાં હોવાથી કાશીએ પહોંચવાના અનેક માર્ગો નિર્માણ થએલા છે. તે પ્રમાણે સર્વશાસ્ત્રનો મર્મ સમજવો. અને સર્વશાસ્ત્રમાં પરમાત્માનીજ ભક્તિ જણાવી છે. માત્ર અધિકાર પ્રમાણે માર્ગો જુદા જુદા દર્શાવેલા છે. કેટલાક ઉપાસનાને મુખ્ય ગણે છે. પરંતુ સર્વ શાસ્ત્રનો સિદ્ધાંત ભગવાનનેજ પ્રતિપાદન કરે છે. તે શાસ્ત્રો પ્રમાણે ભગવા- નનું સ્વરૂપ સદ્‌ગુરૂથકી ઓળખીલેવું. પરમાત્મા સર્વનું કારણ છે. સર્વના નિયંતા છે. દેવ, ઇશ્વર, સર્વના પ્રેરક છે. અને સર્વેમાં રહેલા છે, અને સર્વ એમાં રહેલું છે, એમ જાણી પરમકૃપાળુ પરમાત્માનીજ દ્રઢ ટેક રાખવી. અને ભગવાનના ભક્તને ભગવાન સંગાથે દ્રઢ પ્રીતિ રાખવી, અને

જેવે જેવે રૂપે કરીને ભગવાનનું દર્શન પોતાને થયુંછે, ને તે સંગાથે જેને દ્રઢ પ્રીતિ બંધાણી છે, તેને બીજા સ્વરૂપમાં પ્રીતિ બંધાયજ નહિ. અને પોતાના ઇષ્ટદેવ જે ભગવાન તેના જે અવતાર હોય તે સાથે પણ પ્રીતિ થાય જ નહિ. કેવળ જે સ્વરૂપની પોતાને પ્રાપ્તિ થઇ હોય, તેની સાથેજ દ્રઢ ટેક રાખવો. અને તેની મરજી પ્રમાણે વર્તવું, અને બીજા જે અવતારાદિક તે તો ભગવાનના જાણીને તેમને માનવા, પણ દ્રઢ ભક્તિ તો એક સ્વરૂપને વિષે કરવી. દાખલા તરીકે હનુમાનજી રામચંદ્રજીના ભક્ત છે. તે રામાવતાર પછી બીજા કેટલાક અવતાર ભગવાનના થયા, પણ હનુમાનજીની ભક્તિ રામચંદ્રજીને વિષેજ રહી. તે પ્રમાણે અત્યારે પણ પોતાને જે સ્વરૂપ મળ્યું છે તે ભગવાનના સ્વરૂપને વિષેજ દ્રઢ ભક્તિ કરવાની જરૂર છે. જુદા જુદા પર્વતમાંથી નીકળતી સર્વ નદીઓનું છેવટનું સ્થાન મહાસાગર છે. તેમજ દરેક શાસ્ત્રનું લક્ષ્યબિંદુ પરમાત્મા તરફ જ છે. માટે પરમાત્માના સ્વરૂપનેજ ભજવું. એક મતને વિષે રૂચી થાય, અને એક પરમાત્માને વિષે દ્રઢ પ્રીતિ થાય, તો તેજ પોતાને છેવટ સુધી પાર પહોંચાડે છે. આ ઠીક, ને આ ઠીક, એમ કરી શકાતું નથી. યાજ્ઞવલ્કયઋષિએ જનકને બોધ આપ્યો છે કે, હે જનક ! તારે માત્ર, મારા વચનને જ માન્ય કરવું, અને તેનેજ પોતાનું હિતકારક તથા શ્રેય માનવું. પણ તેના કરતાં બીજું ગમે તેટલું તને સારૂં લાગે, તોપણ તેના પર તારે વિશ્વાસ રાખવો નહિ. તોજ તને સાંખ્ય અને યોગ સિદ્ધ થશે. તારા સંશયો દૂર થશે. અને તું પરમમોક્ષને પામીશ. વળી શ્રીકૃષ્ણે અર્જુ-

નને એમ બોધ આપેલો છે કે, સર્વ ધર્મને, તથા અધર્મને, છોડી દઇને તું મારે શરણે થા. એટલે માત્ર મારાંજ વચનને અનુસર, અને હું કહું તે પ્રમાણે તું કરીશ, તો તારા સર્વ પાપો દૂર થશે. અને તું અભયપદને પામીશ. માટે એકજ ગુરૂનો આશરો કરવો, અને એકજ ગુરૂની આશ રાખવી. અને તેવા મોટા ગુરૂને વિષે દ્રઢ વિશ્વાસ રાખીને તેમના વચન પર રહેવું. પણ તેમાંથી કયારેએ મનને અસ્થિર કરવું નહિ. એમ સર્વ શાસ્ત્રો કહે છે. અને તે પ્રમાણે મોક્ષસિદ્ધ થાય છે. સદ્‌ગુરૂના વચન ઉપર શ્રદ્ધા રાખવી. દંભી, કે પાખંડી, કે પ્રેમઘેલાગુરૂ ઉપર વિશ્વાસ રાખવો નહિ. અનેક ગુરૂપણાનો નાતો ધરાવે છે. અને આ લોકમાં સર્વને ગુરૂ થઈ બેસવું છે. પરંતુ ભગવાનને પામેલા, ભગવાન સિદ્ધ કરેલા, ગુરૂને ઓળખી લેવા.

ઉપાસના એક પરમાત્માનીજ કરવી. અને સદ્‌ગુરૂના વચન પર વિશ્વાસ લાવી, પરમાત્માને સિદ્ધ કરવા. જે મનુષ્ય આ સંસારમાં મહામૂઢ હોય છે, અથવા તો જે પુરૂષ મહાવિદ્વાન હોય છે, તે બંને પરમસુખ ભોગવે છે. કારણકે, વિશ્વાસી હોય છે, તેને દાસત્વભક્તિ, એક સ્વરૂપને વિષેજ થાય છે. અને મહાવિદ્વાન હોય છે, તે જ્ઞાને કરીને ભગવાનનો આશરો કરે છે. અને એક પરમાત્માના સ્વરૂપને જ સિદ્ધ કરી શકે છે. બાકીના અર્ધદગ્ધ મનુષ્ય કલેશને પામે છે. ભગવાનની ભક્તિમાં એકજ આશરો ભગવાનનો દ્રઢ કરી લેવાની જરૂર છે. તેથી સર્વ પ્રકારની શાંતિ થઈ જશે.

દરેક મનુષ્યે સાધુ પુરૂષોનો સંગ રાખવો. સંગ સૌથી બળવાન છે. સર્વ પદાર્થોનું ઉત્પત્તિસ્થાન સંગજ છે. સંગ એટલે ઐકયતા. એક પદાર્થનું બીજાની સાથે જોડાવું, તેનું નામ સંગ છે. જગતની ઉત્પત્તિ સંગથી જ થાય છે. અને પુરૂષ ને પ્રકૃતિનું કાર્ય પણ સંગથી જ બન્યું છે. પૃથ્વી ઉપર પડેલા બીજને પાણીનો સંગ થવાથી તે ઉગીનીકળે છે, અને મોટું વૃક્ષ થાય છે. વળી ઈંટોના પરસ્પર સંગથકી મોટું મંદીર ઉભું કરવામાં આવે છે. પારસમણી લોહનો સંગ કરે છે, તો લોહનો રંગ સુવર્ણ બની જાય છે. અને ચિંતામણીના સંગથી ચિંતવેલી વસ્તુ પ્રાપ્ત થાય છે. પરમાત્મા એક ચિંતામણી છે. અને એ ચિંતામણીના આશ્રય, તથા સમાગમ થકી અનેક મનુષ્યો પરમમોક્ષ પામે છે. માટે મુમુક્ષુજને ઉત્કૃષ્ટ સદ્ગુરૂ સંતનો સંગ કરવો. એ સંગનેજ સત્સંગ કહેવામાં આવે છે. અને એ સત્સંગની જેટલી પ્રશંશા કરીએ, તેટલી થોડી છે. એવા મોટાના સમાગમથી ભગવાનનું પરમપદ પ્રાપ્ત થાય છે, કે જે બીજાં કોટી સાધનો કર્યે પ્રાપ્ત થતું નથી.

માટે મુમુક્ષુજને કામ, ક્રોધ, લોભ, ઈત્યાદિ મનના વિકારોને તાબે થવું નહિ. કામનાને વશ થવું નહિ. કામના એટલે પોતાના ચિત્તને પ્રિય લાગતી અમુક વસ્તુને પ્રાપ્ત કરવાની ઈચ્છા એજ કામના છે. એ કામનાને ઓળખીલઈ, મનની વૃત્તિને તાબે થવું નહિ. વિષયમાં આસક્તિ, એ જ કામનાનો હેતુ છે. ક્રોધ એટલે પોતાના વિચારથી ઉલટું થવા પામે, અથવા પોતાને ન ગમે તેવું થતું જોઈ,

મન તપી જાય છે, અને ઉગ્ર બની જાય છે, તેનું નામ ક્રોધ છે. લોભ એટલે અમુકવસ્તુ, ધન વગેરે, પોતાની પાસે નથી, અગર પોતાની પાસે છે, તો તેમાં વધારો થાય, અને તેમાંથી કમી થવાનો પ્રસંગ આવે નહિ. અને તેને માટે ગેરવ્યાજબી ઈચ્છા થવી તે લોભનું સ્વરૂપ છે. મોહ એટલે અમુક વસ્તુપર વિષયની આસક્તિ થવી. તે ઉપર ચિત્તનું ચોંટવું, અને અન્ય વસ્તુઓ ભુલી જવી, એ મોહનું સ્વરૂપ છે. કોઇ પણ વસ્તુમાં આસક્તિ ઉત્પન્ન થાય, એટલે મોહ ઉપજે છે, અને મન ભુલાવામાં પડી જાય છે. અહંકાર એટલે હુંપણું, અહંપણું–હું અને મારૂં એ ભાવથી, એ વિચારોથી, બીજા પર મિથ્યાભિમાન થાય છે. હું, ને મારૂં, ગયું, એટલે અભિમાન જાય છે. માટે અભિમાન એ સર્વેનું કારણ છે. સર્વ વિકારોનું સ્થાન છે. અને અહંપણું, ને મમત્વપણું, એક ભગવાન, ને ભગવાન ભક્તમાંજ રાખ-વામાં આવે તો, સર્વ વિકારો દેહના દેહમાં સમાઈ જશે. આત્મબુદ્ધિ, પોતાપણાની બુદ્ધિ, ભગવાનમાંજ રાખવી. મત્સર એટલે બીજાનું સારૂં થતું જોઈ, મનને અણગમો થાય છે. અને સ્ત્રી, ધન, ને સારૂં સારૂં ભોજન, એ ત્રણ મત્સર ઉપ-જ્યાનો હેતુ છે. અને જેને એ ત્રણ વાનાં ન હોય, તેને માન છે, તે મત્સરનો હેતુ છે. અને મત્સરવાળો સારૂ દ્વેષી બળી મરે છે. માટે આ સર્વ વિકારોના ગુણો, તથા દોષો, જાણી લેવાની જરૂર છે. તેનો ઉપયોગ કરતાં આવડેતો, તેમાંથી સુખ અનુભવાય છે. અને દુરૂપયોગ કરવામાં આવેતો, તે જીવને બાળનાર થઇ પડે છે, અને દુઃખ દેનાર થઇ પડે છે.

જે પુરૂષને વિષયમાં રાગ હોય છે, તેને મનને વિષે પહેલું તો ભ્રમ જેવું થઇ આવે છે. પછી આ કરવા યોગ્ય, ને આ ન કરવા યોગ્ય, એવો વિવેક રહેતો નથી. અને તેણે કરી વિષયને વિષે પ્રવર્તે છે, ને મોહને ઘોડે ચઢે છે. એવો ભક્ત ભગવાનના સ્વરૂપમાં વૃત્તિ રાખવા જાય, તોપણ રહે નહિ. જ્યાં સુધી રમણિક પંચવિષયમાં ચિત્ત લોભાય છે, ત્યાં સુધી મોહ ટળે નહિ. અને જ્યારે એને ગમતો વિષય હોય, ને તેમાં ચિત્ત તણાય, અને સંત તથા ગુરૂ, તેનો નિષેધ કરેતો, તેના ઉપર રીસ ચઢે છે, અને તેનો દ્રોહ કરે છે. પણ ગુરૂનું વચન તે વખતે મનાતું નથી. એવું જેના અંતરમાં વર્તવું હોય, તેને મોહ કહીએ, અને મોહ એ તમોગુણનું કાર્ય છે. જે મુમુક્ષુજનનો જીવ કોઇ પણ વિષયમાં જોડાય છે, ત્યારે ગમે તેવો બુદ્ધિમાન હોય તોપણ, તેની બુદ્ધિનું કાંઇ ઠેકાણું રહેતું નથી, ને પશુ જેવો થઈ જાય છે. જ્ઞાની પણ પશુ જેવો થઈ જાયછે. માટે આસક્તિ ટાળવાનો ઉપાય પ્રથમ આત્મનિષ્ઠા અતિદૃઢ કરવી જોઇએ. અને બીજું ભગવાનના સ્વરૂપનું મહાત્મ્ય અતિશેપણે સમજવું જોઈએ. અને એમ સમજવું જે સર્વ સુખના નિધાન ભગવાન છે. અને સર્વે સુખ ભગવાનની મૂર્તિમાંજ રહેલાં છે. અને વિષયમાં તો એક એક વિષયનું સુખ જણાય છે. પણ ભગવાનની મૂર્તિમાં તો સર્વે સુખ ભેગાં રહેલાં છે. ભગવાનની મૂર્તિ અનુપમ સુખઆપનારી છે. અને એકવાર દર્શન કરે તોપણ તે ભક્ત પૂર્ણકામ થઇજાય છે.

એવી રીતે ભગવાનના સ્વરૂપનો મહિમા વિચારે, અને ત્રીજું ભગવાનને વિષે કર્તાપણું માને, જે કર્યું એક ભગવાનનુંજ

થાય છે. બીજા કોઇનું કર્યું થતું નથી. માયા અને માયાના કાર્યની ઉત્પતિ, તથા સ્થીતિ, તથા પ્રલયની રીતને સમજી રાખેતો, પંચવિષયમાંથી આસક્તિ ટળીજાય છે. અને સારા તથા નરસા વિષય તુલ્ય થઇ જાય છે. ત્યારે તે ભક્ત અનન્ય ભક્ત કહેવાય છે. અને પતિવૃતાનું અંગ પણ તેનુંજ જાણવું. અને જ્ઞાની પણ તેનેજ જાણવો. અને ભગવાન પણ તેના ઉપર રાજી થાય છે, અને તેજ ભકત ભગવાનને વહાલો છે. કલ્યાણને માટે જે ભકતને જતન કરવુંહોય, તેણે વિષયમાંથી આસકિત ટાળવી. પણ આકળા થઇને અકળાઇ જવું નહિ. વિષયમાંથી આસકિત ટળશે તોજ મોક્ષ થશે. માટે આ જન્મે જેટલી વિષયમાંથી આસકિત ટળે, તેટલી ટાળવા પ્રયત્ન કરવો, અને એમ કરતાં જો કાંઇક થોડી ઘણી વાસના રહી જાયતો, બીજો જન્મ ધરાવીને પણ ભગવાન ટળાવશે. એવા ભગવાન દયાળુ છે. પણ ભગવાનના ભકતે હીંમત હારવી નહિ. કારણ કે, તે નર્કચોરાસીમાં જનારજ નથી. સર્વશાસ્ત્રો આ પ્રમાણેજ બોધ આપે છે. અને વેદ પુરાણ સર્વેમાં આજ વાર્તા પ્રધાનપણે કહેલી છે. અને સર્વે ગ્રંથોનો એજ ગલિતાર્થ છે. અને સર્વે શાસ્ત્રનું એજ રહસ્ય છે. માટે મુમુક્ષુજને આ સર્વે સિદ્ધાંતને દૃઢ કરીને રાખવા. ભગવાનના ભકતને માન, તથા ઇર્ષ્યા, બહુજ નડે છે. ફલાણો શી ગણત્રીમાં છે, ફલાણાનું જ્ઞાન શા કામનું છે. આવો સંકલ્પ ન કરવો. માનને યોગે કરીને મત્સર ઉત્પન્ન થાય છે. અને બીજાને પોતાથી શ્રેષ્ઠ, ગુણ, જ્ઞાન, તથા વિદ્યાવાન જોઈ, તેનો દ્વેષ કરી તેને હલકો પાડવા પ્રયત્ન કરવામાં આવે છે.

આજ ઇર્ષ્યાનું સ્વરૂપ છે અને ઇર્ષ્યાવાન મનમાં બળ્યા કરે-છે પણ કોઇનું સુખ સહન કરી શકતો નથી.

પોતાના અવગુણો તપાસી શુભ વિચારથી જે જીજ્ઞાસુ વર્તે છે, તે પરમ કલ્યાણને પામે છે. પોતામાં શી વસ્તુ ઓછી છે, અને મારા પર પરમાત્મા શા માટે રાજી ન રહે, એવો વિચાર નિરંતર કરવામાં આવેતો, પોતામાં જે ખોટ છે તે ટળી જાય છે. અને ભગવાનના રૂડા ગુણો પ્રાપ્ત થાય છે.

કલ્યાણના ઇચ્છનાર પુરૂષે ઉપાધિ વધારવી નહિં. કારણકે, તે નિરંતર નિવૃતિ કાર્યમાં અંતરાય કરનારી થઇ-પડે છે. પોતાનો વ્યવહાર ચાલે તેટલું પ્રાપ્ત થાય એટલે સંતોષ-માની ભગવાન પરાયણ વર્તવું. અને તેથી મોક્ષમાર્ગ વહેલો સાધીશકાય છે. રાજાને રાજ્ય તે ઉપાધિરૂપ છે. વેપારીને વેપાર તથા તેમાં રાખવી જોઇતી મહત્તા, માન, વિગેરે સર્વ ઉપાધિ છે. ગૃહસ્થને પોતાના ઘરસૂત્રનો કારભાર તથા પોતાની કીર્તિ, મોટાઇ, વગેરે પણ ઉપાધિ છે. ખેડુતને ખેતી ઉપાધિ છે. અને સત્તાધારીને સત્તા, પદવીવાળાને પદવી, ચાકરી વાળાને ચાકરી પણ ઉપાધિ છે. એ સઘળી ઉપાધિ પોતાની માનવામાં આવે અને સદા તેમાં રમણરહે તો, કલ્યાણના માર્ગમાં અંતરાય પડાવનારી થઇ પડે છે. જ્ઞા-નીઓને જ્ઞાનનો ગર્વ તથા જ્ઞાનનું માન આવે છે, તેપણ ઉપાધિ છે. ધર્મવાળાને ધર્મનું ગૌરવ આવે છે. તેપણ ઉપાધિ છે. ભકિતવાળાને ભકિતનો ગર્વ આવે છે. તેપણ ઉપાધિ છે. અને ત્યાગવાળાને ત્યાગનો ગર્વ આવે તો તે-પણ ઉપાધિછે. એમ મોટાને પણ સંસારી ગૃહસ્થોની માફક

અનેક પ્રકારની ઉપાધિઓ વળગેલી છે. કોઇને માનની, તો કોઇને ઈર્ષ્યાની, તો કોઇને કોઇ સારા પદાર્થ સંગ્રહ કરવાની, એ સર્વે ભક્તિ માર્ગમાંજ ઉપાધિછે. આ ઉપાધિઓ જ્યાં સુધી જ્ઞાનીને અહંમમત્વ રહે છે, ત્યાં સુધી જ્ઞાનમાર્ગમાં, ભક્તિમાર્ગમાં, ઘણીજ ખોટ આવે છે, અને તેવો ભગવાનનો સાક્ષાત્કાર કરી શકતો નથી. માટે ભગવાનના ભક્તને દેહની ઉપાધિ પોતાની મનાય છે, અહંપણું પોતાને વિષે મનાય છે, ત્યાં-સુધી સર્વ દોષોની ઉપાધિ તેને વળગેલી છે. અને તેવો જ્ઞાની ઉપાધિવાળોજ ગણાય છે. ગૃહસ્થને સંસારની ઉપાધિ ગુંચવી નાખે છે, ને સંસારની ઉપાધિના સંયોગથી નાનાપ્રકારની જવાબદારી મસ્તક પર આવી પડે છે. પણ જે પુરૂષ વ્યવહારમાં સાવધ રહી, ઉપાધિ વધી ન પડે તેની કાળજી રાખે છે, તો તે આધિવ્યાધિમાં લેપાતો નથી. તેમ ભક્ત, પણ દેહની ઉપાધિઓને નહિ સમજે, તો દેહરૂપ થઇજશે, અને અનેક દોષોને તાબે થઇ, જ્ઞાનમાર્ગમાંથી પાછો પડતો જશે. અને કલ્યાણનો માર્ગ તેને ઘણો અંત-રાય રૂપ જણાઇ જશે. માટે ગમે તેવા રૂડા ગુણો વર્તે, તથા ગમે તેવી સ્થિતિ પ્રાપ્ત થાય, પણ જ્ઞાનીભક્તને નિમાનીપણે રહેવું, ને ભગવાનના સ્વરૂપને વિષેજ પ્રીતિ રાખવી. લોભ પણ ભગવાનના સ્વરૂપનો રાખવો, અને સર્વેની મોટાઇ કરતાં ભગવાનની મોટાઇ વિચારી, ભગવાનના સ્વરૂ-પને વિષે દ્રઢ પ્રીતિ રાખવી. ભગવાન તથા ભગવાનના ભક્ત સિવાય બીજું કંઇ વહાલું રાખવું નહિ. અને અહંપણું તથા મમત્વપણું એક તેમને વિષે રાખી, તેમની જે સેવા અને તેમાં દ્દઢ શ્રદ્ધારાખવી. વળી દેહને ભગવાનની આ-

જ્ઞામાં વર્તાવવો. અને ગમે તેવાં સુખ, દુઃખ, આવે, ગમે તેવી સ્થીતિ થાય, કે રાજ્ય મળે, કેદ મળે, ભીખ માગવી પડે, તોપણ જ્ઞાની ભક્તને સદા રાજી રહેવું. એજ ખરી જ્ઞાનની સ્થિતિ છે. અને સુખના નિધાન ભગવાન છે, એમ જાણી પરમાત્માના સ્વરૂપને વિષે સારપ તથા સુખ માની, સર્વ જગતના તથા માયાના પદાર્થને વિષેથી રાગ ઉખેડી નાખી, તેમને ખોટા માની, ભગવાનને વિષે વિરામ પામવો. એજ ભક્તનું કર્તવ્ય છે. ગૃહસ્થાશ્રમમાં ગૃહસ્થને અનેક ઉપાધિઓ છે બે પુત્ર પોતાની પછવાડે પોતાની સ્રીનું પાલન પોષણ કરનાર થઈ પડે, તેણે વાનપ્રસ્થ થવું એ જરૂરનું છે. અથવા સ્રી, પુત્ર, ધન, સંપત્તિ, આદિક સઘળો સંસાર વ્યવહાર બને તો જ્યેષ્ટ પુત્રને સોંપી, પોતાને માથેથી જગતની ઉપાધિ ઓછી કરવામાં કુશળ રહેવું, અને ગૃહસ્થાશ્રમમાં રહીને પોતાનો ઘણોખરો કાળ ભગવાન ભજનમાં ગાળવો. અને મોટા સાધુનો સંગ નિરંતર રાખવો. તોજ ઉપાધિ ઓછી થવા સંભવ છે. નહિતો કલ્યાણના માર્ગમાં વ્યવહારનો સઘળો પ્રપંચ અંતરાય રૂપ થઈ પડે તેમ છે. ક્યાંથી એવો બળવાન જીવ હોય, કે ઉપાધિમાં રહીને નિર્લેપ રહે, અને જનકની પેઠે તથા પર્વત ભાઈની પેઠે વ્યવહારમાં રહ્યો થકો નિર્લેપ તથા અસંગી વર્તે? કેટલાક ગૃહસ્થો ઘણી પ્રજા ઉત્પન્ન કરે છે. અને સંસારની અનેક ઉપાધિમાંથી કયારેય પણ ભગવાનનું ભજન કરવા નિવૃત થતા નથી. ભક્તિમાર્ગમાં પ્રવર્ત્યો છે, છતાં પોતાના ઘરમાં પણ સત્સંગ કરાવી શકતો નથી. છોકરાઓ પણ કુસંગી નીવડે છે. ઘરની સ્રી પણ કુસંગીજ રહે છે. એવી

રીતે ઘણા ગૃહસ્થનું જોવામાં આવે છે. એવો મુમુક્ષુ–ગૃહસ્થ શું કલ્યાણ સાધી શકનાર છે? જે પુરૂષ પોતાનું ઘર સુધારી શકતો નથી, અને સત્સંગને રસ્તે ચઢાવી શકતો નથી, તે ગૃહસ્થ ગૃહસ્થાશ્રમમાં ભૂલોજ પડેલો છે. એટલુંજનહિ, પણ તે ભગવાનના માર્ગમાં પણ ભૂલોજ પડેલો છે. જ્યારે તે ગૃહસ્થ પોતાને સંસારની બહારની ઉપાધિ જે જે વળગેલી છે તેમાંથી છુટો થવા પામતો નથી ત્યારે અંદરની ઉપાધિ, અંતઃકરણનો મેલ, મનનો મેલ અને માનના તથા અહંકારના મળને દૂર કરવા સમર્થ કેવી રીતે થાય? મારૂં કહેવું એવું નથી કે ભગવાં ધારણ કરવાં. પણ ગૃહસ્થથી બને તેટલી ઉપાધિ અમુક ઉમરે દૂર કરવી. અને ગૃહસ્થાશ્રમમાં રહીને પોતાના સંબંધીને સત્સંગને રસ્તે ચઢાવવાં એ કર્તવ્ય અવશ્ય કરવાનું છે. ગૃહસ્થ મુમુક્ષુ બાઈ અગર ભાઇને સત્સંગ મુખ્ય નહિ થવાથી, તે ભક્ત જે સેવા બને તે સેવાથી સંતોષ માને છે, અને સાધુસંત તેમના સંબંધમાં આવે છે, તેમની ખાનપાનાદિકની દેખરેખ રાખે છે, અને બે પૈસા મંદીર અર્થે ખર્ચે છે. આ પ્રમાણે તો સેવાધર્મ જ્યાં અને ત્યાં માલમ પડે છે. અને પંચ-વિષયમાંથી તે ગૃહસ્થ તથા બાઇ ભાઇ કયારેય પણ નિવૃત્ત થતા નથી, અને સંતોષ પામતા નથી. આ પ્રમાણે વર્તવાથી કલ્યાણના માર્ગમાં ઘણીજ ખોટ આવે છે. અને આ મનુષ્યનો દેહને લાભ તે મુમુક્ષુ ગુમાવી બેસે છે.

ત્યાગમાં જે ત્યાગી દેહરૂપ વર્તે છે, મનના સંકલ્પોને તાબે થાય છે, અહંકારની અહંમતીને તાબે થઈ, દેહનું

અહંપણું ધરાવે છે, તથા માનમાં ગુરૂ થઇ પોતાનું બળ દાખવે છે, અને રૂડા ગુણો નહિ છતાં દંભમાં રૂડા ગુણો બતાવવા યત્ન કરે છે, એવા ભેખધારી તુચ્છ બુદ્ધિવાળા સાધુઓ ગૃહસ્થ કરતાં હજાર દરજ્જે પાછા છે. કારણકે, ગૃહસ્થને તો સેવા પણ પરમ કલ્યાણનો હેતુ થઇ પડે છે. અને ત્યાગીને તો ગૃહસ્થ હરીજન ઉપર જીવવાનું છે અને સેવાને અંગીકાર કરે છે. એ તેના આત્માને અતિ દુઃખ દેનારી થઇ પડે છે. પરંતુ જો તે સાધુપુરૂષ હરિજનના કલ્યાણને અર્થે પોતાનો દેહ વર્તાવે તો પોતે અંગીકાર કરેલી સઘળી સેવા તના આત્માને સુખ આપે છે, ને શાંતિ પમાડે છે. સાધુઓ જે જે પાપ કર્મ કરે છે, તથા જે જે આજ્ઞા લોપે છે, તે શું ભગવાન જાણતા નથી? ભગવાનતો રજેરજ જાણે છે. અધર્મીભકતો, વાસનાવાળાભકતો, પોતાના મનમાં તો ડરતા રહે છે, કે, રખેને કોઈ જાણી જશે, અને મારૂં પાપ ઉઘાડું થઇજશે એમ બહુ ચિંતામાં રહે છે. અજ્ઞાનપણાથી આજ્ઞાનો ભંગ થાય છે, પૈસા રખાય છે, દેહનું જતન થાય છે, એ સર્વે સાધુ આશ્રમમાં શું ઉપાધિ નથી? નાના વિષયોમાં લેવાઇ જાય છે, સારા પદાર્થો પર પ્રીતિ કરે છે, એ સર્વે ઉપાધિજ છે. સાધુઓ પોતાનું ભલું કરી શકતા નથી, તો ગૃહસ્થ તો શું પાળી શકનાર છે? એ ભેખમાં તો ધુળજ પડી ગણાય. કદાપી જ્ઞાનીભક્ત વિષમદેશકાળે પોતાની સ્થીતિમાંથી ડગે, એ તો બનવા જોગ છે, પણ અજ્ઞાન-અવસ્થાને લીધે મન વિભ્રાંત જેવું થઇ જાય છે, અને વિષ-

યને આધીન બને છે. પરંતુ ભગવાન એ સર્વ દોષ જોઇ રહ્યા છે, અને પોતાનાં કરેલાં કૃત્યોનો બદલો ભોગવ્યે જ છુટકો છે. માટે સાધુએ દેહરૂપી ધન ઓળખી લેવું જોઈએ. અને સ્વભાવરૂપી સ્ત્રીને ઓળખી લેવી જોઇએ. દેહ તથા સ્વભાવ આ બંને ઉપાધિ ત્યાગીને હરહમેશથી કોટેજ વળગેલી છે. તે ઉપાધિને દૂર નહિ કરેતો, જરૂર અનેક રગોમાં તે વિષયને પામશે. અને કલ્યાણના માર્ગમાં જરૂર વિઘ્ન આવશે. ઉપાધિ ત્યજે એજ ત્યાગી છે. ભગવાં ધર્યે ત્યાગી થવાનું નથી. જેમ મન ભુંડા વિષયને દેખીને તપે નહિ, અને સારા વિષયને દેખીને ટાઢું પણ થાય નહિ, એવી રીતે જેનું મન અવિકારી રહેતું હોય તેજ સાધુ છે. અને એવું મન થાવું એ કંઇ થોડી વાત નથી. જે પુરૂષનું મન ભગવાનને વિષેજ રહે છે, અને વિષયને જોગે કરીને ટાઢું તથા ઉનું થતું નથી તેજ સંતને પરમભાગવતસંત કહેવામાં આવે છે. અને એવા સંતને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ને ગંધ, એ પંચવિષય તેમાંથી જ્યારે ઇંદ્રિયો પાછાં હઠે છે, અને કોઇ વિષય પામવાની ઇચ્છા રહેતી નથી, ત્યારે સર્વ ઇદ્રિયો પણ વશ થાય છે. અને જ્યારે ઇંદ્રિયો વિષયનો સ્પર્શજ નકરે, અને ભગવાનના સ્વરૂપનેજ ભોગવે, ત્યારે મન પણ ઇંદ્રિયો લગણ આવે નહિ. એવી રીતે પંચ વિષયનો ત્યાગ અતિદ્રઢપણે થઇ જાય છે. એવા સંત મળવા બહુ દુર્લભ છે. ગૃહી ત્યાગીનો કંઈ મેળ નથી. ઉપાધિ ત્યજી મનને ભગવાનના ગમતામાં વર્તાવે, એજ ભક્ત સાચો છે. અને એજ પરમ ભાગવતભક્ત છે. માટે મારૂં, અને હુંપણું, ટાળીનાંખી, એક ભગવાનજ વહાલા રાખવા; એજ સારમાં સાર છે.

અહિંસાધર્મ પણ અનેક પ્રકારનો છે. કોઇના જીવને દુખવવો, નાહક નુકશાન કરવું, સેવા માટે પણ કોઇના જીવને તાપ–પરિતાપ થાય તેમ વર્તવું, કોઈના જીવનો કે ભાગનો વધ કરવો, ઇત્યાદિક અનેક પ્રકાર હિંસાના છે. ખરૂં રહસ્ય તો એછેકે, એકભાઇની તલવાર, બીજા ભાઇના ગળા ઉપર ના ચલવવી, નબળા–આંખમાં સમાય, તેમના ઉપર અત્યાચાર ન કરવો. જો કોઇ તમને તમાચો મારે, તો તમે ધૈર્ય ધરી, તેના સામો તમારો બીજો ગાલ ધરો, તમારા ગમે તેટલા અપકાર કર્યા હોય, પરંતુ તમારે તો તેને ઉપકારજ કરવાનો છે. મોટા રૂષિ, મહાત્મા, નંદ-સાધુઓએ, વિશ્વવર્ત્તિમનુષ્યોમાટે સર્વસ્વ, અર્પણકર્યું-છે, અને ખરો અહિંસાધર્મ પાળીબતાવી અનેક જીવોને અભયદાન આપ્યાં છે. અને તેવાજ સાચા ભકતો, સાચા પુરૂષોજ, આ સેવાધર્મ ઉઠાવે છે, અને અનેક જીવોને માયામાંથી ઉગારી ભગવાનના પરમપદને પમાડે છે. વાસના શરીર જીવને વળગ્યું છે. અને પરમ દુઃખનું કારણ છે. એ કારણ શરીરને બાળીનાંખી તેને ભસ્મકરી નાંખી, તે જીવાત્માને માયાના બંધનમાંથી મુક્ત કરવો, અને ભગવા-નના અભયપદને પમાડવો, એજ મોટો ધર્મ છે. અને એ ધર્મ જેવું બીજું કોઇ પુણ્ય નથી. જીવને અભયપદ આપવું એજ મોટાપુરૂષનો ધર્મ છે. અને તેને ખરો અહિંસાધર્મ ગણવામાં આવે છે.

સારાસાર વિચાર:—આ જગતમાં ભગવાને મનુષ્યના ઉપયોગને માટે સર્વ ઉત્પન્ન કરેલું છે. જે પુરૂષ અસત્યને

ગ્રહણ કરે છે ને, સત્યને ઓળખતો નથી, તે પુરૂષ વિવેક રહીત કહેવાય છે. જેને સત્સંગ થયો છે, તેને સત્સંગથી વિવેક આવે છે. અને સાર અસારનો વિચાર કરીને સત્ય એવા ભગવાન, અને સત્ય એવા જે શાસ્ત્ર, તથા સત્ય એવા જે ધર્માદિક ગુણો, તેનું ગ્રહણ કરે છે. અને અસત્ય જે સંસારની જુઠી માયા, તેનો ત્યાગ કરવા તરફ દ્રષ્ટિ રાખે છે. જે પુરૂષ વિવેક રહીત રહે છે, ને સાર અસારને જોતો નથી, તે દુઃખનો ભોગી થાય છે. અને જન્મમરણથી છુટતો નથી. બુદ્ધિનો એવો સ્વભાવ છે કે, સારા તરફ નજર કરવી, અને અસત્યનો ત્યાગ કરવો. માયા અને માયાનું કાર્ય અસત્ય છે, અને મિથ્યા છે. તેનો મોહ ન રાખવો. સત્ય એવા જે ભગવાન, અને ભગવાનના લોક તેને વિષે પ્રીતિ રાખવી. સંસાર સ્વપ્ન સમાન છે. આપણે સ્વપ્નમાં જે જે ભોગવીએ છીએ અને અનેક પ્રકારનાં સુખ તથા દુઃખો સ્વપ્નામાં અનુભવીએ છીએ, તે સાચાં નથી, અને જાગીએ છીએ ત્યારે આપણે બહુજ નવાઈ પામીએ છીએ કે આ શું થઇ ગયું? અને આ શું જોયું? તે પ્રમાણે સંસારની માયા, સંસારના ભોગ, તથા સંસારનાં સુખ, તથા માયાનાં સઘળાં કાર્યનાં સુખ, મિથ્યા છે. જ્યારે સ્વપ્ન ખોટું છે, ત્યારે સંસાર પણ ખોટોજ છે. સ્વપ્ન અને સંસાર બંન્ને અસત્ય છે, અસાર છે, મિથ્યા છે, મૃગજળ જેવા છે ત્યારે તેનાં સાર શીરીતે માનવો?

હવે પ્રશ્ન એમ થાય છે કે, સત્ય વસ્તુને આપણે દેખી શકતા નથી. અને સત્ય વસ્તુ આત્મા—પરમાત્મા એ તો દૂર છે માટે તેને કેવી રીતે જાણવું. એવા વિચાર કરનાર

પુરૂષ મોટો ભાગ્યશાળી ગણાય છે. અને એવો વિચાર કરનાર પુરૂષજ ભગવાનને મેળવી શકે છે. ભગવાનને ઓળખાવનાર મોટા પુરૂષ છે. તે ગૃહસ્થ હોય, અગર ત્યાગી હોય, અગર ગમે તે આશ્રમમાં હોય, પણ તે ભકતજ તેનો ભેટો કરાવશે. માટે તેવા સંતને ઓળખી લેવા. તેમના સર્વ વિકારો ટળેલા છે. જેથી તેઓ આપણા સર્વ દોષ ટાળી શકશે. સાહુકાર હશે તેજ નાણાં આપશે. પણ ભીખારી શું નાણાં આપનારો છે ? માટે જેણે ભગવાનને મેળવ્યા છે, તથા જેનું રમણ ભગવાનમાં છે, અને જેનું કહ્યું ભગવાન કરેછે, એવા મોટા ભકત ભગવાનની પ્રાપ્તિ કરાવશે. સર્વ શાસ્ત્રમાં કહ્યું છેકે, જેની પાસે રૂડા ગુણો હશે, તેજ રૂડા ગુણો આપી શકશે. અને જેની પાસે ભગવાન હશે, તેજ ભગવાન પમાડશે. અને ધર્મ, જ્ઞાન, અને વૈરાગ્ય, પણ તે થકીજ પમાશે. નિર્વાસ્નિક પુરૂષના સંગે કરીનેજ નિર્વાસ્નકપણું પ્રાપ્ત થશે. અને એકાંતિક ધર્મમાં સ્થીતિ થઇહશે, તે થકીજ એકાંતિક ધર્મ પમાશે. માટે મોટા સંતના સંગમાં સર્વે પ્રાપ્તિ થાય છે. સદ્ગ્રંથ અને સત્પુરૂષનાં વચન તેણે કરીને જીવ વૈરાગ્યને પામે છે, તથા ભક્તિને પામેછે, ને જ્ઞાનને પણ પામે છે. ભગવાનનો સાક્ષાત્કાર પણ તેમની કૃપા થકીજ પ્રાપ્ત થાય છે. માટે સદ્ગુરૂના વચનમાં દૃઢ વિશ્વાસરાખી તેમનો આશ્રય તથા તેમનો સમાગમ નિરંતર કરવો, એજ સર્વ શાસ્ત્રનું રહસ્ય છે.

ઇસુનો ધર્મ—ઈસાઇયોનો, યુરોપને અમેરિકામાં છે. આ ધર્મમાં નીતિ તે સત્ય રહેલું છે. પણ હિંસાનો બાધ

ગણુતા નથી. બાઇબલ જેમાં ઈસુએ કરેલા નિયમો છે, તેનું બંધારણ પ્રમાણિકપણાને આધારે છે. મુક્તિનો છાંટો તેમાં જણાતો નથી. ને આંધળા લોકો બિચારા, મીશનરીઓથી ભોળવાઇ જાય છે. જેમ મુસલમાન ધર્મમાં રજોગુણ, ને તમો-ગુણના વેગો કુરાનમાં દર્શાઇ આવે છે, તેમ, બાઈબલમાં, રજ, ને સત્વગુણના વેગો દર્શાઇ આવે છે. ને તમોગુણ મિ-શ્રિત સત્વ રહેલ છે. એટલે એ લોકો જૂઠ્ઠાને બહુજ ધિક્કારે-છે. માટે આ બન્ને માર્ગમાં ભ્રષ્ટથતા લોકોને પાછા વાળવા, એ આપણી સ્વફરજ છે.

ચાર્વાકમત, તદ્દન નાસ્તિકવાદ છે. પાંચેમકાર–તેના ભોગ, તે તેનો મુખ્ય ઉદ્દેશ છે, તે અધર્મનો હાલ નાશ જોવામાં આવે છે.

જૈનમત––આમાં પણ ઉપાસના બીલકુલ નથી. તેઓ કર્મકાંડ ઉપર જ, સર્વે જીવન ગાળે છે. તેમના મુનિઓ, અતિશે અકર્મકપણે રહે છે. કેટલાકતો દેહનો એટલે સુધી અનાદર કરેછેકે, ગમે તેવું દુઃખ થાય, જાનવરો કરડે, હાડમાંસ ચુંથે, તોપણ કોઈ કોઇતો દેહછૂટે ત્યાંસુધી ધીરજ રાખીરહેતા માલમપડેછે. ઉજ્જન નગરીનો સુધન્વા, રાજા સાથે, શંકરાચાર્ય–સનાતનધર્મ પ્રવર્તક, મળીજઇ, જૈનમત, વેદવિરૂદ્ધ છે, તે સાબીતકરી, તે ધર્મના પ્રકાશકોનો પરાજય કર્યો હતો.

## જૈની–કર્મવાદીઓની મુક્તિનો પ્રકાર.

જૈન, કર્મકાંડ પૂરો કરી, જે આત્મસત્તાપણે રહેછે, તે આત્મ પ્રદેશમાં દેહ છૂટે ત્યારે જાય છે. આત્મપ્રદેશ, કહેતાંજ

સિદ્ધશિલા જેનો વિસ્તાર બહુ મોટો તેમનાં શાસ્ત્રો વર્ણવે-
છે તે સિદ્ધશિલા, આ બ્રહ્માંડ ઉપર, ચૌદલોક ઉપર, આ-
વેલી છે, ત્યાં જે પહોંચે, તે જન્મમરણથી રહિત થાય
છે એમ તેઓ માને છે. મુક્તિવાળો આત્મા—આત્મ પ્રદેશે
કરીને, સર્વ ઠેકાણે ફરી શકે છે. કેવળી—કર્મકાંડી, આવો
અધરપધરીયો મોક્ષ માની બેઠા છે, તેઓ અકર્મપણે રહે,
તોપણ તેઓતો કર્મમાં બૂડેલાજ છે. કારણ કે, સર્વ આત્મા,
વિભુ થઇ જાયછે, એ કેવળ કલ્પિતવાત છે. જેનો પ્રદેશ છે,
આત્મપ્રદેશ માને છે, તો તે અનંત કેમ થાય? વિભુ
કેમ થાય? સર્વજ્ઞ પણ નજ થાય? મુકત પણ નજ થાય.
અર્થાત્, તેમનો સમુદ્રમાં ડુબવા વારો છે, ને ડુબે છે.

ઉપાસના માનનાર હિંદુ ધર્મની મુક્તિના પ્રકાર

(૧) કેવળાદ્વૈત અર્થાત્, જીવાત્માને બ્રહ્મની એકયતા
અને જગત મિથ્યા, આ સંબંધી પ્રકરણ ૫ માં જીવ, એ
બ્રહ્મનો અંશજ નથી, તો પછી તેની એકતા થવી અસંભ-
વીત છે. તે પ્રકરણ વિચારી જોશો. એટલે આવાદ ભૂલ-
વણી ખવાડનાર છે ને ખોટો છે. આવાદ કથનારા
કોટે પાણો બાંધીને સમુદ્રમાં બુડી મરે છે. જ્ઞાનમાર્ગ
કથવામાં ભગવાનની ઉપાસનાનો આખો ભંગ થાય છે.
કારણકે, બ્રહ્મમૂર્તિ ભગવાન જે સર્વના કારણ, સર્વના
આધાર, ને સ્વામિ, તેમનુંજ ખંડન થાય છે. ને તેમના
સ્વરૂપમાંજ ચ્યુતભાવ, અંશાઅંશીભાવ પરઠાઇ જાય છે.
તેથી તે સમજનાર કલ્યાણના માર્ગ થકી પડયોજછે. ને અનેક
દોષ ગ્રહણકરી, જીવાત્મા બ્રહ્મને કંઇ લાગતું જ નથી એમ
કથીતે અશુભકર્મમાં પ્રવર્તિ બુડીજાયછે.

"બ્રહ્મજ્ઞાન આયો નહિ, ધર્મગીયો છટકાઇ,
મુક્ત કહે ઉભયવિધિ પરત નરકમેં જાય."

માટે આવાદ કથનારા નારકી થાયછે.

(૨) અદ્વૈત–શુદ્ધાદ્વૈત, આમાં બે વર્ગ છે, વેદને સંમત, શુદ્ધવેદના નિયમપ્રમાણે વર્તનાર ફક્ત બ્રહ્મસ્વરૂપ ભગવાનને નિરાકાર માનનાર. આ વર્ગ, વિદ્વાન માણસોનો છે. પંડિત વેદભણી, વેદને આધારે જીવ, ઇશ્વર, ને માયાના ભેદને સત્ય કહે છે, ને સચ્ચિદાનંદબ્રહ્મ, સર્વ વ્યાપક, તે જેવો કોઇ ચેતન થઇ શકતો નથી. જ્ઞાન મેળવી, શ્રવણ, મનન, નિદિધ્યાસ, યોગ વિગેરે સાધનાથી, બ્રહ્મસાથે સાધર્મ્યપણું મેળવવા પ્રયત્ન કરે છે, પણ એકતા નહિ. એટલે સાધર્મ્ય અન્વયભાવથી એકતા માને છે. જેમ પૃથ્વી, જળ, તેજ, ને વાયુ એ આકાશથી અન્વયપણે ભિન્ન છે અને વ્યતિરેકપણે સ્વરૂપ લક્ષણાએ પૃથક છે, તેમ, જીવભેદ, તેના સાધર્મ્યપણાને પામે, તોપણ નિરાકાર બ્રહ્મમાં, તેના વ્યાપકપણામાં, જીવચેતન વ્યાપવા સમર્થ થાય છે, પણ સ્વરૂપલક્ષણાએ ભિન્નછે. અર્થાત્, બ્રહ્મના પ્રદેશમાં (સચ્ચિદાનંદબ્રહ્મમાં) સ્થિર થાયછે, લીન થાય છે. તે અમુક કાળે પાછો ફરી પૃથ્વી ઉપર આવે છે, આવી કલ્પના તેમની છે.

ખાસ લખવાનુંકે, જો ગુરૂને વિષે ઉપાસના કરવામાં આવે ને ભગવાન નિરાકાર છે એમ જાણી ધ્યાન, ઉપાસના કરે, તો તે ભક્ત બ્રહ્મસત્તાને પામે છે, ને બ્રહ્મ સુષુપ્તિને

વિષે લીન થાય છે. તે પાછો કોઈ દિવસ નીસરતો નથી, ને કોઇ ઐશ્વર્યને પણ પામતો નથી. (ગ-પ્ર-૬૪) આ સબંધી ઉપાસનામાં લખેલું છે તે વિચારી લેશો.

(૨) અદ્વૈતવાદમાનનાર, જીવને બ્રહ્મથી જૂદો સમજે છે. પણ જીવની અનેક ગ્રંથી ઓગળી જાય છે, ને સાધનથી આત્મસત્તાને પામે છે, ત્યારે તેની લીનતા બ્રહ્મસાથે થાય છે. એટલે પોતાના આત્મામાં તથા બહાર વ્યાપક જે બ્રહ્મ, તેમાં નિવાસ કરે છે. અને વ્યાપક સચ્ચિદાનંદ બ્રહ્મમાં સ્થિત થઇને અનંત વિદ્યાવાળો, અનંત ગુણવાળો બની, જે જે કામના કરે છે, તે તે આનંદને પ્રાપ્ત થાય છે. પણ બ્રહ્મમાં ભળી જતો નથી. આ ઉપર જણવેલા શુદ્ધાદ્વૈતના બન્ને વાદમાં ગંભીર ભૂલો જોવામાં આવે છે. ભોગ ભોગવવાની ઈચ્છા, કે ઐશ્વર્યના રાગરહ્યા ને કામના રહી. વળી વિજ્ઞાનમય કોષ રહ્યો, ત્યારે તે મુક્તિ કહો, કે મોક્ષ કહો, તે અધર પધર રહ્યો. ને કાંઇ સુખ અનુભવાય નહિ, એ સિદ્ધાંત વાર્તા છે. જો મળી જાય એમ તેઓ માને તો, મુકિતનું સુખ કોણ ભોગવે? ને જેમ શુષ્ક વેદાંતિઓ, બ્રહ્મસાથે એકતા માને છે, એમ ગણે તો તો, જીવનો પ્રલયજ થયો જાણવાનો છે. અર્થાત્ અદ્વૈતવાદ, ગમે તે હયો, પણ તેમાં મોક્ષનો માર્ગજ બંધ થઇ જાય છે. માટે ભૂલેચૂકે તે ગ્રાહ્ય નથી.

(૩) દ્વૈતાદ્વૈત—આવાદમાં મુકિતના અનેક પ્રકાર વર્ણવ્યા છે. સકામભાવના, માયા ને બ્રહ્મ બન્નેની ભાવના કાયમ રહે છે.

જે જે અવતારરૂપે, વૈકુંઠવાસી, ગોલોકવાસીનાં સ્થાન છે, તે બધાં સ્થાન પ્રકૃતિના કાર્યની માંહી છે. ઉપાસના તે અવતારી પુરૂષની તે સ્થાનમાં, તે વિભૂતિમાં, કરવામાં-આવે છે. જ્યાં સુધી તે સ્વરૂપને વિષે ભકતોને નિર્ગુણ-ભાવ રહે છે, ત્યાં સુધી તે ભકતો તે તે ભગવાનની મૂર્તિનું સુખ અનુભવે છે, ને ભોગવે છે. સ્ત્રી પુરૂષ, ગોપ ગોવાળ, ને વાજાં, રમવાને માટે બાગ બગીચા, વિગેરે કુંજગલીઓનાં સ્થાન ત્યાં છે, અને ત્યાંથી વિકારને પામે, ને ભગવાનમાં દોષપરઠે, એટલે તે ભકતો પૃથ્વી ઉપર જન્મને પામે છે. રાધાને શ્રિદામ પડયા. વૈકુંઠમાંથી જય વિજય પડયા છે.

## મુક્તિના પ્રકાર.

સાલોકય–તે વિભુતિના લોકમાં નિવાસ કરવાની ઇચ્છા.

સારૂપ્ય–જેવી મૂર્તિ હોય, તેવા રૂપને પામવું. ચતુર્ભુજ વિગેરે.

સામીપ્ય–તેના થઇને, સેવકથઈ રહેવું. તેની સમીપે રહેવું.

સાયુજ્ય તે મૂર્તિ સાથે સંયુકત થઇજવું. જેમ રાધા શ્રીકૃષ્ણમાં દર્શાય છે, ને લક્ષ્મીજી વૈકુંઠનાથમાં દર્શાયછે તેમ. આ ચારે પ્રકારની મુકિત તે મોક્ષ નથી. પરંતુ ભગવાન જે કાર્ય માટે આવ્યા, તેના સબંધે કરીને તે તે જીવો તે તે પુરૂષના લોકમાં, અપાર વૈભવ ભોગવે છે, ને પાછાં વિકારને પામે ત્યારે પૃથ્વી ઉપર જન્મને ધરે છે. માટે આ મુકિત તથા તેનાં સ્થાન તથા તેના દેવ પણ ઇચ્છવા યોગ્ય નથી.

ઘણા વિદ્વાનો, ગીતા જેવા ગ્રંથમાંથી, અદ્વૈત જ્ઞાનાંશ
ગ્રહણકરી, નિર્વાણ આત્મા બનવા જાય છે. કારણકે,
અને ઉપરની મુક્તિઓ તથા લીલા, તથા રાસ, એ બધું
ાંદ નથી, એટલે ગ્રંથોમાંથી બોધ ગ્રહણકરી, તેવા
દ્વાનો, તિલક, વિવેકાનંદ રામતીર્થ, ને હાલ જે સન્યાસી-
ે કેટલોક, તે બધા, બ્રહ્મને જ માની નિરાકારવાદ ગ્રહણ-
ી, શુભકર્મો કરી, શાન્તિવાળું જીવનગુજારેછે. પણ
મમોક્ષ મળવો મહા દુર્લભ છે, તે આ અધ્યાય ઉપરથી
ષ્ટ સમજાશે.

એક પ્રકાની મુક્તિ "સાનુજ્ય" માનવામાં આવે છે.
ાં ભગવાનનીમૂર્તિ, સાકાર માની, ભક્તિ ઉપાસના વડે
ાસનાનેબળે, ભગવાન પાસે જઈ ભકતો, સેવામાં રહે-
આ મત રામાનુજાચાર્યનો છે. તે વિશિષ્ટાદ્વૈતવાદ છે
ા. પરંતુ બ્રહ્મસ્વરૂપનું યથાર્થ જ્ઞાન જેમ છે તેમ તેમને
જાયું નથી. ને મૂર્તિમાન બ્રહ્મ સ્વરૂપ, ભગવાનનો મહિમા,
ા પ્રતાપ, તેઓ જેવો છે તેવો જાણી શકયા નથી. તેથી
ણે સાનુજય મુક્તિ માની મોક્ષ માન્યો છે.

## વિશિષ્ટાદ્વૈત સિદ્ધિ.

મહાપ્રભુ, શ્રીજીમહારાજની રૂચી, તથા અભિપ્રાય,
ની ધામની રીત, જેમ છે તેમ તેમણે પ્રવર્તાવી અનેક
ાનાં અનેક અવતારના ભકતો તથા અનેક યોગભ્રષ્ટ
માઓનાં પરમ કલ્યાણ કર્યાં છે, થાય છે, અને થશે. તે
ત્યંમત મોક્ષ છે.

**सत्यं ज्ञानमनन्तं ब्रह्म योवेद निहितं गुहायां**
**परमे व्योमन् ॥**
**शोश्नुते सर्वान् कामान् ब्रह्मणासह विपश्चितेति ॥**

( आनं. उपनिषद. )

સત્ય તેજ વસ્તુ છે. સત્તા, સામર્થી, ઐશ્વર્ય, પ્રભા, કાન્તિ, સકલગુણ, વિગેરે અનંત કલ્યાણકારી ગુણોના આધાર, મૂર્તિમાન બ્રહ્મસ્વરૂપભગવાન છે. **योवेद** તેના યથાર્થ સ્વરૂપને જાણીને તેના સાક્ષાત્ સ્વરૂપના સંબંધવડે વિજ્ઞાન પામેલ જીવાત્મા ભક્ત, તે **परमेव्योमन्** પરમધામ, સર્વત્ર વ્યાપક, **બ્રહ્મપુર**, તેમાં જઇને નિવાસ કરે છે. **सोस्नुते सर्वान्कामान्** સર્વ ગુણાત્મક સ્થિતિનાભાવ–કામ જેના ટળીગયા છે. ને ગુણાતીત મૂર્તિ બનેલ તે ભકત બ્રહ્મસ્વરૂપ ભગવાન સાથે **विपश्चितेति** સાધર્મ્ય-પણાને પામી, અર્થાત્ અક્ષરબ્રહ્મના સાધર્મ્યપણાને પામી, બ્રહ્મમૂર્તિ ભગવાન તેની મૂર્તિને સુખે સદા આનંદમાં રહે છે. પોતામાં ભગવાન દેખે છે. ને બહાર પણ મૂર્ત્તિ દેખે છે. ને બ્રહ્મસ્વરૂપ થયોછે તોપણ મૂળમૂર્ત્તિ, ભગવાનની તેને તે અપાર દેખે છે. તેનો તે પારજ પામી શકતોનથી. એટલે સદા દાસ થઇ મૂર્ત્તિને સુખે સુખી-ઓ રહે છે. આજ પરમ મોક્ષ છે.

હે સુજ્ઞજનો! ખંડન મંડન કરવા મારો ઉદ્દેશ નથી, પણ

સત્યસ્વરૂપ બતાવ્યુંછે. સત્ય મોક્ષ બતાવ્યોછે. તો સાર ગ્રહણ કરશો.

ભગવાનની ઉપાસના ને ભકિત કરવાથીજ, સાક્ષાત્ સંબંધ થાય છે ને મોક્ષ થાય છે. અને ઉપાસના આ ભૂતળને વિષે કાયમ રહે, તેટલા માટે મંદિરો, ભગવાનની મૂર્તિની દેવસેવા કરવી ને કરાવવી, એજ ઉપાસકની ભકિત તથા સેવાછે.

ભગવાનને જે ભકત યથાર્થપણે જાણીને, સંતના સમાગમમાં રહીને, પરમાત્માની ધ્યાન, ઉપાસના કરે છે, તે ભકત પરમાત્માના યથાર્થ સ્વરૂપને ઓળખી શકે છે. તેનામાં ભગવાનના દિવ્ય અલૌકિક કલ્યાણકારી ગુણો, આવેછે. પછી જેમ ભગવાન સર્વે પ્રકારે નિર્બંધછે, તેમ તે ભક્ત પણ માયામાં રહ્યોથકો, નિર્બંધ, ને અતિશે સમર્થ થાયછે. તે ચહાય તે કરવા સમર્થ થાય છે. માટે હે સુજ્ઞ જનો! શાસ્ત્રને વિષે કહેલું છે કે, કળીકાળમાં, મળેલો મનુષ્યદેહ (સ્ત્રી કે પુરૂષ) તે મોક્ષનું સાધન છે. આવા સારા દેહને પામીને, ઉત્તમ જાતીમાં જન્મીને, જે ભગવાનને ન ઓળખે, સંત સમાગમ ન કરે, તે જીવહત્યારો ગણાય છે.

દેહ ગેહ સુતદાર કલ્પના મનની મરદો,
નહિ રહેના નેદાન આંહી સંસારમે મરદો,
દો દિનકા મિજમાન, આયકેલીયા નિવાસા,
આખર ફના મુકામ હરિ ભજ તન, મન પ્યાસા.

મનુષ્યનો દેહ પામીને જે માનવી સંસારને નથી

તરતો, તેમ મોટા સંત કહે તે માનતો નથી, વિશ્વાસ રાખતો નથી, ને ભગવાનને ઓળખતો નથી, તે જીવે છે, તોપણ મરેલોજછે. મહા અજ્ઞાની છે, ને મહામૂઢ છે.

સંપૂર્ણ બ્રહ્મવિદ્યા, પરમાત્માની કહેલ પરાવાણીના સ્પષ્ટ ખૂલાસા સાથે બે રચેલા મારા ગ્રંથો "**ભાગવત ધર્મ રહસ્ય ભા. ૧. ને ૨ જો.**" તે અગીઆરસો પૃષ્ટમાં, દરેક વિષય વાર ચર્ચાએલા છે, તે વાંચવા મારી ખાસ વિનંતિ છે. તે ગ્રંથોમાં સર્વે સિદ્ધાંત દર્શાવી દીધા છે. એકાંતિકધર્મ, અર્થાત્ ભાગવતધર્મનું રહસ્ય, જેના સિદ્ધાંત સર્વે મનુષ્યોને બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરાવનાર છે. સર્વશકિતમાન, મહાપ્રભુની સહાયતાથી, તથા કૃપાથી, તથા હરિજનોની સહાનુભુતિથી, એકાંતિકધર્મ આ ભૂતળમાં પ્રવૃત્ત થઇ જાય, અને સર્વે જીવો સદા ધર્મ, અર્થ, કામ, અને મોક્ષને, સિદ્ધ કરી, સદા આનંદમાં રહે એજ મારી મુખ્ય અભિલાષા છે.

**ओ३म् शान्तिः शान्तिः शान्तिः**

**સમાપ્ત.**

